आचार्यजी चाहें सो सबहि मिले। व्यासजी कृष्णदास सारिखे ढूंढनहारे। सो फलाहार यातें न मिल्यो, जो–श्रीआचार्यजी के मन में सामग्री उत्सव की करनी। ऊपर तें मर्यादा राखिवे के लिये फलाहार की कही। सो फलाहार न मिल्यो। तातें वेदव्यासजी द्वारा श्रीठाकुरजी ने कहवाई।

तातें श्रीगुसांईजी ने सात लालजीन में, बड़े घर (प्रथम पुत्र श्रीगिरिधरजी के घर) यह रीति राखी उपवास। और ठौर "उत्सवांते च पारणा" श्रीठाकुरजी सब सामग्री अरोगे।

**वार्ता-प्रसंग ८—(पाछें) श्रीआचार्यजी ने जब आसुरव्यामोह लीला करी, तब कृष्णदास ने हू विप्रयोग करि देह को त्याग कियो। वार्ता ॥ २ ॥**

* * *

**अब श्रीआचार्यजी महाप्रभुन के सेवक दामोदरदास संभलवारे क्षत्री, कनौज के वासी, तिनकी वार्ता को भाव कहत हैं—**

**भावप्रकाश**—दामोदरदास कों बालपनें तें विरह हतो, जो–श्रीठाकुरजी की प्राप्ति कौन प्रकार सों होई ? सो दामोदरदास एक समय प्रयाग में आये हते

---

ચાહે તો બધું જ મળે. વ્યાસજી, કૃષ્ણદાસ સરખા ખોળવાવાળા. તે ફલાહાર એ માટે ન મળ્યો, જે, શ્રીઆચાર્યજીના મનમાં ઉત્સવની સામગ્રી કરવી (એમ હતુ) ઉપરથી મર્યાદા રાખવાને માટે ફલાહારનું કહ્યું. તે (થી) ફલાહાર ન મળ્યો. તેથી વેદવ્યાસજી દ્વારા શ્રીઠાકુરજીએ કહેવડાવ્યું.

તેથી શ્રીગુસાંઇજીએ સાત લાલજીઓ (ના ઘર)માં, મોટા ઘરે (પ્રથમ પુત્ર શ્રીગિરિધરજીને ત્યાં) આ રીતિ રાખી ઉપવાસ (ની) (અને) બીજી જગ્યાએ (૭ ઘરમાં) 'ઉત્સવાંતે ચ પારણા' શ્રીઠાકુરજી બધી સામગ્રી આરોગે.

વાર્તા પ્રસંગ-૮—(પછી) શ્રીઆચાર્યજીએ જ્યારે આસુરવ્યામોહ લીલા કરી ત્યારે કૃષ્ણદાસે પણ વિપ્રયોગ કરી દેહનો ત્યાગ કર્યો. ॥ વાર્તા ૨ ॥

* * *

હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુના સેવક દામોદરદાસ સંભલવાળા ક્ષત્રી, કનૌજના વાસી, તેમની વાર્તાનો ભાવ કહીએ છીએ—

**ભાવપ્રકાશ**—દામોદરદાસને બાલપણેથી વિરહ હતો. જે શ્રીઠાકુરજીની પ્રાપ્ત કયા પ્રકારે થાય ? તે દામોદરદાસ એક સમય પ્રયાગમાં આવ્યા હતા. મકર

मकर स्नान कों । सो कृष्णदास सों मिलाप भयो। तब चर्चा करत कृष्णदास (मेघन) ने कही, श्रीवल्लभाचार्यजी प्रगट भये हैं । सो दक्षिण में पधारे हैं । कृष्णदेव राजा के समीप मायावाद खंडन किये हैं । उनकी कृपातें निश्चय श्रीठाकुरजी मिलेंगे। मेरे गुरु सों नेह है तिनसों कछु कार्य मेरो भयो नाहीं। तातें अब मैं जहां श्रीआचार्यजी होइंगे तहां जाऊँगो । यह दामोदरदाससों कहि कें कृष्णदास दक्षिण देस गये ।

जब तें दामोदरदास के पास तें कृष्णदास मेघन श्रीआचार्यजी के पास गये। तब तें दामोदरदास कों विरह वहोत रहे । जो मोकों श्रीआचार्यजी कौन प्रकार मिलेंगे? या प्रकार विरह करत महा महीना में मकर-स्नान दामोदरदास किये । सो महा सुदी १५ कों दामोदरदास मकर-स्नान करत हते। ता समय एक तांबे को पत्र गंगा-यमुना के संगम में ते दामोदरदास के हाथ आयो । सो दामोदरदास घर लाये। जब रात्रि कों दामोदरदास सोये। तब दामोदरदास कों स्वप्न भयो । यह पत्र बांचे ताको तू सरन जैयो । तब सवारे उठि के प्रयाग में बड़े-बड़े पंडित ब्राह्मण महापुरुष मकर-स्नान कों आये हते । तिन सबन कों बँचायो । कोई बांचि न सके । तब दामोदरदास कासी में सेठ पुरुषोत्तमदास के

---

સ્નાન માટે. તે કૃષ્ણદાસથી મેળાપ થયો. ત્યારે ચર્ચા કરતાં કૃષ્ણદાસે (મેઘને) કહ્યું, શ્રીવલ્લભાચાર્યજી પ્રકટ થયા છે. તે દક્ષિણમાં પધાર્યા છે. કૃષ્ણદેવ રાજાની સમીપ માયાવાદનુ ખંડન કર્યું છે એમની કૃપાથી નિશ્ચય શ્રીઠાકુરજી મળશે મારે ગુરુથી સ્નેહ છે તેનાથી કંઇ કાર્ય મારૂં થયુ નહીં. તેથી હવે હું જ્યાં શ્રીઆચાર્યજી હશે ત્યાં જઉ છું. આટલું દામોદરદાસને કહીને કૃષ્ણદાસ દક્ષિણ દેશ ગયા.

જ્યારથી દામોદરદાસની પાસેથી કૃષ્ણદાસ મેઘન શ્રીઆચાર્યજીની પાસે ગયા ત્યારથી દામોદરદાસને વિરહ ઘણો રહે. જે, મને શ્રીઆચાર્યજી કોણ પ્રકારે મળશે? આ પ્રકારે વિરહ કરતાં મહા મહિનામાં મકર-સ્નાન દામોદરદાસે કર્યું. તે મહા સુદ ૧૫ મે દામોદરદાસ મકર સ્નાન કરતા હતા તે સમયે એક તાંબાનો પત્ર ગગા-યમુનાના સંગમમાંથી દામોદરદાસના હાથ આવ્યો (મળ્યો) તે દામોદરદાસ ઘર લાવ્યા. (પછી) રાત્રિએ જ્યારે દામોદરદાસ સોયા ત્યારે દામોદરદાસને સ્વપ્ન થયુ. (કે) આ પત્ર વાંચે તેની તૂ શરણે જજે. ત્યારે સવારે ઉઠીને પ્રયાગમાં મોટા-મોટા પંડિત બ્રાહ્મણ મહાપુરુષ મકર સ્નાન કરવા આવ્યા હતા. તે બધાને વંચાવ્યો. (પરંતુ) કોઇ વાંચી ન શક્યા ત્યારે દામોદરદાસ, કાશીમાં

यहाँ व्यौहार हतो । (तहां गये) खरच की हुंडी सेठ पुरुषोत्तमदास के यहां ले गये हते । तिनसों सगरी बात दामोदरदास ने कही, जो–यह पत्र श्रीआचार्यजी बाँचेंगे । और काहूकी सामर्थ्य नाहीं । मोसों कृष्णदास सेघन कहि गये हैं । जो–श्रीआचार्यजी की सरन तें श्रीठाकुरजी मिलेंगे । (सो) यह सुनिके सेठ पुरुषोत्तमदास हू कों चटपटी लागी, जो–मोकों कब श्रीआचार्यजी को दरसन होइगो ? सो सेठ पुरुषोत्तमदास की वार्ता के भाव में वर्णन करेंगे। या प्रकार दामोदरदास दिन १५ कासी रहे । परंतु पत्र कोऊ न बांच्यो । तब कन्नौज में अपने घर आये । एसे विरह करत कछूक महिना में श्रीआचार्यजी महाप्रभु कन्नौज पधारे । तब गामके बाहर बागमें उतरे ।

वार्ता-प्रसंग १—**जब श्रीआचार्यजी कन्नौज पधारे तहां गाम के बाहिर एक बाग हतो तहां आप उतरे, और कृष्णदास कों गाम में पठायो। जो–सीधो सामग्री ले आउ। परि काहू सों कहियो मति। जो–श्रीआचार्यजी आप पधारे हैं।**

**भावप्रकाश**—यह कहे ताको अभिप्राय यह है, जो–दामोदरदास कृष्णदास कों मिलेगो। सो दामोदरदास सों पहिले आपहि कहे, जो–श्रीआचार्यजी

---

શેઠ પુરુષોત્તમદાસને ત્યાં વ્યવહાર હતો (ત્યાં ગયા) ખર્ચની હુંડી શેઠ પુરુષોત્તમદાસને ત્યાં લઇ ગયા હતા. તેમને સઘળી વાત દામોદરદાસે કહી. જે, આ પત્ર શ્રીઆચાર્યજી વાંચશે. બીજા કોઇની સામર્થ્ય નથી. મને કૃષ્ણદાસ મેઘન કહી ગયા છે કે શ્રીઆચાર્યજીની શરણથી શ્રીઠાકુરજી મળશે. એ સાંભળીને શેઠ પુરુષોત્તમદાસને પણ ચટપટી લાગી કે મને ક્યારે શ્રીઆચાર્યજીનું દર્શન થાય ? તે શેઠ પુરુષોત્તમદાસની વાર્તાના ભાવમાં વર્ણન કરીશું. આ પ્રકારે દામોદરદાસ દિવસ ૧૫ કાશી રહ્યા. પરંતુ પત્ર કોઇએ ન વાંચ્યો. ત્યારે કન્નોજમાં પોતાને ઘરે આવ્યા. એમ વિરહ કરતાં કેટલાક મહિનામાં શ્રીઆચાર્યજી મહાપ્રભુ કન્નોજ પધાર્યા. ત્યારે ગામના બાહર બાગમાં ઉતર્યા.

વાર્તા પ્રસંગ ૧—જ્યારે શ્રીઆચાર્યજી કન્નોજ પધાર્યા (ત્યારે) ત્યાં ગામના બાહર એક બાગ હતો ત્યાં આપ ઉતર્યા. અને કૃષ્ણદાસને ગામમાં મોકલ્યો, કે સીધું-સામગ્રી લઇ આવ. પરંતુ કોઇને કહીશ નહી કે શ્રીઆચાર્યજી આપ પધાર્યા છે.

**ભાવપ્રકાશ**—એ કહ્યું, તેનો અભિપ્રાય એ છે, કે દામોદરદાસ કૃષ્ણદાસને મળશે, તે દામોદરદાસને પહેલાં પોતે જ કહે કે શ્રીઆચાર્યજી પધાર્યા છે, તો

पधारे हैं । सो दामोदरदास द्रव्यपात्र है । तातें इनके बुलायवे की अपेक्षा यह मनमें आवे तो कृष्णदासको बिगार होइ । सो ताते बरजि दिये, जो-काहूसों कहियो मति । प्रीति होइगी तो आपुही आवेगो । यह अभिप्राय जाननो ।

और दूसरो अभिप्राय यह है, जो-जा दिन श्रीआचार्यजी कन्नौज पधारे तातें पहेलेई श्रीआचार्यजी आपकों (श्रीठाकुरजीकी) आज्ञा भई हती । जो-यहांके (कन्नौज के) जीव पावन करने हैं । तातें श्रीआचार्यजी आप बिचारे, जो-आग्या भई है तो आपही होइगो ताके लिये नाहीं करी हती ।

**तब कृष्णदास गाम में गये । सीधो सामग्री सब लीनी । सो सब ले के चले । तहां दामोदरदास राजद्वार तें आवत हते । सो मारग में जात कृष्णदास कों पहचानें । तब दामोदरदास घोड़ा तें उतरि के पास आये । तब दंडवत् करि के कह्यो और पूछ्यो जो-श्रीआचार्यजी महाप्रभु पधारे हैं ? तब कृष्णदास ने बिचार्यो तातें कछु उत्तर दियो नाहीं ।**

**तब दामोदरदास ने विचार्यो, जो-आचार्यजी बिना ए काहे कों आवे ? सो जब कृष्णदास चले तब दामोदरदास पाछे पाछे आये । घोड़ा घर पठवाइ दियो ।**

---

દામોદરદાસ દ્રવ્યપાત્ર છે તેથી તેમને બોલાવવાની અપેક્ષા (છે) એમ (જો કૃષ્ણ-દાસના મનમાં) આવે તો કૃષ્ણદાસનો બગાડ થાય. તેથી રોકી દીધા, કે કોઈને કહીશ નહીં. પ્રીતિ હશે તો પોતેજ આવશે. આ અભિપ્રાય જાણવો.

અને બીજો અભિપ્રાય આ છે, કે જે દિવસે શ્રીઆચાર્યજી કન્નોજ પધાર્યા તેના પહેલાં જ શ્રીઆચાર્યજી આપને (શ્રીઠાકુરજીની) આજ્ઞા થઇ હતી. કે અહીંના (કન્નોજના) જીવો (ને) પાવન કરવા છે. તેથી શ્રીઆચાર્યજી આપ વિચારે કે આજ્ઞા થઇ છે તો એની મેળે થશે. તેથી ના કરી હતી

ત્યારે કૃષ્ણદાસ ગામમાં ગયા. સીધુ-સામગ્રી બધું લીધું. તે બધું લઇને ચાલ્યા. ત્યાં દામોદરદાસ રાજદ્વારથી આવતા હતા. તે માર્ગમાં જતાં કૃષ્ણદાસને ઓળખ્યા. ત્યારે દામોદરદાસ ઘોડાથી ઉતરીને પાસે આવ્યા ત્યારે દંડવત્ કરીને કહ્યું અને પૂછ્યું, કે શ્રીઆચાર્યજી મહાપ્રભુ પધાર્યા છે ? ત્યારે કૃષ્ણદાસે વિચાર કર્યો, કે શ્રીઆચાર્ય-જીની આજ્ઞા નથી તેથી કંઇ ઉત્તર આપ્યો નહીં. ત્યારે દામોદરદાસે વિચાર્યું, કે શ્રીઆચાર્યજી વિના એ શા માટે આવે ? ત્યારે, જ્યારે કૃષ્ણદાસ ચાલ્યા ત્યારે દામોદરદાસ પાછળ પાછળ આવ્યા. ઘોડાને ઘર મોકલી દીધો.

तब कृष्णदास कों ओर दामोदरदास कों दूरि तें आवत श्रीआचार्यश्री ने देखें। तब दामोदरदास नें दंडवत् किये। तब कृष्णदास सों श्रीआचार्यजी ने पूछी, जो-तेंने वासों क्यों कह्यो ? तब इनने (कृष्णदास नें) कही, महाराज ! मैंने तो इनसों नाहीं कही। तब दामोदरदासनें श्रीआचार्यजी सों विनती कीनी, जो-महाराज ! इननें तो मोसों नाहीं कही। हों तो इनके पाछे चल्यो आयो हूं।

पाछे श्रीआचार्यजी (ने) दामोदरदास सों पूछी, जो-पत्र पायो है सो लायो है ? तब दामोदरदास ने बिनती कीनी, जो-महाराज! पत्र को कहा काम है ? तब श्रीआचार्यजी आप कही, जो-तोकों आज्ञा भई है। जो-पत्र बांचे ताकी सरन जैयो। तातें पत्र ल्याऊ। तब पत्र मंगवायो।

भावप्रकाश—श्रीआचार्यजी ने कृष्णदास सों कह्यो, जो-तेनें इन सों क्यों कह्यो ? यह कहे ताको कारन यह जो 'तेनें आज्ञा नांही' यह कह्यो तामें हमारे पधारनो तो, कह्यो। तब दामोदरदास ने कही, जो-इनने नाहीं कह्यो। मैं इनके पाछे चल्यो आयो हूँ। या प्रकार दैन्यता सिद्ध किये।

और दामोदरदास ने कह्यो, पत्र को कहा काम है ? यह कहि दामोदरदास

---

ત્યારે કૃષ્ણદાસને (અને) દામોદરદાસને દૂરથી આવતાં શ્રીઆચાર્યજીએ જોયા. ત્યારે દામોદરદાસે દંડવત્ કર્યા- ત્યારે કૃષ્ણદાસને શ્રીઆચાર્યજીએ પૂછયું, કે તેં એને કેમ કહ્યું ? ત્યારે કૃષ્ણદાસે કહ્યું, મહારાજ! મેં તો એમને નથી કહ્યું. ત્યારે દામોદરદાસે શ્રીઆચાર્યજીને વિનંતિ કરી, જે મહારાજ! એમને તો મને નથી કહ્યું. હું તો એમની પાછળ ચાલ્યો આવ્યો છું.

પછી શ્રીઆચાર્યજીએ દામોદરદાસને પૂછયું, કે પત્ર મળ્યો છે તે લાવ્યો છે ? ત્યારે દામોદરદાસે વિનંતિ કરી, કે મહારાજ! પત્રનું શું કામ છે ? ત્યારે શ્રીઆચાર્યજીએ પોતે કહ્યું, કે તને આજ્ઞા થઇ છે, કે પત્ર વાંચે તેની શરણે જજે. તેથી પત્ર લાવ. ત્યારે પત્ર મંગાયો.

ભાવપ્રકાશ—શ્રીઆચાર્યજીએ કૃષ્ણદાસને કહ્યું, કે તેં એને કેમ કહ્યું ? એ (મ) કહે તેનું કારણ આ છે, કે, તેં આજ્ઞા નથી એં કહ્યું, તેમાં અમારૂ પધારવું તો કહ્યું. ત્યારે દામોદરદાસે કહ્યું કે એમણે નથી કહ્યું. હું એમની પાછળ ચાલ્યો આવ્યો છું. આ પ્રકારે દીનતા સિદ્ધ કરી.

અને દામોદરદાસે કહ્યું, પત્રનું શુ કામ છે ? એમ કહી દામોદરદાસે એ

ने यह जतायो, जो--आप ईश्वर हो। मोकों अनुभव भयो है। तब (श्रीआचार्यजी) कहे ल्याव, भगवद् आज्ञा होय तेसे हि करनो।

तब श्रीआचार्यजी ने पत्र मंगवायो हतो सो बांच्यो। पाछे वाको अभिप्राय दामोदरदास सों कह्यो। पाछे दामोदरदास कों नाम सुनायो। पाछे श्रीआचार्यजी कों दामोदरदास नें अपने घर पधराये। पाछे दामोदरदास की स्त्री हू सरनि आई। तब दामोदरदास कों और उनकी स्त्री कों समर्पन करवायो। एक लौंड़ी दैवी जीव हती, सोउ सरन आई।

तब दामोदरदास नें विनती करी, जो–महाराज! अब कहा आज्ञा होत हैं अब हम कहा करे? तब श्रीआचार्यजी श्रीमुख तें आज्ञा किये, जो–अब तुम सेवा करो। तब दामोदरदास नें कही, जो–महाराज! सेवा कौन प्रकार करे? तब श्रीआचार्यजी महाप्रभु ने कही, जो–कहूं श्रीठाकुरजी को स्वरूप होय सो देखो। सो एक दरजी के यहां श्रीठाकुरजी को स्वरूप हतो। ताकों द्रव्य देके स्वरूप अपने घर ले आये। पाछें घर सब पोते पात्र सब बदलाये। पाछें श्रीआचार्यजी ने वा स्वरूप कों पंचामृत करवायो। श्रीद्वारकानाथजी नाम धर्यो।

---

બતાવ્યું કે આપ ઇશ્વર છો. મને અનુભવ થયો છે. ત્યારે (શ્રીઆચાર્યજી) કહે, લાવ. ભગવદ્ આજ્ઞા હોય તેમજ કરવું.

ત્યારે શ્રીઆચાર્યજીએ પત્ર મંગાવ્યો હતો તે વાંચ્યો. પછી એનો અભિપ્રાય દામોદરદાસને કહ્યો. પછી દામોદરદાસને નામ સંભળાવ્યું. પછી શ્રીઆચાર્યજીને દામોદરદાસે પોતાના ઘરે પધરાવ્યા. પછી દામોદરદાસની સ્ત્રી પણ શરણે આવી. ત્યારે દામોદરદાસને અને તેમની સ્ત્રીને સમર્પણ કરવાયું. એક લુંડી દૈવી જીવ હતી તો પણ શરણ આવી.

ત્યારે દામોદરદાસે વિનતી કરી, કે મહારાજ! હવે શી આજ્ઞા થાય છે? હવે અમે શું કરીએ? ત્યારે શ્રીઆચાર્યજીએ શ્રીમુખથી આજ્ઞા કરી, કે હવે તમે સેવા કરો. ત્યારે દામોદરદાસે કહ્યું, કે મહારાજ! સેવા કયા પ્રકારે કરે? ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુએ કહ્યું, કે કોઈ જગે શ્રીઠાકુરજીનું સ્વરૂપ હોય તો જુઓ. તે એક દરજીને ત્યાં શ્રીઠાકુરજીનું સ્વરૂપ હતું. તેને દ્રવ્ય દઇને સ્વરૂપ પોતાને ઘર લઇ આવ્યા. પછી ઘર બધું પોત્યું. પાત્ર બધાં બદલ્યાં. પછી શ્રીઆચાર્યજીએ એ સ્વરૂપને પંચામૃત કરાવ્યું. શ્રીદ્વારકાનાથજી નામ ધર્યું.



दामोदरदास संभलवाले के ठाकुरजी

श्रीद्वारकानाथजी

[ काँकरोली, तृतीय गृह ]

भावप्रकाश—श्रीद्वारकानाथजी नाम यातें धरयो, जो–राज रीति सों प्रथम सेवा को विस्तार दामोदरदास के माथे सोंपे हैं।

पाछें सिंहासन पाट बैठाये। दामोदरदास के माथे सेवा पधराय के पाछे श्रीआचार्यजी आप रसोई करि के भोग समर्प्यो। समयानुसार भोग सरायो। तब बी_ा समर्पन लागे। तब देखें तो पान हरे हैं। तब श्रीआचार्यजी दामोदरदास सों खीज के कहें, जो–हरे पान श्रीठाकुरजी कों न समर्पिये। उत्तम तें उत्तम सामग्री होइ सो श्रीठाकुरजी कों समर्पिये। श्रीठाकुरजी तो उत्तम तें उत्तम वस्तु के भोक्ता हैं। (तातें) उत्तम तें उत्तम सामग्री होइ सो श्रीठाकुरजी कों समर्पिये। ता पाछें स्त्री पुरुष भली भाँति सों सेवा करन लागे। सो श्रीद्वारकानाथजी की सेवा भली भांति सों होन लागी। और श्रीआचार्यजी नें आज्ञा दीनी, जो उतर्यो परकालो (वस्त्र को थान) होय तामें तें श्रीठाकुरजी कों न समर्पिये। मारे परकाले मेंतें प्रथम श्रीठाकुरजी कों लीजिये। और उत्तम सामग्री होइ तामें ते और ठौर न खरचिये। ता पाछे स्त्री–पुरुष नीकी भांति सों सेवा करन लागे।

---

ભાવપ્રકાશ—શ્રીદ્વારકાનાથજી નામ એથી ધર્યું કે, રાજરીતિથી પ્રથમ સેવાનો વિસ્તાર દામોદરદાસને માથે સોંપ્યો છે.

પછી સિંહાસન (ઉપર) પાટ બેસાડ્યા. દામોદરદાસના માથે સેવા પધરાવીને પછી શ્રીઆચાર્યજીએ પોતે રસોઈ કરીને ભોગ સમર્પ્યો. સમયાનુસાર ભોગ સરાવ્યો. ત્યારે બીડા સમર્પવા લાગ્યા. તો દેખે તો પાન લીલાં (કાચાં) છે. ત્યારે શ્રીઆચાર્યજી (એ) દામોદરદાસને ખીજીને કહ્યું, લીલાં પાન શ્રીઠાકુરજીને ન સમર્પિએ. (પીળાં, પાકેલાં, પાન સમર્પિએ) ઉત્તમથી ઉત્તમ સામગ્રી હોય તે શ્રીઠાકુરજીને સમર્પિએ. શ્રીઠાકુરજી તો ઉત્તમથી ઉત્તમ વસ્તુના ભોક્તા છે. (તેથી) ઉત્તમથી ઉત્તમ સામગ્રી હોય તે શ્રીઠાકુરજીને સમર્પિએ. તે પછી સ્ત્રી–પુરુષ સુંદર રીતિથી સેવા કરવા લાગ્યાં. તે શ્રીદ્વારકાનાથજીની સેવા સુંદર રીતિથી થવા લાગી. અને શ્રીઆચાર્યજીએ આજ્ઞા કરી, કે ઉતરેલું (વાપરેલું) વસ્ત્રનું થાન હોય તેમાંથી (વસ્ત્ર) શ્રીઠાકુરજીને ન સમર્પિએ. આખા થાનમાંથી શ્રીઠાકુરજીને (માટે વસ્ત્ર) લેવું. અને ઉત્તમ સામગ્રી હોય તેમાંથી બીજી જગાએ ન ખર્ચીએ. તે પછી સ્ત્રી–પુરુષ સુંદર રીતિથી સેવા કરવા લાગ્યા.

અને સેવા સામગ્રી થતી તે સોનાના કટોરામાં અમરસ રાખતા. તે એવી ઉચ્ચતાથી કે બીજો કોઇ ન જાણે કે આમા કંઇ સામગ્રી ધરી છે. એ રીતથી દામોદરદાસ સેવા કરવા લાગ્યા.

और सेवा सामग्री ऐसी होती जो–सोने के कटोरा में अमरस राखते, सो ऐसो उच्यतातें सो और कोई न जानें, जो–यामें कछु सामग्री धरी है। या भांति सों दामोदरदास सेवा करन लागे।

भावप्रकाश—पाछे वस्त्रादिक की रीति बताये। जो–और कार्य में कछु आयो होय तो (सो वस्तु) श्रीठाकुरजी के काम न आवें। जाके अर्थ उठे तिनको प्रसादी कहावे। तातें पहले श्रीठाकुरजी कों सब सामग्री में ते लेनो। श्रीठाकुरजी की सामग्री में ते अन्य ठौर खरच न करनो। या प्रकार पुष्टिमारग की रीति सबकों बताये।

सामग्री पीरी सोने के पात्र में मिलि जाइ। उज्ज्वल सामग्री रूपे के पात्र में मिलि जाइ। यह गूढ भाव जनाये। सोने के मिष श्रीस्वामिनीजी के भाव तें, रूपे के मिष श्रीचंद्रावलीजी के भाव सों सेवा करते।

पाछें श्रीआचार्यजी पृथ्वी परिक्रमा कों पधारे।

और दामोदरदास श्रीठाकुरजी को जल आप भरतें। सो एक दिन दामोदरदास को सुसर दामोदरदास के घर आइके दामोदरदास सों कहन लागे, जो–तुम जल भरि लावत हो, सो हमकों जाति में लज्जा आवति है। तातें तुम मति भरो। लोंड़ो पास जल भराओ।

तब दामोदरदास बिचारे, जो–सूरदासजी गाये हैं। "सूर

---

ભાવપ્રકાશ—પછી વસ્ત્રાદિકની રીતિ બતાવી. કે બીજા કાર્યમાં કંઇ આવ્યું હોઇ તો (તે વસ્તુ) શ્રીઠાકુરજીના કામ (માં) ન આવે, જેને માટે ખર્ચાય તેની પ્રસાદી કહેવાય. તેથી પહેલાં શ્રીઠાકુરજીને માટે બધી સામગ્રીમાંથી લેવું. શ્રીઠાકુરજીની સામગ્રીમાંથી બીજી જગે ખર્ચ ન કરવું. એ પ્રકારે પુષ્ટિમાર્ગની રીતિ બધાને બતાવી.

સામગ્રી પીળી સોનાના પાત્રમાં મળી જાય. ઉજ્જવલ સામગ્રી રૂપાના પાત્રમાં મળી જાય. આ ગૂઢ ભાવ સૂચવ્યો. સોનાના મિષે શ્રીસ્વામિનીજીના ભાવથી, રૂપાના મિષે શ્રીચંદ્રાવલીજીના ભાવથી સેવા કરતા.

પછી શ્રીઆચાર્યજી પૃથ્વી પરિક્રમામાં પધાર્યા. અને દામોદરદાસ શ્રીઠાકુરજીનું જલ પોતે ભરતા. તે એક દિવસ દામોદરદાસનો સાસરો દામોદરદાસને ઘર આવીને દામોદરદાસને કહેવા લાગ્યો કે તમે જલ ભરી લાવો છો તે અમને જાતિમાં લજ્જા આવે છે. તેથી તમે જલ ન ભરો. લુંડી પાસે જલ ભરાવો.

ત્યારે દામોદરદાસે વિચાર્યું, કે સૂરદાસજીએ ગાયું છે, કે "સૂર ભજન કલિ

भजन कलि केवल कीजे लज्जा का'न निवारि" और कीर्तन में गाये हैं। "का'न न काहूकी मन धरिये व्रत अनन्य एक लहीए हो" यह विचारि अस्त्री सों कहे तुमहू जल लेन चलो। तब दामोदरदास ने दूसरे दिन एक घड़ा तो आप लियो, एक घड़ा स्त्री के हाथ में दीनो। तब स्त्री भगवदी सो घड़ा (गागरि) ले ससुर के (दामोदरदास के) हाट आगे तें चले। तब दोऊ जने (फेर) वाकी हाटके नीचे होय के निकसे। तब जल लैके आये। तब पाछे दामोदरदास को ससुर आयो। सो आइ के दामोदरदास के पाइन पर्यो। और कह्यो, जो-मैं चूक्यो, जो-तुमसों कह्यौ। अब तें तुमही जल भरो, परि अस्त्रीजन पास जल मति भरावो। आज पाछे हम कछू न कहेंगे। तब आपहि जल भरन लागे। श्रीठाकुरजी दामोदरदास सों सानुभावता जनावन लागे। जो-कछु चाहिये सो दामोदरदास पास मांगि लेइ। बातें करे। सेवा करि के दामोदरदास ने श्रीठाकुरजी कों ऐसे प्रसन्न किये। सो इनकी सेवा देखि के श्रीआचार्यजी बहोत प्रसन्न भये। तब आप अपने श्रीमुखतें कहें, जो-जिन राजा अंबरीष न देख्यो होइ सो दामोदरदास कों देखो, राजा अंबरीष तो मर्यादामार्गीय हुतो। और ये पुष्टि-मार्गीय है। इनमें इतनी अधिकताई है।

---

કેવલ કીજે લજ્જા કા'ન નિવારિ" બીજા કીર્તનમાં ગાય છે "કા'ન ન કાહૂ કી મન ધરિયે વ્રત અનન્ય એક લહીએ હો" એ વિચારી સ્ત્રીને કહે, તમે પણ જલ લેવા ચાલો. ત્યારે દામોદરદાસે બીજા દિવસે એક ઘડો તો પોતે લીધો (અને) એક ઘડો સ્ત્રીના હાથમાં આપ્યો. ત્યારે સ્ત્રી ભગવદીય તે (બન્ને) ઘડા (ગાગરી) લઇ સાસરાની (દામોદરદાસના) દુકાન આગળથી ચાલ્યાં. તે બન્ને જણ (ફરી) એની દુકાનની નીચે થઇને નિકળ્યાં. ત્યારે જલ લઇને આવ્યાં. તે પછી દામોદરદાસનો સાસરો આવ્યો. તે આવીને દામોદરદાસના પગે પડયો. અને કહ્યું, જે હું ચૂકયો, કે તમને કહ્યું. હવેથી તમે જ જલ ભરો પરંતુ સ્ત્રીજન પાસે જલ ન ભરાવો. આજ પછી અમે કંઇ નહી કહીએ. ત્યારે પોતે જ જલ ભરવા લાગ્યા. (ત્યારે) શ્રીઠાકુરજી દામોદર-દાસને સાનુભાવતા જણાવવા લાગ્યા. જે કંઇ જોઇએ તે દામોદરદાસ પાસેથી માંગી લે. વાતો કરે. સેવા કરીને દામોદરદાસે શ્રીઠાકુરજીને એવા પ્રસન્ન કર્યા. તે એમની સેવા જોઇને શ્રીઆચાર્યજી બહુ પ્રસન્ન થયા. ત્યારે પોતે પોતાના શ્રીમુખથી કહ્યું, કે જેણે રાજા અંબરીષ ન જોયો હોય તે દામોદરદાસને જુઓ. રાજા અંબરીષ તો મર્યાદા-માર્ગીય હતો અને આ પુષ્ટિમાર્ગીય છે. એનામાં એટલી અધિકતા છે.

भावप्रकाश—दामोदरदास जलकी सेवा श्रीयमुनाजी के भावतें करते। तातें श्रीआचार्यजी कहें। मर्यादामें अंबरीष पुष्टि में दामोदरदास राजसेवा किये। तब ततहरा रुपे के, अंबरीष की उपमा कैसे जानिये ? जैसे श्रीठाकुरजी की मुखकी उपमा चंद्रमाकी। काहेतें ? कहां मर्यादा कहां पुष्टि ? कोटि गुनो तारतम्य जाननो।

जब दामोदरदास के सुसरने कही, अस्त्रीसों जल मति भरावो। तब दामोदरदास कहे, जल न भरावेंगे। पाछे ससुर गयो। तब दामोदरदासनें बिचार्यो, जो जलकी सेवा (स्त्री जनसों) कराई। सो जो अब मैं छुडाऊँ तो मोकों ससुर की का'नको दोष परे। परंतु एकवार वरजोंगो, प्रीति होइगी तो स्त्री आपुहि न छोड़ेगी। (यों विचार के) जो—एकवार भयों सो सौ वार भयों। अब गामके (लोग तो) जान चुके। अब मैं सेवा क्यों छोड़ों ? प्रीति होइगी तो या भांति (बिचार के) भरेगी। तातें मैं हठ करिके भराऊं तो प्रीति बिना श्रीठाकुरजी अंगीकार न करेंगे। तातें एकवार बरजों तो सही। तब (स्त्री सों) कहें। अब मैंही जल भरोंगो। तुम मति भरो। तिहारे पिताको लाज लागत है। तब स्त्री नें कही तुमहि भरो। या प्रकार पिताकी का'नको दोष भयो। सो आगें जाय

---

ભાવપ્રકાશ—દામોદરદાસ જલની સેવા શ્રીયમુનાજીના ભાવથી કરતા. તેથી શ્રીઆચાર્યજી કહે, મર્યાદામાં અંબરીષ; પુષ્ટિમાં દામોદરદાસે રાજ–સેવા કરી. ત્યારે તતહરા (જલને ગરમ કરવાના હાંડા) રૂપાના, તો અંબરીષની ઉપમા કેમ જાનિયે ? જેમ શ્રીઠાકુરજીના મુખની ઉપમા ચંદ્રમાની. કેમ ? ક્યાં મર્યાદા ? ક્યાં પુષ્ટિ ? કોટી ગણુ તારતમ્ય જાણવુ.

જ્યારે દામોદરદાસના સાસરાએ કહ્યુ, સ્ત્રીથી જલ ન ભરાવો ત્યારે દામોદરદાસ કહે, જલ નહીં ભરાવીયે, પછી સાસરો ગયો ત્યારે દામોદરદાસે વિચાર્યુ કે જલની સેવા (સ્ત્રી જન) થી કરાવી તે જો હવે હુ છોડાવુ તો મને સાસરાની મર્યાદાનો દોષ લાગે. પરંતુ એકવાર કહીશ. પ્રીતિ હશે તો સ્ત્રી પોતે જ નહી છોડે. (એમ વિચારીને) જે એકવાર ભર્યું તે સો વાર ભર્યું. (લોકો તો) જાણી ચુક્યા. હવે હું સેવા કેમ છોડું ? પ્રીતિ હશે તો આ પ્રકારે (વિચારીને) ભરશે. તેથી હુ હઠ કરીને ભરાવુ તો પ્રીતિ વિના શ્રીઠાકુરજી અંગીકાર નહી કરે તેથી એકવાર રોકુ તો ખરો ત્યારે (સ્ત્રીને) કહે, હવે હું જ જલ ભરીશ, તમે ન ભરો. તમારા પિતાને લાજ લાગે છે ત્યારે સ્ત્રીએ કહ્યું, તમેજ ભરો આ પ્રકારે પિતાની 'મર્યાદા' નો દોષ થયો. તે આગળ જઇને અન્યાશ્રય થયો.

के अन्याश्रय भयो । जो दामोदरदास ससुर के आग्रह का'न तें जलकी सेवा छुड़ावते ( छोड़ते ? ) तो इनहूकों बाधक होतो । तासों फेर सेवा करन लागे ।

वार्ता-प्रसंग २—और एक समें उष्णकाल के दिन हते । तब दामोदरदास श्रीठाकुरजी कों मंदिर में पधराइ पोढ़ाइ के आप चौवारे जाइ सोये । तब श्रीद्वारकानाथजी ने लोंड़ी कों आज्ञा दीनी, जो-तू किंवाड़ खोलि । मोकों गरमी बोहोत होत है । तब लोंड़ी ने मंदिर के किंवाड़ खोले । तब श्रीद्वारकानाथजी ने लोंड़ी सों कह्यौ, जो-पंखा करि । तब लोंडी ने पंखा कियो । तब श्रीठाकुरजी ने लोंड़ी सों कह्यौ, जो-तू जा, रहन दे । तब लोंड़ी किंवाड़ खुले छोड़िके सोयवे गई । तब सवारो भयो । तब दामोदरदास देखे तो मंदिर के किंवाड़ खुले हैं । तब पूछे, जो-किंवाड़ कौन ने खोले हैं ? तब लोंड़ी ने दामोदरदास सों कह्यो, जो-मोकूँ श्रीठाकुरजी ने आज्ञा दीनी ही, जो-तू किंवाड़ खोलि । तब मैंने किंवाड़ खोले हैं । तब दामोदरदास ने कही, जो-मोसूँ खोलिवे की क्यों न कही ? आप खोले । फेर दामोदरदास के मनमें आई, जो-श्रीठाकुरजी नें मोसों किंवाड़ खोलिवे की क्यों न कही ? । और लोंड़ी सों क्यों कहें ? परि प्रभु बड़े दयाल हैं । जाके विषे स्नेह होइ । ताही सों संभाषन करे । श्रीआचार्यजी के अंगीकार में

---

જો દામોદરદાસ સાસરાના આગ્રહ 'મર્યાદા' થી જલની સેવા છોડાવતા ( છોડતા ? ) તો એમને પણ બાધક થતો. તેથી ફરી સેવા કરવા લાગ્યા.

વાર્તા પ્રસંગ-૨—વળી એક સમયે ઉષ્ણકાલના દિવસ હતા. ત્યારે દામોદરદાસ શ્રીઠાકુરજીને મંદિરમાં પધરાવી પોઢાવીને પોતે ચૌવારે ( ઉપરના ખુલ્લા ચોરામાં ) જઇ સોયા. ત્યારે શ્રીદ્વારકાનાથજીએ લુંડીને આજ્ઞા કરી, કે તૂ કમાડ ખોલ. મને ગરમી બહુ જ થાય છે. ત્યારે લુંડીએ મંદિરનાં કમાડ ખોલ્યાં. ત્યારે શ્રીદ્વારકાનાથજીએ લુંડીને કહ્યું કે (તૂ) પંખા કર. ત્યારે લુંડીએ પંખો કર્યો. ત્યારે શ્રીઠાકુરજીએ લુંડીને કહ્યું, કે તૂ જા ( હવે ) રહેવા દે. ત્યારે લુંડી કમાડ ખુલ્લાં છોડીને સુવા ગઈ. ત્યારે સવાર થયું. ત્યારે દામોદરદાસ જુએ તો મંદિરનાં કમાડ ખુલ્લાં છે. ત્યારે પુછ્યું, કે કમાડ કોણે ખોલ્યાં છે ? ત્યારે લુંડીએ દામોદરદાસને કહ્યું, કે મને શ્રીઠાકુરજીએ આજ્ઞા કરી હતી કે તૂ કમાડ ખોલ. ત્યારે મેં કમાડ ખોલ્યાં છે. ત્યારે દામોદરદાસે કહ્યું, કે મને ખોલવાનું કેમ ન કહ્યું ? તેં પોતે ખોલ્યાં ? પછી દામોદરદાસના મનમાં આવ્યું કે શ્રીઠાકુરજીએ મને કમાડ ખોલવાનું કેમ ન કહ્યું, અને લુંડીને કેમ કહ્યું ? પરંતુ પ્રભુ ( તો ) બહુ દયાળુ છે. જેના વિષે (માં) સ્નેહ હોય તેનાથી

सब समान हैं। लौकिक में कोऊ ऊंचनीच कहियो (परि) श्रीठाकुरजी स्नेह के बस हैं। पाछें श्रीठाकुरजी ने दामोदरदास सों कह्यो, जो–मैंने खुलाए हैं और इन (नें) खोले हैं। जो–तू यासों क्यों खीझत हैं ? तू तो चौवारे जाय सोयो। और मोकों भीतर सुवायो। तब दामोदरदास नें कह्यौ, जो–प्रसाद तब लेहूँ (जब) मंदिर नयो समराऊं। तब स्त्रीनें कह्यौ, जो–ऐसे क्यों बने ? यह तो कछु पांच–सात दिनको तो काम नाहीं। तब दामोदरदास नें कह्यो, जो–सखड़ी महाप्रसाद तो नहीं लेऊगो। फलाहार करूंगो। तब त्योंही करत मंदिर सिद्ध भयो। तब आछो दिन देखि के श्रीद्वारकानाथजी कों मंदिर में बैठाये। तब बड़ो उत्सव कियो। पाछें सब वैष्णवन कों महाप्रसाद लिवायो। ता पाछें आपु महाप्रसाद लियो।

भावप्रकाश—श्रीठाकुरजी ने लौंड़ी की पास पंखा कराये, परि स्त्री कों नाहिं जताये। सोउ जल की सेवा छोड़ी, तातें इनकों न कहे। काहे तें ? पहले स्त्री जल की सेवा न करती तो चिंता नाहीं। (सेवा) करि के छोरनो हतो तो दस–पांच दिन जल भरि कें। पाछें अपने मनतें न भरते तो चिंता नाहीं। ससुर के कहेतें छोड़े, तातें श्रीठाकुरजी लौंडी सों किंवाड खोलाय पंखा की सेवा कराये।

---

સંભાષણ કરે. શ્રીઆચાર્યજીના અંગીકારમાં બધા સમાન છે. લૌકિકમાં કોઇ ઉંચ નીચ કહેજો (પરંતુ) શ્રીઠાકુરજી સ્નેહને વશ છે. પછી શ્રીઠાકુરજીએ દામોદરદાસને કહ્યું, કે મેં ખોલાવ્યાં છે અને એને ખોલ્યાં છે. જે, તૂ એને કેમ ખીજે છે ? તૂ તો ચોવારે જઇ સોયો અને મને ભીતર સુવાડ્યો ? ત્યારે દામોદરદાસે કહ્યું, કે પ્રસાદ ત્યારે લઉં (જ્યારે) મંદિર નવું સિદ્ધ કરાવુ. ત્યારે સ્ત્રીએ કહ્યું, કે એમ કેમ બને ? આ તો કંઈ પાંચ–સાત દિવસનુ તો કામ નથી. ત્યારે દામોદરદાસે કહ્યું, કે સખડી મહાપ્રસાદ તો નહી લઉં. ફલાહાર કરીશ. ત્યારે તેમજ કરતાં મંદિર સિદ્ધ થયું. ત્યારે સુંદર દિવસ જોઇને શ્રીદ્વારકાનાથજીને મંદિરમા (પાટ) બેસાડયા. ત્યારે મોટો ઉત્સવ કર્યો. પછી બધા વૈષ્ણવોને મહાપ્રસાદ લેવડાવ્યો. તે પછી પોતે મહાપ્રસાદ લીધો.

ભાવપ્રકાશ—શ્રીઠાકુરજીએ લુંડીની પાસે પંખા કરાવ્યો પરંતુ સ્ત્રીને નહી જણાવ્યુ. તે પણ જલની સેવા છોડી તેથી તેને ન કહ્યુ. કેમકે પહેલાં સ્ત્રી જલની સેવા ન કરતી તો ચિંતા નહીં (સેવા) કરીને છોડવી હતી તો દશ પાંચ દિવસ જલ ભરિને. પછી પોતાના મનથી ન ભરતી તો ચિંતા નહી. (દામોદરદાસ) ના સાસરાના કહેવાથી છોડી તેથી શ્રીઠાકુરજી લુંડી પાસે કમાડ ખોલાવી

और श्रीआचार्यजी की यह आज्ञा हैं, जहां तांइ पूरन स्नेह को प्रकार हृदयारुढ़ न होई तहां तांई सेवा ( यथा देहे तथा देवे ) अपनी देहकों सीत–उष्ण विचारि कें करे। सो दामोदरदास चौवारें सोये। श्रीठाकुरजी कों बियारि आयवे को मारग न हतो। तातें मंदिर की रीति प्रगट कराईवेके लिये श्रीठाकुरजी ने लोंड़ी सों किंवाड खुलाये। लोंड़ी कों मानसी सेवा को अधिकार हतो। अष्ट प्रहर गोप्य–रीति सों मानसी करती। कोई जानतो नाहीं। तातें श्रीठाकुरजी उह लोंड़ी के उपर वहोत प्रसन्न रहते।

जब दामोदरदास लोंड़ी पर खीजे। सो श्रीठाकुरजी सहि न सके। जो मोकों प्रिय हैं ता पर खीझत है ? सो लोंड़ी की पक्ष श्रीठाकुरजी ने करी। तथा दामोदरदास कों अपराध तें छोड़ाइवे कों बोले, जो–मेनें यासों खुलाए। तू क्यों खीझत है ? आज पाछें या पर प्रीति राखियो। याको स्वरूप अलौकिक जानियो। तू जाय चौवारे पर सौयो। मोकों बियारि आयवे की ठौर नाहीं। चित्रा सखी होइ अपनी सेवा भूलि गयो ? मंदिर सॅवारनो। तब दामोदरदास चौंकि परे, सो यह, जो अपने स्वरूप को अनुभव भयो। तब कहे मन्दिर बने तब खानपान

---

પંખાની સેવા કરાવી. અને શ્રીઆચાર્યજીની આ આજ્ઞા છે, (કે) જ્યાં સુધી પૂર્ણ સ્નેહનો પ્રકાર હૃદયારૂઢ ન થાય ત્યાં સુધી સેવા ( યથા દેહે તથા દેવે ) પોતાની દેહને શીત–ઉષ્ણ વિચારીને કરે. તે દામોદરદાસ ચોવારે સોયા. શ્રીઠાકુરજીને પવન આવવાનો માર્ગ ન હતો તેથી મંદિરની રીતિ પ્રકટ કરાવવાને માટે શ્રીઠાકુરજીએ લુંડીથી કમાડ ખોલાવ્યાં.લુંડીને માનસી સેવાનો અધિકાર હતો. આઠે પહોર ગુપ્ત રીતિથી માનસી (સેવા) કરતી. કોઇ જાણતો નહીં. તેથી શ્રીઠાકુરજી તે લુંડી ઉપર બહુ જ પ્રસન્ન રહેતા.

જ્યારે દામોદરદાસ લુંડી ઉપર ખીજ્યા (ત્યારે) શ્રીઠાકુરજી સહી ન શકયા (કેમ?) જે (એ) મને પ્રિય છે તેના ઉપર ખીજે છે? (તેથી) તે લુંડીનો પક્ષ શ્રીઠાકુરજીએ કર્યો. તથા દામોદરદાસને અપરાધથી છોડાવાને બોલ્યા કે મેં એની પાસે (કમાડ) ખોલાવ્યાં છે. તૂ કેમ ખીજે છે? આજ પછી એના ઉપર પ્રીતિ રાખજે. એનું સ્વરૂપ અલૌકિક જાણજે. તૂ જઇ ચોવારા ઉપર સોયો. મને પવન આવવાની જગા નહીં। ચિત્રા સખી થઇ તારી સેવા ભૂલી ગયો? મંદિર સિદ્ધ કરવું. ત્યારે દામોદરદાસ ચોંકી પડયા. તે એ, જે, પોતાના સ્વરૂપનો

करूं, यह टेक चित्रा के आवेस में कहे। पाछें कारीगर बुलाय काम लगाये। पाछें स्त्री नें कही खानपान बिना कैसें चलेगो ? एक दिन को काम नाहीं है। तातें खानपान बिना रह्यो न जायगो। वह आवेस रहेंतें, तब खानपान मति करियो। अब तो करो। तब कहे फलाहार लेऊंगो। या प्रकार मंदिर सँवराये। जारी, झरोखा, निजमंदिर, तिबारी, चोक, टेरा, परदा, जैसें लीलासृष्टि में करत हतें ताही भाव सों सगरे मंदिर को ब्योंत किये। मुहूरत देखि पधराये। बड़ो उत्सव ( कियो ) वैष्णव को समाधान श्रीआचार्यजी की भेट काढ़े।

**वार्ता-प्रसंग ३—बहुरि एक दिन दामोदरदास श्रीठाकुरजी कों राजभोग समर्पि सैय्या मंदिर में सैय्या सँवारन गये। तब देखे तो दुलीचा उपर बिलाई ने बिगाड्यो है। तब दामोदरदास ने कह्यो, जो-श्रीठाकुरजी तो अपनी सैया हू राखि सकत नाहीं। ऐसें कह्यो, तब श्रीठाकुरजी ने थार चोकी उपरसूं लात मारि डारि दीनों और दामोदरदास सों श्रीठाकुरजी नें कह्यो, जो-सेवक तू के सेवक मैं ? सेवक होइ के ऐसें बोलत है ? ऐसे बहुत खीजे पाछें। दामोदरदास नें बिनती कीनी ओर बहुत मनुहार करी। सब सामग्री सिद्ध करि**

---

અનુભવ થયો. ત્યારે કહે, મંદિર બને ત્યારે ખાન-પાન કરૂં. આ ટેક ચિત્રાના આવેશમાં કહ્યો. પછી કારીગર (ને) બોલાવી કામે લગાડયા. પછી સ્ત્રીએ કહ્યું, ખાન પાન વિના કેમ ચાલશે ? એક દિવસનું કામ નથી. તેથી ખાનપાન વિના રહેવાશે નહી. તે આવેશ રહે ત્યારે ખાનપાન ન કરતા. હવે તો કરો, ત્યારે કહે, ફલાહાર લઇશ. આ પ્રકારે મંદિર સિદ્ધ કરાવ્યું. જારી, ઝરોખા, નિજમંદિર તિવારી, ચોક ટેરા, પડદા જેમ લીલાસૃષ્ટિમાં કરતા હતા તે જ ભાવથી બધા મંદિરની સગવડ કરી. મુહૂર્ત જોઇને શ્રીઠાકુરજીને પધરાવ્યા. મોટો ઉત્સવ ( કર્યો) વૈષ્ણવનું સમાધાન, શ્રીઆચાર્યજીની ભેટ કાઢી.

વાર્તા-પ્રસંગ ૩—ફરી એક દિવસ દામોદરદાસ શ્રીઠાકુરજીને રાજભોગ સમર્પિ (ને) શૈય્યા મંદિરમાં શૈય્યા સમ્હારવા ગયા. ત્યારે જુએ તો દુલીચા ( ગલીચા-ગાદી ) ઉપર બિલાડીએ બગાડ કર્યો છે. ત્યારે દામોદરદાસે કહ્યું, કે શ્રીઠાકુરજી તો પોતાની શૈયા (પણ) રાખી શકતા નથી. એમ કહ્યું. ત્યારે શ્રીઠાકુરજીએ થાલ ચોકી ઉપરથી લાત મારી ફેંકી દીધો. અને દામોદરદાસને શ્રીઠાકુરજીએ કહ્યું, કે સેવક તૂ કે સેવક હું ? સેવક થઇને એવું બોલે છે ? એમ બહુ ખીજ્યા. પછી દામોદરદાસે વિનતી કરી અને બહુ જ મનુહાર કરી, બધી સામગ્રી સિદ્ધ કરીને શ્રીઠાકુરજીને

के श्रीठाकुरजी कों भोग समर्प्यो। श्रीठाकुरजी अरोगे। परि तोहू दोय मास लों बोले नाहीं। पाछे बहोत बिनती करन लागे। तब बोलन लागे।

भावप्रकाश—श्रीठाकुरजी ने राजभोग को थार लात मारि के डारि दियो। सो या भाव तें, जो–श्रीआचार्यजी नें अब ही दासभाव को अधिकार दियो है। और यह हांसी तो सख्य भाव को अधिकार भयो होइ तब ही बने। तातें बिना श्रीआचार्यजी के दिये तू (तें) विशेष भाव कर्यो। तातें तेरो धर्यो भोग नाहीं अंगीकार करूंगो। या प्रकार सिक्षा किये। तातें अधिकार बिना विशेष विचार किये इतनो अंतराय जताये, वैष्णव कों।

वार्ता-प्रसंग ४—बहुरि एक समय दामोदरदास हरसानी इनके घर पाहूने आये। सो संभलवारे के घर दिन पांच सात रहे। तब इन बहुत भली भांति सों समाधान कियो। पाछें दामोदरदास हरसानी इनसों बिदा होइके अडेल आये। तब श्रीआचार्यजी दामोदरदास सों पूछे, जो–दमला! तू कहां उतर्यो हो? कहा प्रसाद लियो हो? तब दामोदरदास हरसानी नें श्रीआचार्यजी सों बिनती करी, जो–महाराज! कन्नौज में दामोदरदास संभलवारेके घर उतर्यो हो।

---

ભોગ સમર્પ્યો. (ત્યારે) શ્રીઠાકુરજી આરોગ્યા. પરંતુ તોપણ બે મહિના સુધી બોલ્યા નહીં. પછી બહુ જ વિનતી કરવા લાગ્યા. ત્યારે બોલવા લાગ્યા.

ભાવપ્રકાશ—શ્રીઠાકુરજીએ રાજભોગનો થાલ લાત મારીને ફેંકી દીધો તે એ ભાવથી કે શ્રીઆચાર્યજીએ હજુ તો દાસભાવનો અધિકાર દીધો છે અને આ હાંસી તો સખ્યભાવનો અધિકાર હોય ત્યારે બને. તેથી, વિના શ્રીઆચાર્યજીના દીધે, તે વિશેષ ભાવ કર્યો. તેથી તારો ધર્યો ભોગ અંગીકાર નહી કરૂં. આ પ્રકારે શિક્ષા કરી. તેથી અધિકાર વિના વિશેષ વિચાર કરે આટલો અંતરાય સૂચવ્યો, વૈષ્ણવને.

વાર્તા-પ્રસંગ ૪—ફરી એક સમય દામોદરદાસ હરસાની એમને ઘરે પરોણે આવ્યા. તે સંભલવાળાને ઘરે દિવસ પાંચ સાત રહ્યા. ત્યારે એમણે બહુ સારી રીતે સમાધાન કર્યું. પછી દામોદરદાસ હરસાની એમનાથી વિદાય થઇને અડેલ ગયા. ત્યારે શ્રીઆચાર્યજીએ દામોદરદાસને પૂછ્યું કે, દમલા! તું ક્યાં ઉતર્યો હતો? શો પ્રસાદ લીધો હતો? ત્યારે દામોદરદાસ હરસાનીએ શ્રીઆચાર્યજીને વિનંતી કરી, કે મહારાજ! કન્નૌજમાં દામોદરદાસ સંભલવાળાને ત્યાં ઉતર્યો હતો

अनसखड़ी महाप्रसाद लेतो। तब श्रीआचार्यजी दामोदरदास संभलवारे उपर अप्रसन्न भये और कहे, (मन में बिचारे जो) यह मेरो अंतरंग सेवक याकों सखड़ी महाप्रसाद क्यों न लिवायो? यह बात श्रीआचार्यजी के मनकी दामोदरदास संभलवारे नें घर बेठे जानी। जो–श्रीआचार्यजी महाप्रभु मेरे ऊपर अप्रसन्न भये हैं। तब स्त्री सों कही, जो–तू श्रीठाकुरजी की सेवा नीकी भांति सों करियो। और मैं तो श्रीआचार्यजी के दरसन कों अड़ेल जात हों। तब दामोदरदास अड़ेल कों चले। सो अड़ेल जाइ पहोंचे। तब श्रीआचार्यजी के दरसन किये। साष्टांग दंडवत् किये। तब श्रीआचार्यजी पीठ दे बैठे। तब दामोदरदास संभलवारेने श्रीआचार्यजी सों बिनती करि के कह्यो, जो–महाराज! मेरो अपराध कहा है? और जीव तो अपराध करत ही आयो है। परि अपराध कयों जानिए तो भली बात है। तब श्रीआचार्यजी नें कह्यो, जो तेनें दामोदरदास हरसानी कों सखड़ी महाप्रसाद क्यों न लिवायो? और अनसखड़ी प्रसाद क्यों लिवायो? तब दामोदरदास संभलवारे नें श्रीआचार्यजी सों बिनती कीनी, जो–महाराज, दामोदरदास सों पूछिये! तब श्रीआचार्यजी नें दामोदरदास हरसानी सों पूछी, जो–दमला! तेनें दामोदरदास संभलवारे के यहां सखड़ी महाप्रसाद क्यों न लियो?

---

અનસખડી મહાપ્રસાદ લેતો. ત્યારે શ્રીઆચાર્યજી દામોદરદાસ સંભલવાળા ઉપર અપ્રસન્ન થયા. અને કહ્યું, (મનમાં વિચાર્યું કે) આ મારો અંતરંગ સેવક તેને સખડી મહાપ્રસાદ કેમ ન લેવડાવ્યો ? આ વાત શ્રીઆચાર્યજીના મનની દામોદરદાસ સંભલવાળાએ ઘેર બેઠે જાણી, કે શ્રીઆચાર્યજી મહાપ્રભુ મારા ઉપર અપ્રસન્ન થયા છે. ત્યારે સ્ત્રીને કહ્યું, કે તૂ શ્રીઠાકુરજીની સેવા સારી રીતે કરજે. અને હું તો શ્રીઆચાર્યજીના દર્શન માટે અડેલ જઉં છું. ત્યારે દામોદરદાસ અડેલ ચાલ્યા. તે અડેલ જઇ પહોંચ્યા. ત્યાં શ્રીઆચાર્યજીનાં દર્શન કર્યાં. સાષ્ટાંગ દંડવત્ કર્યા. ત્યારે શ્રીઆચાર્યજી પીઠ દઇ બેઠા. ત્યારે દામોદરદાસ સંભલવાળાએ શ્રીઆચાર્યજીને વિનંતી કરીને કહ્યું, કે મહારાજ! મારો અપરાધ શો છે? અને જીવ તો અપરાધ કરતો જ આવ્યો છે. પરંતુ અપરાધ કર્યો જાણીએ તો સારી વાત છે. ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, કે તેં દામોદરદાસ હરસાનીને સખડી મહાપ્રસાદ કેમ ન લેવડાવ્યો ? ત્યારે દામોદરદાસ સંભલવાળાએ શ્રીઆચાર્યજીને વિનંતી કરી, કે મહારાજ! દામોદરદાસને જ પૂછીએ. ત્યારે શ્રીઆચાર્યજીએ દામોદરદાસ હરસાનીને પૂછ્યું, કે દમલા! તેં દામોદરદાસ સંભલવાળાને ત્યાં સખડી મહાપ્રસાદ કેમ ન લીધો?

तब दामोदरदास नें कह्यो, जो–महाराज! श्रीठाकुरजी प्रातःकाल बालभोग अरोगते सोई लेतो। सो सखडी की रुचि रहती नाहीं, तातें न लेतो। तब श्रीआचार्यजी ने कह्यो, जो–तू तो तेरी इच्छा तें न लेतो। परि मोकों तो याके ऊपर बड़ी खुनस भई हती। सो भक्तन के अंतःकरण की भक्ति देखिवे कों प्रभु को नाट्य है। काहे तें, जो–दामोदरदास संभलवारे ने कन्नौज में अपने घर बैठे श्रीआचार्यजी के अंतःकरण की जानी। सो श्रीआचार्यजी तो भक्त के हृदय में सदा स्थित हैं। वह भक्त हृदे की बात कहा न जाने? परि भक्त परीक्षार्थ यह प्रभु को नाट्य है। पाछें दामोदरदास कों बहुत सन्मान करि के श्रीआचार्यजी ने घर पठाये। तब दामोदरदास अपने घर कन्नौज आइ पहोंचे। पाछें स्त्री पुरुष भली भांति सों सेवा करन लागे।

भावप्रकाश—दामोदरदास हरसानी संभलवारे के ऊपर कृपा करन के अर्थ इनके घर पाहुने आये। दामोदरदास संभलवारे तनुजा वित्तजा भलीभाँति सों राजसेवा करे हैं और जो वैष्णव (इनके यहां होय के) श्रीआचार्यजी के दरसन कों जाते तिन सबन के संग न्यारी न्यारी भेट पठावते। वैष्णव को समाधान बहोत करते। खड़िया में बिना कहें खरची वैष्णव कों भरि देते। सो श्रीआचा-

---

ત્યારે દામોદરદાસે કહ્યું, કે, મહારાજ! શ્રીઠાકુરજી પ્રાતઃકાલ બાલભોગ અરોગતા તે જ લેતો. તે સખડીની રુચી રહેતી નહી. તેથી ન લેતો. ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, કે તૂ તો તારી ઇચ્છાથી ન લેતો પરંતુ મને તો આના ઉપર બહુ રીસ થઇ હતી. તે ભક્તોના અંતઃકરણની ભક્તિ જોવા પ્રભુનું (આ) નાટ્ય છે. કેમકે, દામોદરદાસ સંભલવાળાએ કન્નૌજમાં પોતાના ઘર બેઠે શ્રીઆચાર્યજીના અંતઃકરણની (વાત) જાણી. તે શ્રીઆચાર્યજી તો ભક્તના હૃદયમાં સદા બિરાજે છે, તે ભક્ત હૃદયની વાત શું ન જાણે? પરંતુ ભક્ત પરિક્ષાર્થ આ પ્રભુનું નાટ્ય છે. પછી દામોદરદાસને બહુ જ સન્માન કરીને શ્રીઆચાર્યજીએ ઘર મોકલ્યા. ત્યારે દામોદરદાસ પોતાના ઘર કન્નોજ આવી પહોંચ્યા. પછી સ્ત્રી–પુરુષ સારી રીતે સેવા કરવા લાગ્યાં.

ભાવપ્રકાશ—દામોદરદાસ હરસાની સંભલવાળાના ઉપર કૃપા કરવાને માટે એમને ત્યાં પાહુણે આવ્યા. દામોદરદાસ સંભલવાળા તનુજા વિત્તજા સારી રીતિથી રાજસેવા કરે છે અને જે વૈષ્ણવ (એમને ત્યાં થઇને) શ્રીઆચાર્યજીનાં દર્શને જાય તે બધાની સંગે અલગ અલગ ભેટ મોકલતા. વૈષ્ણવનું સમાધાન બહુ જ કરતા. ખડિયા (થેલા) માં વિના કહે ખર્ચી વૈષ્ણવોને ભરી

र्यजी के आगें बड़ाई बहोत भई। जो–आवे सो (बड़ाई) करे। तब श्रीआचार्यजी के मनमें यह आई, जो–हृदय के भीतर को भाव सुद्ध होइ तब काम होइ। जो अन्याश्रय न होइ। यह श्रीआचार्यजी के हृदय की जानिके दामोदरदास हरसानी इनके यहां पाहुने आये (कृपा करनके अर्थ)। सो दामोदरदास के हृदय की सगरी रीति आछी देखी, परंतु स्त्री में रंच पिताकी का'नि जानि सखड़ी महाप्रसाद न लिये। दिन पांच सात रहे। परंतु अपने हृदय को अभिप्राय कछू दामोदरदास सों मार्ग की वार्ता नाहीं कहे। पाछें श्रीआचार्यजी पास आये। तब श्रीआचार्यजी पूछे कहांते आये? तब बिनती करी, जो–दामोदरदास संभलवारे के यहां पाहुने गयो हतो सो सखड़ी नाहीं लियो, अनसखड़ी लियो। यह कहिके यह जताये, जो–दामोदरदास को भाव दृढ़ है। तातें अनसखड़ी लीनी। स्त्री को भाव दृढ़ नाहीं है तातें सखड़ी (महाप्रसाद) नाहीं लियो। तब श्रीआचार्यजी दामोदरदास संभलवारे के ऊपर अप्रसन्न भये। जो–मेरे अंतरंग सेवक कों पायके स्त्रीकूं अन्याश्रय सों न छुड़ायो? फेर ऐसो समें कब पावेगो? सो यह बात श्रीआचार्यजी के हृदय की संभलवारे ने जानी। स्त्रीकों पराश्रय है तातें नाहीं जानी।

---

હેતા. તે શ્રીઆચાર્યજીની આગળ બહુ બડાઇ થઇ. જે આવે તે (બડાઇ) કરે. ત્યારે શ્રીઆચાર્યજીના મનમાં એ આવ્યું કે હૃદયની ભીતરને। ભાવ શુદ્ધ હોય તો કામ થાય. જે અન્યાશ્રય ન થાય. આ શ્રીઆચાર્યજીના હૃદયની જાણીને દામો-દરદાસ હરસાની એમને ત્યાં પરોણે આવ્યા (કૃપા કરવાને માટે). તે દામોદરદાસના હૃદયની બધી રીતિ સુંદર જોઇ. પરંતુ સ્રીમાં રંચક પિતાની મર્યાદા જાણીને સખડી મહાપ્રસાદ ન લીધો. દિન પાંચ સાત રહ્યા. પરંતુ પોતાના હૃદયને। અભિપ્રાય કંઇ દામોદરદાસને માર્ગની વાર્તા ન કહી પછી શ્રીઆચાર્યજી પાસે આવ્યા. ત્યારે શ્રીઆચાર્યજીએ પૂછ્યુ, કયાંથી આવ્યા? ત્યારે વિનતી કરી, જે દામોદરદાસ સંભલવાળાને ત્યાં પરોણો ગયો હતો. તે સખડી નહીં લીધી. અનસખડી લીધી. એ કહીને એ સૂચવ્યુ, કે દામોદરદાસને। ભાવ દ્દઢ છે. તેથી અનસખડી લીધી. સ્રીનો ભાવ દ્દઢ નથી તેથી સખડી (મહાપ્રસાદ) નહીં લીધો. ત્યારે શ્રીઆચાર્યજી દામોદરદાસ સંભલવાળાના ઉપર અપ્રસન્ન થયા. કે મારા અંતરંગ સેવકને પ્રાપ્ત કરીને (પણ) સ્રીનો અન્યાશ્રય ન છોડાવ્યો. ફરી એવો સમય કયારે મળશે? આ વાત શ્રીઆચાર્યજીના હૃદયની સંભલવાળાએ જાણી. સ્રીને પરાશ્રય છે તેથી ન જાણી—

वार्ता-प्रसंग ५—और सिंहनंद के वैष्णव श्रीआचार्यजी के दरसन कों जाते सो कन्नौज में दामोदरदास के घर उतरते। सो दामोदरदास सबन कों प्रसाद लिवावते। ता पाछे जब वैष्णव अड़ेल कों बिदा होते तब जितने वैष्णव होते तिन सबन प्रति एक एक मोहौर, एक एक नारियल, श्रीआचार्यजी की भेट कों पठावते। काहेते? जो मेरी दंडवत खाली हाथ कैसे करोगे? सो वे दामोदरदास ऐसे भगवदीय हे।

वार्ता-प्रसंग ६—और दामोदरदास को ससुर बहुत संपन्न हतो। तिनने एक सौ लौंड़ी वेटी के दायजे में दीनी हती। जो-मेरी वेटी बैठी रहेगी। और कामकाज सब लौंड़ी करेंगी। परि वह लौंड़ी पास काम न करावती। सेवा संबंधी कार्य सब आपुही करती। और लौंड़ी सब और कामकाज करती। सो वह ऐसी भगवदीय ही।

वार्ता-प्रसंग ७—बहुरि एक समें श्रीआचार्यजी आप दामोदरदास संभलवारे के घर पौढ़े हते। और दामोदरदास संभलवारे पांव दाबत हते। तब श्रीआचार्यजी इन सों पूछे, जो-तोकों, तेरे मनमें काहू बात को मनोरथ है? तब दामोदरदासने कह्यौ, जो-महाराज! मोकों तो आपके अनुग्रह तें काहू बात को मनोरथ रह्यो नाहीं। तब श्री आचार्यजी नें कह्यौ, जो-तु जाइके अपनी स्त्री सों

---

વાર્તા-પ્રસંગ ૫—વળી સિંહનંદના વૈષ્ણવ આચાર્યજીના દર્શને જતા તે કન્નોજમાં દામોદરદાસના ઘર ઉતરતા. તે દામોદરદાસ બધાને પ્રસાદ લેવડાવતા. તે પછી જ્યારે વૈષ્ણવ અડેલ માટે વિદાય થતા ત્યારે જેટલા વૈષ્ણવ થતા તે બધા પ્રતિ એક એક મોહોર એક એક નારિયલ શ્રીઆચાર્યજીની ભેટનું મોકલતા. શા માટે? કે, મારી દંડવત ખાલી હાથે કેમ કરશો? તે દામોદરદાસ એવા ભગવદીય હતા.

વાર્તા-પ્રસંગ ૬—અને દામોદરદાસનો સાસરો બહુ જ સંપન્ન હતો. તેણે એકસો લુંડીઓ બેટીના દાયજામાં આપી હતી. કે, મારી બેટી બેસી રહેશે. અને કામકાજ બધી લુંડીઓ કરશે. પરંતુ તે લુંડી પાસે કામ ન કરાવતી. સેવા સંબંધી કાર્ય બધું આપ જ કરતી. અને લુંડી બધી બીજું કામકાજ કરતી. તે એવી ભગવદીય હતી.

વાર્તા-પ્રસંગ ૭—ફરી એક સમે શ્રીઆચાર્યજી આપ દામોદરદાસ સંભલવાળાના ઘરે પોઢયા હતા. અને દામોદરદાસ સંભલવાળા ચરણ દાબતા હતા. ત્યારે શ્રીઆચાર્યજીએ એમને પૂછયું, કે તને તારા મનમાં કોઇ વાતનો મનોરથ છે? ત્યારે દામોદરદાસે કહ્યું, કે મહારાજ! મને તો આપના અનુગ્રહથી કોઇ વાતનો મનોરથ રહ્યો નથી.

पूछि आउ। तब दामोदरदास अपनी स्त्री सों पूछी, जो–तेरे काहू बात को मनोरथ है? तब स्त्रीनें कह्यो, जो– और तो कछु मनोरथ रह्यौ नाहीं। एक पुत्र को मनोरथ है। तब श्रीआचार्यजी सों आइ के दामोदरदास नें कह्यौ, जो–महाराज! स्त्री कों तो एक पुत्र को मनोरथ है। तब श्री आचार्यजी आप श्रीमुख ते आज्ञा करे, जो–पुत्र होइगो। पाछें श्रीआचार्यजी आप श्रीनाथजीद्वार ( जतीपुरा ) पधारे। ता पाछे समय भयो तब वाके गर्भ की स्थिति भई। ता पाछे केतेक दिन में वा बाखरि में एक डाकोतिया आयो। तब ताको सब स्मार्त की स्त्री पूछन लागी। तब तामें तें काहूने दामोदरदास की स्त्री सों कही, जो–अमूकी तु हू पूछि, तेरे कहा होइगो? पाछें एक लोंड़ीने जाइके वा डाकोतिया सों पूछी, जो–कहा होइगो? बेटा होइगो के बेटी होइगी? तब वा डाकोतिया ने कह्यौ, जो-बेटा होइगो।

ता पाछे केतेक दिनसें श्रीआचार्यजी कन्नौज पधारे। तब दामोदरदास चरन छूवन लागे। तब श्रीआचार्यजी नें कह्यौ, जो–तू मोकों छुवे मति। तोकों अन्याश्रय भयौ है। तब दामोदरदास नें कह्यौ, जो–महाराज! हों तो कछू जानत नाहीं। तब श्रीआचार्यजी नें कह्यौ, जो–तू अपनी स्त्रीकों पूछि। तब दामोदरदास ने अपनी

---

ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, કે તૂ જઇને તારી સ્ત્રીને પૂછી આવ. ત્યારે દામોદરદાસે પોતાની સ્ત્રીને પૂછ્યું, તને કોઈ વાતનો મનોરથ છે? ત્યારે સ્ત્રીએ કહ્યું, કે બીજો તો કોઇ મનોરથ રહ્યો નથી એક પુત્રનો મનોરથ છે. ત્યારે શ્રીઆચાર્યજી પાસે આવીને દામોદરદાસે કહ્યું, કે મહારાજ! સ્ત્રીને તો એક પુત્રનો મનોરથ છે. ત્યારે શ્રીઆચાર્યજી પોતે શ્રીમુખથી આજ્ઞા કરી, કે પુત્ર થશે. પછી શ્રીઆચાર્યજી પોતે શ્રીનાથજીદ્વાર ( જતીપુરા ) પધાર્યા. તે પછી સમય થયો ત્યારે તેને ગર્ભની સ્થિતિ થઈ. તે પછી કેટલાક દિવસમાં તે બાખર ( વાડા )માં એક ડાકોતિઆ આયો. ત્યારે તેને બધી સ્માર્તની સ્ત્રિયો પૂછવા લાગી; ત્યારે તેમાંથી કોઇએ દામોદરદાસની સ્ત્રીને કહ્યું, કે અમૂકી તૂ પણ પૂછ તારે શું થશે? પછી એક લુંડીએ જઇને તે ડાકોતિયાને પૂછ્યું, કે ( મારી શેઠાણીને ) શું થશે? બેટા થશે કે બેટી થશે? ત્યારે તે ડાકોતિયાએ કહ્યું કે બેટા થશે.

તે પછી કેટલાક દિવસમાં શ્રીઆચાર્યજી કન્નૌજ પધાર્યા. ત્યારે દામોદરદાસ ચરણ સ્પર્શ કરવા લાગ્યા. ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, કે તૂ મને અડીશ નહી. તને અન્યાશ્રય થયો છે. ત્યારે દામોદરદાસે કહ્યું, કે મહારાજ! હું તો કંઈ જાણતો નથી. ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, કે તૂ તારી સ્ત્રીને પૂછ. ત્યારે દામોદરદાસે પોતાની

स्त्रीसों पूछी। तब स्त्रीने जो प्रकार भयो हतो सो सब कह्यो। सो सब बात दामोदरदासनें श्रीआचार्यजी सों आय कही। तब श्री-आचार्यजी दामोदरदास सों कहे, जो–पुत्र तो होइगो परि म्लेच्छ होइगो। पाछे श्रीआचार्यजी आप अडेल पधारे।

पाछे यह बात दामोदरदासकी स्त्रीने सुनी, तब तें श्रीठाकुरजी की सामग्री तथा पात्र कों आप स्पर्श न करती। कहेती, जो–मेरे पेट में म्लेच्छ है, तो मैं श्रीठाकुरजी की सामग्री तथा पात्र कैसें छूओं? या भांति सों रहे। पाछें जब प्रसूति के दिन आये। तब दामोदर-दासकी स्त्री नें अपनी महतारी सों कह्यौ, जो–मेरे पुत्र होय तो होत मात्र ही तू तत्काल ले जैयो। मैं वाको मुख न देखोंगी। जो–वाको महोडो हम देखें तो हमारो अनिष्ट होइ। तातें वाको महोडो नाहीं दीखे एसो उपाइ तू करियो। पाछें वाकी महतारी नें त्योंही कियो। प्रसूत होत मात्र तत्काल अपने घर ले गई। सो धाइ कों देकें बड़ो कियो।

भावप्रकाश—एक समें जब श्रीआचार्यजी कन्नौज पधारे तब दामोदरदास सों आज्ञा करी, कछू मनोरथ होइ सो मांगि ले। या प्रकार फेरि दामोदरदास की परीक्षा किये। (काहतें ?) जो–स्त्री कों पराश्रय है।

---

સ્ત્રીને પૂછ્યું. ત્યારે સ્ત્રીએ, જે પ્રકાર થયો હતા તે બધો કહ્યો, તે બધી વાત દામો-દરદાસે શ્રીઆચાર્યજીને આવીને કહી. ત્યારે શ્રીઆચાર્યજી દામોદરદાસને કહે, કે પુત્ર તો થશે પરંતુ મ્લેચ્છ(બુદ્ધિવાળો) થશે. પછી શ્રીઆચાર્યજી આપ અડેલ પધાર્યા.

પછી આ વાત દામોદરદાસની સ્ત્રીએ સાંભળી ત્યારથી (તે) શ્રીઠાકુરજીની સામગ્રી તથા પાત્રને પોતે સ્પર્શ ન કરતી. (અને) કહેતી, કે મારા પેટમાં મ્લેચ્છ છે તો હું શ્રીઠાકુરજીની સામગ્રી તથા પાત્રને કેમ અડકું ? આ પ્રકારથી રહે. પછી જ્યારે પ્રસૂતિના દિવસ આવ્યા ત્યારે દામોદરદાસની સ્ત્રીએ પોતાની માતાને કહ્યું, કે મારે પુત્ર થાય તે થતાં માત્ર જ-તૂ તત્કાલ લઇ જજે. હું એનું મ્હોડું નહીં જોઉં. જો એનું મ્હોડું અમે જોઇએ તો અમારૂં અનિષ્ટ થાય. તેથી તેનું મ્હોડું ન દેખાય એવો ઉપાય તૂ કરજે. પછી એની માતાએ તેમજ કર્યું. પ્રસૂત થતાં માત્ર તત્કાલ પોતાના ઘરે (બાલક)ને લઇ જઇ. અને ધાઇને આપીને તેને મોટો કર્યો.

ભાવપ્રકાશ—એક સમય જ્યારે શ્રીઆચાર્યજી કન્નૌજ પધાર્યા ત્યારે દામોદરદાસને આજ્ઞા કરી, કંઇ મનોરથ હોય તો માંગી લે. આ પ્રકારે ફરી દામો-દરદાસની પરિક્ષા કરી–કેમકે સ્ત્રીને પરાશ્રય છે. તેની સંગથી આને પણ પરાશ્રય

ताके संगतें याहुकों पराश्रय होई। तो कछु वर दीजे। इतने पुष्टिमार्ग के फलसों रहित होई। परि दामोदरदास तो दृढ़ है। तातें कहे, महाराज! आपु के चरनारविंद की सेवा मिली अब मोकों काहू वात को मनोरथ नाहीं है। तब श्रीआचार्यजी ने दामोदरदास सों कह्यो, स्त्री कों पूछि आउ। यामें यह जानिये, जो–श्रीआचार्यजी दामोदरदास सों बोले परि स्त्री सों कछु बोले नाहीं। और स्त्री हू आप आय श्रीआचार्यजी सों बिनती नाहीं कीनी। यामें यह जानिये, जो–(स्त्री) बहोत श्रीमहाप्रभुजी की निकट हूँ नाहीं आवती, और मन में अन्याश्रय हतो। तातें कह्यो, एक पुत्र सेवा अर्थ होय। सो यह विचार नाहीं आयो, जो–पुष्टिमार्ग की सेवा मांगे ते मिले। पुत्र को कहा प्रमान है, जो–सेवा करेगो? इतने यह वचन में (श्रीआचार्यजी ने जान्यो) जो–मेरो आश्रय छूट्यो। जाउ, पुत्र लेके सगरी भक्ति सकामी होइ गई। तातें मुकुंददास ने सप्तम स्कंध में प्रह्लाद नृसिंहजी सों कहे हैं, "स्वामि सों निज अर्थ हि चाहें। निदन भक्ति अवगाहें।" स्वामी सों लौकिक वैदिक अपनो सुख कछु चाहे सो निंदित है, वाको भक्ति न मिले। या प्रकार पुत्र दे आप श्रीगोवर्धनधर पास गिरिराज पधारे। फेरि जब स्त्री ने अन्याश्रय कियो तब आप कन्नौज पधारे। और दामोदरदास कों

---

થાય તો કઇ વર આપીએ. એટલે પુષ્ટિમાર્ગના ફલથી રહિત થાય. પરંતુ દામોદરદાસતો દૃઢ છે તેથી કહે, મહારાજ! આપના ચરણારવિંદની સેવા મળી હવે મને કોઇ વાતનો મનોરથ નથી. ત્યારે શ્રીઆચાર્યજીએ દામોદરદાસને કહ્યું, સ્ત્રીને પૂછી આવ. એમાં એમ જાણિએ કે શ્રીઆચાર્યજી દામોદરદાસથી બોલ્યા પરંતુ સ્ત્રીથી કંઇ બોલ્યા નહીં. અને સ્ત્રી પણ પોતે આવીને શ્રીઆચાર્યજી પાસે વિનતી ન કરી. એમાં એમ જાણિએ કે સ્ત્રી શ્રીમહાપ્રભુજીની પાસે પણ ઘણી આવતી નહી. અને મનમાં અન્યાશ્રય હતો. તેથી કહ્યું એક પુત્ર સેવા અર્થ હોય. તે એમ વિચાર ન આવ્યો કે પુષ્ટિમાર્ગની સેવા માંગ્યાથી મળે. પુત્રનું શું પ્રમાણ છે કે સેવા કરશે? એટલાં વચનમાં (શ્રીઆચાર્યજીએ જાણ્યું) કે મારો આશ્રય છુટયો. જાઉ પુત્ર લઇને સઘળી ભક્તિ સકામી થઇ ગઇ. તેથી મુકુંદદાસે સપ્તસ્કંધમાં પ્રહલાદ નૃસિંહજીથી કહે છે "સ્વામિ સોં નિજ અર્થ હી ચાહે, નિદન ભક્તિ અવગાહે" સ્વામીથી લૌકિક વૈદિક પોતાનુ સુખ કંઇ ચાહે તો નિંદિત છે. એને ભકિત ન મળે આ પ્રકાર પુત્ર આપી આપ શ્રીગોવર્દ્ધનધર પાસે ગિરિરાજ પધારે. પછી જ્યારે સ્ત્રીએ અન્યાશ્રય કર્યો ત્યારે આપ કન્નોજ પધાર્યા. અને

चरन यातें छूवन नहीं दिये, जो–स्त्री के हाथ को खानपान दामोदरदास ने कियो है। तातें चरनपरस करिवे को अधिकार नाहीं है। यह दामोदरदास कूं जतायो।

तातें अन्याश्रय बराबरि दोष दूसरो नाहीं है। जैसे, एक पति छोडिकें दूसरो पति करे तब स्त्री को सगरो धर्म जाई। ताही प्रकार अन्याश्रय रंच करे तो वैष्णव को धर्म नाश होई। यह सिद्धांत दिखाये। फेरि स्त्री कों अनन्यता भई, तातें श्रीठाकुरजी की सामग्री–सेवा परस नाहीं करती। तब वह अन्याश्रय पुत्र द्वारा हृदय तें निकर्यो। काहे तें, श्रीभागवत में कहे हैं भक्त कों श्रीठाकुरजी विना और ठौर ममत्व होई सो वस्तु कों श्रीठाकुरजी तत्काल नाश करे। तब ज्ञान वैराग्य दृढ़ होइके आश्रय सिद्ध होई। भक्ति न होइ तो वस्तु गये औरहू अन्याश्रय सदा करे। सो स्त्री की पुत्र में ममता देखि के नष्ट श्रीआचार्यजी ने अपने जानिके किये। तब स्त्री कों ज्ञान भयो। तब अपनी माता सों कहे, जो–मैं पुत्र को मुख न देखोंगी। सों पुत्र होन समय नेत्रन सों पट्टी बांधि लीनी। सो उनकी माता पुत्र को जन्मत ही अपने घर ले गई। तहां पुत्र बरस १० को ह्वे पाछें म्लेच्छ भयो। स्त्री पुरुष मन लगाइकें श्रीद्वारकानाथजी की सेवा करी।

---

દામોદરદાસને ચરણ સ્પર્શ એથી ન કરવાં દીધાં કે સ્રીના હાથનું ખાનપાન દામોદરદાસે કર્યું છે. તેથી ચરણસ્પર્શ કરવાનો અધિકાર નથી. આ દામોદરદાસને જણાવ્યું.

તેથી અન્યાશ્રય બરાબર બીજો દોષ નથી. જેમ એક પતિ છોડીને બીજો પતિ કરે સ્રીનો સઘળો ધર્મ જાય. તેજ પ્રકારે અન્યાશ્રય રંચક કરે તો વૈષ્ણવનો ધર્મ નાશ થાય. આ સિદ્ધાંત દેખાડયો. ફરી સ્રીને અનન્યતા થઇ ત્યારે શ્રીઠાકુરજીની સામગ્રી–સેવા (નો) સ્પર્શ ન કરતી ત્યારે તે અન્યાશ્રય પુત્ર દ્વારા હૃદયથી નિકળ્યો. કેમ ? જે શ્રીભાગવતમાં કહે છે, ભકતને શ્રીઠાકુરજી વિના બીજી જગ્યાએ મમત્વ હોય તો તે વસ્તુનો શ્રીઠાકુરજી તત્કાલ નાશ કરે. ત્યારે જ્ઞાન વૈરાગ્ય દ્દઢ થઇને આશ્રય સિદ્ધ થાય. ભકિત ન હોય તો વસ્તુ ગયે બીજો પણ અન્યાશ્રય સદા કરે. તે સ્રીની પુત્રમાં મમતા જોઇને શ્રીઆચાર્યજીએ પોતાનાં જાણી (તેને) નષ્ટ કરી. ત્યારે સ્રીને જ્ઞાન થયું. ત્યારે પોતાની માતાને કહ્યું, કે હું પુત્રનું મહોડું નહી જોઉં. તે પુત્ર થવાના સમયે નેત્રો ઉપર પટ્ટી બાંધી લીધી. પછી એની માતા પુત્રને જન્મથી જ પોતાના ઘરે લઇ ગઇ. ત્યાં પુત્ર વરસ ૧૦ નો થઇ પછી મ્લેચ્છ થયો. સ્રી–પુરુષે મન લગાડીને શ્રીદ્વારકાનાથજીની સેવા કરી.

वार्ता-प्रसंग ८—बहुरि एक समय दामोदरदास की देह छूटी। तब स्त्री नें घर में छिपाय राखी। पाछें वैष्णव सों कह्यो, जो-तुम एक नाव अड़ेल कों भाड़े करि लावो। सो वैष्णव नाव भाड़े करि लाये। तब नाव में श्रीद्वारकानाथजी और घर में की सब सामग्री तृण पर्यंत कछु घर में राख्यो नाहीं। घर में हतो सो सब नाव में धर्यो। तब वैष्णवन सों कह्यो, जो-यह नाव अड़ेल ले जाउ। सब श्रीआचार्यजी महाप्रभुन के मंदिर में पहोंचाओ। सो वैष्णव नाव लेके चले। सो कोस तीस चालीस उपर नाव गई। पाछें स्त्री नें प्रगट कियो। जो दामोदरदास की देह छूटी है। तब वैष्णव सब आये। संस्कार कियो। तब दामोदरदास को बेटा तुरक भयो, सो आयो। सो आय के देखे तो घर में कछू नाहीं। जल को करवा भर्यो है। सो देखिके मूंड पटकि रह्यो। पाछें दामोदरदास को ससुर आयो। तिननें बेटी सों कह्यो, जो-बेटी तेनें घर में कछू राख्यो नाहीं? जो-अब तू कहा खायगी? तब वानें कही, जो-तुम देउगे सो खाऊंगी। क्षत्री लोगन के या समें सगे सहोदरे कछू देत हैं। एसी ज्ञाति की रीति है। तब दामोदरदास की स्त्री ने जलपान न कर्यो। सो थोरे ही दिन में देह छूटी। कृति दोउन की साथ भई। तब यह बात केतेक दिन पाछे काहू वैष्णव नें श्रीआचार्यजी आगे कही।

---

વાર્તા પ્રસંગ-૮—વળી એક સમયે દામોદરદાસની દેહ છુટી. ત્યારે સ્ત્રીએ ઘરમાં સંતાડી રાખી. પછી વૈષ્ણવોને કહ્યું, કે તમે નાવ અડેલની ભાડે કરી લાવો. તે વૈષ્ણવ નાવ ભાડે કરી લાવ્યા. ત્યારે નાવમાં શ્રીદ્વારકાનાથજી અને ઘરની બધી સામગ્રી તૃણ પર્યંત કંઇ ઘરમાં રાખ્યું નહીં. ઘરમાં હતું તે બધું નાવમાં ધર્યું. ત્યારે વૈષ્ણવોને કહ્યું, કે આ નાવ અડેલ લઈ જાવ. બધું શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના મંદિરમાં પહોંચાડો. તે વૈષ્ણવો નાવ લઇને ચાલ્યા. તે કોસ ૩૦-૪૦ ઉપર નાવ ગઇ ત્યારે સ્ત્રીએ ( વાતને ) પ્રકટ કરી કે દામોદરદાસની દેહ છૂટી છે. ત્યારે વૈષ્ણવો બધા આવીને સંસ્કાર કર્યો. ત્યારે દામોદરદાસનો બેટો તુરક થયો તે આવ્યો. તે આવીને જુએ તો ઘરમાં કંઈ નથી. જલનો કરવો ભર્યો છે. તે જોઇને માથું પટકીને રહી ગયો. પછી દામોદરદાસનો સાસરો આવ્યો તેણે બેટીને કહ્યું, કે બેટી! તેં ઘરમાં કાંઇ રાખ્યું નહીં? જે હવે તું શું ખાઇશ? ત્યારે તેણે કહ્યું, કે તમે દેશો તે ખાઇશ. ક્ષત્રી લોકોમાં આ સમયે સગાં સંબંધી કંઇ દે છે એવી જ્ઞાતિની રીતિ છે. ત્યાર ( પછી ) દામોદરદાસની સ્ત્રીએ જલપાન ન કર્યું. તે થોડા જ દિવસમાં દેહ છુટી. કૃતિ બન્નેની સાથે થઈ. ત્યારે આ વાત કેટલાક દિવસ પછી કોઇ વૈષ્ણવે શ્રીઆચાર્યજી આગળ કહી

तब श्रीआचार्यजी नें कह्यो, जो-इनकों ऐसो ही चाहिये। सो वे दामोदरदास तथा उनकी स्त्री ये दोउ श्रीआचार्यजी के सेवक ऐसे कृपापात्र भगवदीय हे। तातें इनकी वार्ताको पार नाहीं, सो कहां तांई कहिये।

भावप्रकाश—पाछें दामोदरदास की देह छूटी। तब स्त्री ने देह छिपाइ यातें राखे, जो-पुत्र म्लेच्छ है। सगरी वस्तु श्रीजी की है सो ले जायगो। तातें नाव भरिकें सब वस्तु श्रीआचार्यजी के यहां पहुंचाई। जब कोस चालीस नाव गई तब स्त्रीने जाहेर कियो। ससुर आदि ज्ञाति के सबने दामोदरदास की देह को संस्कार कियो। पाछें बेटा दोरि के आयो सो देखे तो माटी को करुवा जलसों भर्यो है। और कछु है नाहीं। जब खबर पाई तब नाव लेके दोर्यो। परंतु पायो नाहीं। तब माथो पीटि रह्यो। यामें यह जतायो, जो-लौकिक होइ के अलौकिक वस्तु लेन को उपाय करे सो दुख ही पावे। परंतु हाथ लागे नाहीं।

और ससुर ने कह्यो, कछु राख्यो नाहीं। अब तू कहा खायगी? यह लौकिक पूछयो। तब स्त्रीने अलौकिक वात कही, जो-अब तुम देउगे सो खाऊंगी। या समें क्षत्री लोगन में देत हैं। तासों निर्वाह करूंगी। ताको अर्थ यह, जो-श्रीठाकुरजी पधारे सो सेवा विना घर की वस्तु कैसे लेऊं?

---

ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, કે એને એમ જ જોઇએ. એ દામોદરદાસ તથા તેમની સ્ત્રી એ બેઉ શ્રીઆચાર્યજીના સેવક એવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેથી તેમની વાર્તાનો પાર નહીં. તે ક્યાં સુધી કહીએ?

ભાવપ્રકાશ—પછી દામોદરદાસની દેહ છુટી. ત્યારે સ્ત્રીએ દેહ સંતાડી એ માટે રાખી કે પુત્ર મ્લેચ્છ છે. સઘળી વસ્તુ શ્રીજીની છે તે લઇ જશે. તેથી નાવ ભરીને બધી વસ્તુ શ્રીઆચાર્યજીને ત્યાં મોકલાવી. જ્યારે કોસ ૪૦ નાવ ગઇ ત્યારે સ્ત્રીએ જાહેર કર્યું. (દામોદરદાસના) શ્વસુર આદિ જ્ઞાતિના બધાએ દામોદરદાસની દેહનો સંસ્કાર કર્યો. પછી બેટા દોડીને આવ્યો તે જુએ તો માટીનો કરવો જલથી ભર્યો છે, બીજું કંઇ નથી. જ્યારે ખબર મળી ત્યારે નાવ લઇને દોડયો. પરંતુ મળી નહી. ત્યારે માથું પીટી રહ્યો. એમાં એ જતાવ્યું, કે લૌકિક થઇને અલૌકિક વસ્તુ લેવાનો ઉપાય કરે તો દુઃખ જ પામે. પરંતુ હાથ લાગે નહીં. અને (દામોદરદાસના) શ્વસુરે કહ્યું. કંઇ રાખ્યું નહીં. હવે તું શું ખાઇશ? એ લૌકિક પૂછ્યું. ત્યારે સ્ત્રીએ અલૌકિક વાત કહી. કે હવે તમે દેશો તે ખાઇશ. આ સમયે ક્ષત્રી લોકોમાં દે છે તેનાથી નિર્વાહ કરીશ. તેનો અર્થ એ, કે શ્રીઠાકુરજી

जताए, जो–अपने सेव्य ठाकुर कहूँ पधराइ निश्चिंत न होई। उनके दुःखतें दुःखी होई। उनके सुखतें सुख पावे। यह सिद्धांत दिखाए।

वार्ता–प्रसंग ७—बहुरि एक समय पद्मनाभदास ने बिचारी, जो–श्रीठाकुरजी सहित कुटुंब सहित श्रीआचार्यजी के दरसन करिये। श्रीमुख के वचनामृत सुनिये। सो श्रीठाकुरजी सहित कुटुंब सहित अड़ेल में आये। सो कछुक दिन रहे। परि द्रव्य को संकोच बहुत हतो। तातें श्रीठाकुरजी कों भोग समर्पे। सो छोला तलि के समर्पे। सो छोला आछी रीति सों बीनि के पहले दिन भिजोइ राखे, दूसरे दिन नीकी भांति सों तलि के समर्पे। सो या भांति, पातरि में एक मूठि दारि की भावना करते। एक मूठि भात की। एक मूठि खीर की। सागादिक सब को नाम ले न्यारि न्यारि मूठि धरतें। सो श्रीठाकुरजी सगरी सामग्री को भावसों आरोगते। या प्रकार नित्य करें। पाछें एक दिन एक वैष्णव श्रीआचार्यजी सों यह सब प्रकार कहे, जो–महाराज! पद्मनाभदास श्रीठाकुरजी कों या भांति छोला समर्पत हैं। सो एक दिना श्रीआचार्यजी भोग समर्पवे की बिरियां पद्मनाभदास के घर पधारे। सो पद्मनाभदास सों पूछे, जो–यह ढेरि न्यारि न्यारि क्यों है? तब पद्मनाभदास ने कही, यह

---

પોતાના સેવ્ય ઠાકુરને કોઇ જગાએ પધરાવીને નિશ્ચિંત ન થાય. એમના દુઃખથી દુઃખી થાય, એમના સુખથી સુખ પામે, એ સિદ્ધાંત દેખાડયો.

વાર્તા પ્રસંગ–૭—ફરી એક સમય પદ્મનાભદાસે વિચાર્યું કે શ્રીઠાકુરજીસહિત કુટુંબસહિત શ્રીઆચાર્યજીનાં દર્શન કરીએ. શ્રીમુખનાં વચનામૃત સાંભળીએ. તે શ્રીઠાકુરજીસહિત કુટુંબસહિત અડેલમાં આવ્યા. તે કેટલાક દિવસ રહ્યા. પરંતુ દ્રવ્યનો સંકોચ ઘણો હતો. તેથી શ્રીઠાકુરજીને ભોગ સમર્પ્યો તે છોલા ( ચણા ) તળીને સમર્પ્યા. તે છોલા સુંદર રીતિથી વીણીને પહેલા દિવસે ભિંજાવી રાખ્યા. બીજા દિવસે સુંદર રીતિથી તળીને સમર્પ્યા. તે આ પ્રકારે–( કે ) પાતરમાં એક મૂઠી દાળની ભાવના કરતા. એક મૂઠી ભાતની, એક મૂઠી ખીરની, સાકાદિક બધાનું નામ લઈ અલગ અલગ મૂઠી ધરતા. તે શ્રીઠાકુરજી સઘળી સામગ્રીના ભાવથી આરોગતા. એ પ્રકાર નિત્ય કરે. પછી એક દિવસ એક વૈષ્ણવે શ્રીઆચાર્યજીને આ બધો પ્રકાર કહ્યો, કે મહારાજ! પદ્મનાભદાસ શ્રીઠાકુરજીને આ પ્રકારે છોલા સમર્પે છે. તે એક દિવસ શ્રીઆચાર્યજી ભોગ સમર્પવાની વખતે પદ્મનાભદાસના ઘર પધાર્યા. તે પદ્મનાભદાસને પૂછે, કે આ ઢગલી ન્યારી ન્યારી કેમ છે? ત્યારે પદ્મનાભદાસે કહ્યું, આ

दारि है। यह भात है। यह खीर है। यह कढ़ि है। यह सागादिक है। या प्रकार सब ढेरि कों सामग्री बताए। तब श्रीआचार्यजी महाप्रभुन को हृदय भरि आयो। और जान्यो, जो–याके द्रव्य को संकोच है तातें यों करत है। परंतु द्रव्य को उपाय नाहिं करत है। बड़ो धैर्य है। तातें याके ऊपर श्रीठाकुरजी बड़े प्रसन्न हैं। पाछें श्री-आचार्यजी घर पधारे भोजन किये। और श्रीअक्काजी सों कहे। जो–पद्मनाभदास के घर द्रव्य को बहोत संकोच है। सो छोला नित्य श्रीठाकुरजी कों धरत है। तब श्रीअक्काजी ने संझा समय सगरी सामग्री सिद्ध करि एक वैष्णव के हाथ पठाई। तब तुलसां ने पद्म-नाभदास सों कह्यो, जो–श्रीआचार्यजी के इहां सों सामग्री आई है। तब पद्मनाभदास ने कह्यो, हम जाने अब हमकों काढिवे को उपाइ किये हैं। जतन सों धरि राखो। तब तुलसां ने धरि राखी। पाछे दूसरे दिन फेरि सामग्री सांझ कों श्रीअक्काजी ने पठाई। तब तुलसां ने फेरि पद्मनाभदास सों कही। तब पद्मनाभदास ने कही, हमकों वेगि बिदा दिये। तातें सबेरे चलेंगे। अब यह धरि राखो। पाछें प्रातःकाल भयो। तब श्रीठाकुरजी कों वेगि ही राज-भोग सों पहोंचि, श्रीमथुरानाथजी सों पूछे, जो–महाराज! आपकों

---

દાળ છે, આ ભાત છે, આ ખીર છે, આ કઢી છે, આ શાકાદિક છે. આ પ્રકારે બધી ઢગલીઓ ને સામગ્રી બતાવી. ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુનું હૃદય ભરી આવ્યું. અને જાણ્યું, કે આને દ્રવ્યનો સંકોચ છે, તેથી એમ કરે છે પરંતુ દ્રવ્યનો ઉપાય કરતો નથી. બહુ ધૈર્ય છે. તેથી એના ઉપર શ્રીઠાકુરજી બહુ પ્રસન્ન છે. પછી શ્રીઆચાર્યજી ઘર પધાર્યા. (પછી) ભોજન કર્યું. અને શ્રીઅક્કાજીને કહે, કે પદ્મનાભદાસના ઘર દ્રવ્યનો બહુ જ સંકોચ છે, તે છોલા નિત્ય શ્રીઠાકુરજીને ધરે છે. ત્યારે શ્રીઅક્કાજીએ સંધ્યા સમય બધી સામગ્રી સિદ્ધ કરીને એક વૈષ્ણવના હાથે મોકલી. ત્યારે તુલસાંએ પદ્મનાભદાસને કહ્યું, કે શ્રીઆચાર્યજીને ત્યાંથી સામગ્રી આવી છે. ત્યારે પદ્મ-નાભદાસે કહ્યું, અમે જાણ્યું હવે અમને કાઢવાનો ઉપાય કર્યો છે, સાવચેતીથી ધરી રાખો. ત્યારે તુલસાંએ ધરી રાખી. પછી બીજા દિવસે ફરી સામગ્રી સાંજે શ્રીઅક્કા-જીએ મોકલી. ત્યારે તુલસાંએ ફરી પદ્મનાભદાસને કહ્યું, ત્યારે પદ્મનાભદાસે કહ્યું, અમને વહેલા વિદાય કર્યા. તેથી સવારે ચાલીશું. હમણાં આ ધરી રાખો. પછી પ્રાતઃકાલ થયો ત્યારે શ્રીઠાકુરજીને વહેલા જ રાજભોગથી પહોંચી શ્રીમથુરાનાથજીને પૂછે, કે મહારાજ! આપને શ્રીઆચાર્યજીના ઘરે પધારવાની ઇચ્છા હોય તો ત્યાં નાના

श्रीआचार्यजी के घर पधारिवे की इच्छा होइ, तो उहां नाना प्रकार की सामग्री हैं। मेरे इहां तो जो समय जैसो प्राप्त होइ, तैसो धरूंगो। तब श्रीमथुरानाथजी ने कही, मोकों तेरो कियो भावत है। तातें जो धरेगो सो प्रीति तें आरोगूंगो। तब अनोसर कराई, एक नाव भाड़े करि लाये। तुलसां सों कहे। दोउ दिन को सीधो सामग्री है। सो श्रीअक्काजी कों दे आव। तब तुलसां सारी सामग्री श्रीआचार्यजी के यहां दे आई।

पाछें सगरी वस्तु नाव पर धरि श्रीमथुरानाथजी कों नाव पर पधराई श्रीआचार्यजी के पास विदा होन आये। और दंडवत् करि विनती कीनी, जो–महाराज! आज्ञा होइ तो घर जाय। तब श्री-आचार्यजी पूछे, जो–श्रीठाकुरजी कहां है? तब पद्मनाभदास ने कही, महाराज! नाव पर पधारे हैं। तब श्रीआचार्यजी विदा किये। और मनमें विचारे। जो–ओंचको पद्मनाभदास क्यों गयो? तब श्रीअक्काजी ने कही, दोय दिन सीधो पठायो सो फेरि दे गये। तब श्रीआचार्यजी ने कह्यो, जो–सीधो पठवायो तातें गयो। नाहीं तो न जातो। ऐसे श्रीआचार्यजी ने श्रीमुख तें कह्यो। पाछें पद्मनाभ-दास घर जाय सेवा करन लागे।

---

પ્રકારની સામગ્રી છે. મારે અહીં તો જે સમયે જેવું પ્રાપ્ત હશે તેવું ધરીશ. ત્યારે શ્રીમથુરાનાથજીએ કહ્યું, મને તારૂં કર્યું રૂચે છે. તેથી જે ધરીશ તે પ્રીતિથી આરોગીશ. ત્યારે અનોસર કરાવી એક નાવ ભાડે કરી લાવ્યા. (પછી) તુલસાંને કહ્યું, બન્ને દિવસનું સીધું સામગ્રી છે તે શ્રીઅક્કાજીને દઇ આવ. ત્યારે તુલસાં બધી સામગ્રી શ્રીઆચાર્યજીને ત્યાં દઇ આવી.

પછી સઘળી વસ્તુ નાવ ઉપર ધરી શ્રીમથુરાનાથજીને નાવ પર પધરાવી શ્રી-આચાર્યજીની પાસે વિદાય થવા આવ્યા અને દંડવત કરી વિનતી કરી, કે મહારાજ! આજ્ઞા હોય તો ઘર જાય. ત્યારે શ્રીઆચાર્યજીએ પૂછ્યું. કે શ્રીઠાકુરજી ક્યાં છે? ત્યારે પદ્મનાભદાસે કહ્યું, કે, મહારાજ! નાવ ઉપર પધાર્યા છે. ત્યારે શ્રીઆચાર્યજીએ વિદાય કર્યા. અને મનમાં વિચાર્યું કે અચાનક પદ્મનાભદાસ કેમ ગયો? ત્યારે શ્રીઅક્કાજીએ કહ્યું, બે દિવસનું સીધું મોકલ્યું તે પાછું દેઇ ગયા છે. ત્યારે શ્રીઆચા-ર્યજીએ કહ્યું, કે સીધું મોકલ્યું તેથી ગયો. નહીં તો ન જાતો. એમ શ્રીઆચાર્યજીએ શ્રીમુખથી કહ્યું–પછી પદ્મનાભદાસ ઘર જઇ સેવા કરવા લાગ્યા.

भावप्रकाश—या वार्ता में यह जताये, जो–गुरु–द्रव्य श्रीठाकुरजी के द्रव्य तें हू भारी है। तातें श्रीभागवत में (स्कं. ११ अ. १७ श्लोक २८) कहे हैं। भिक्षा मांगि के लाइ गुरु के आगे धरिये। जो–गुरु आज्ञा देइ तो खाई। नाहीं तो भूख्यो रहि जाइ। परंतु मांगे नाहीं। मांगी भिक्षा हू आज्ञा बिना नहिं लीनी जाय तो गुरु को (द्रव्य) कैसे लियो जाइ? तातें श्री-आचार्यजी 'विवेकधैर्याश्रय' में लिखे हैं, जो– "त्रिदुःखसहनं धैर्यम्" ॥

जब मुगल ठाकुर ले गयो तब पद्मनाभदास चाहे तो भस्म करि डारें, परि पद्मनाभदास (कष्ट) सहे। आप सात दिन भूखे रहे। वासों कछू न कहे। (यह अलौकिक दुःख कह्यो) लौकिक दुःख जो बेटी परज्ञात कों दीनी। यह ज्ञाति में निंदा सो सहे। खानपानादिक को दुःख सो सहे। परंतु धर्म न छोड़े। तातें श्रीगोकुल-नाथजी श्रीसर्वोत्तम की टीका में लिखे हैं। कोटिन वैष्णवन में दुर्लभ पद्मनाभदास सारिखे हैं। सो श्रीआचार्यजी के मारग को श्रीआचार्यजी के स्वरूप कों जानत हैं।

**सो उन पद्मनाभदास की ऊपर श्रीआचार्यजी महाप्रभु आप सदा प्रसन्न रहते, तातें इनकी वार्ता को पार नाहीं। सो कहां तांई कहिये।**

* * *

---

ભાવપ્રકાશ—આ વાર્તામાં એ જણાવ્યું, કે ગુરુ-દ્રવ્ય શ્રીઠાકુરજીના દ્રવ્યથી પણ ભારે છે. તેથી શ્રીભાગવતમાં (સ્કં. ૧૧ અ. ૧૭ શ્લોક ૨૮ માં) કહે છે, ભિક્ષા માંગી લાવીને ગુરુ આગળ ધરીયે. જો ગુરુ આજ્ઞા દે તો ખાય. નહી તો ભૂખ્યો રહી જાય. પરંતુ માંગે નહીં. જો માંગલી ભિક્ષા પણ આજ્ઞા વિના ન લેવાય તો ગુરુનું (દ્રવ્ય) કેમ લેવાય? તેથી શ્રીઆચાર્યજી 'વિવેકધૈર્યાશ્રય' માં લખે છે, કે "ત્રિદુઃખ સહનં ધૈર્યમ્"

જ્યારે મુગલ ઠાકુર લઇ ગયો ત્યારે પદ્મનાભદાસ ધારે તો (તેને) ભસ્મ કરી નાખે પરંતુ પદ્મનાભદાસે (કષ્ટ સહ્યું) પોતે રાતદિવસ ભૂખ્યા રહ્યા. એને કઇ ન કહ્યું. (આ અલૌકિક દુઃખ કહ્યું) લૌકિક દુઃખ (એ) જે બેટી પરજ્ઞાતિને આપી. એ જ્ઞાતિમાં નિંદા તે સહે. ખાનપાનાદિકનું દુઃખ તે સહે. પરંતુ ધર્મ ન છોડે. તેથી શ્રીગોકુ-લનાથજી શ્રીસર્વોત્તમની ટીકામાં લખે છે, કરોડો વૈષ્ણવોમાં પદ્મનાભદાસ સરખા દુર્લભ છે. તે શ્રીઆચાર્યજીના માર્ગને શ્રીઆચાર્યજીના સ્વરૂપને જાણે છે.

તે પદ્મનાભદાસની ઉપર શ્રીઆચાર્યજી મહાપ્રભુ આપ સદા પ્રસન્ન રહેતા. તેથી તેમની વાર્તાનો પાર નહીં, તે ક્યાં સુધી કહીએ?

* * *

अब श्रीआचार्यजी के सेवक पद्मनाभदास की बेटी तुलसां
तिनकी वार्ता को भाव कहत हैं—

भावप्रकाश—ए लीलामें पद्मनाभदास की सखी है। पद्मनाभदास तो चंपकलता अष्टसखीन में। और चंपकलता की सखी मणिकुंडला, जैसे मणिकी ज्योतिकी कुंडाली चारों ओर फूले। सो (यह) तुलसां सात्त्विक भक्त है। पद्मनाभदास की आज्ञा में तत्पर है।

वार्ता-प्रसंग १—एक दिन तुलसां के घर वैष्णव आयो। सो श्रीआचार्यजी को सेवक हतो। सो श्रीमथुरानाथजी के दरसन राजभोग आरती के किये। तब तुलसां ने उन वैष्णव सों कह्यो, जो—उठो स्नान करो। महाप्रसाद लेउ। तब उह वैष्णव ने कह्यो, जो—हौंतो घर जाइ स्नान करूंगो। तब तुलसां चुप करि रही। पाछे वह वैष्णव उठि के अपने घर गयो। तुलसां के मनमें बहोत खेद भयो, जो—मेरे घर तें वैष्णव भूख्यो गयो।

भावप्रकाश—ताको कारन यह, महाप्रसाद की नाहीं करी, जो—ज्ञात ब्यौहार के लिये लियो नाहीं। सो तुलसां समझ गई। तातें आग्रह नाहीं कियो। यह गौड़ ब्राह्मन हतो और लीला में ललिताजी की सखी है। सोरभा इनको

---

હવે શ્રીઆચાર્યજીનાં સેવક પદ્મનાભદાસની બેટી તુલસાં, તેમની વાર્તાનો ભાવ કહીએ છીએ—

ભાવપ્રકાશ—એ લીલામાં પદ્મનાભદાસની સખી છે. પદ્મનાભદાસ તો ચંપકલતા અષ્ટસખીઓમાં, અને ચંપકલતાની સખી મણિકુંડલા, જેમ મણીની જ્યોતિની કુંડાલી ચારે તરફ ફૂલે તેમ, આ તુલસાં સાત્ત્વિક ભક્ત છે.

વાર્તા પ્રસંગ-૧—એક દિવસ તુલસાંના ઘર વૈષ્ણવ આવ્યો. તે શ્રીઆચાર્યજીનો સેવક હતો. તેણે શ્રીમથુરાનાથજીનાં દર્શન રાજભોગ આર્તિનાં કર્યાં. ત્યારે તુલસાંએ તે વૈષ્ણવને કહ્યું, કે ઉઠો, સ્નાન કરો. મહાપ્રસાદ લો. ત્યારે તે વૈષ્ણવે કહ્યું, કે હું તો ઘર જઇ સ્નાન કરીશ. ત્યારે તુલસાં ચુપ કરી રહી. પછી તે વૈષ્ણવ ઉઠીને પોતાના ઘરે ગયો. તુલસાંના મનમાં ઘણો જ ખેદ થયો, કે મારા ઘરથી વૈષ્ણવ ભૂખ્યો ગયો.

ભાવપ્રકાશ—તેનું કારણ એ (કે) મહાપ્રસાદની ના કહી, (કેમકે) જ્ઞાતિ-વ્યવહારને માટે લીધો નહીં. તે તુલસાં સમજી ગઇ. તેથી આગ્રહ ન કર્યો. એ ગૌડબ્રાહ્મણ હતો અને લીલામાં લલિતાજીની સખી છે. સૌરભા એનું નામ છે.

नाम है। इनके अंगतें अतर गुलाब की सुगंध आवती। यह वैष्णव ललिताजी की सखी है। और तुलसां चंपकलता की सखी है। और तुलसां के बस श्रीमथुरानाथजी हैं। तातें यह वैष्णव नें महाप्रसाद न लियो। जो–ललिताजी की आज्ञा विना कैसें लेउ? तातें यह वैष्णव अपने घर चल्यो गयो। तब तुलसां के मनमें खेद भयो।

**तब मनमें आई जो–ज्ञाति व्यौहार के लिये सखड़ी न लीनी होइगी। तो भलो, परि सवेरे पूरी प्रसाद लिवाऊंगी। पाछे मैंदा छानि सिद्ध करि राख्यो। पाछे सोइ रही। ता दिन तुलसां ने महाप्रसाद नाहीं लियो। पाछे रात्रिकों श्रीमथुरानाथजी ने तुलसां सों स्वप्न में कह्यो, जो–सवारे वा वैष्णव कों महाप्रसाद लिवाइयो। वह वैष्णव अपने घर महाप्रसाद न लेइगो।**

भावप्रकाश—यामें यह जताए, जो–काल्हि उह वैष्णव महाप्रसाद लेइगो। तू चिंता मति करे। पाछें श्रीठाकुरजी नें उह वैष्णव कों जताये, जो–तुलसां के इहां महाप्रसाद क्यों न लियो? सवेरे लीजियो। ललिताजी की हू आज्ञा है। सो ललिताजी हू कहे। तुलसां के इहां महाप्रसाद लीजो। हमारे उनके भाव में मेद नाहीं।

वार्ता–प्रसंग २—**पाछे प्रातःकाल तुलसां ने पूरी करी। श्री-**

---

એના શરીરમાંથી અત્તર ગુલાબની સુગંધ આવતી. એ વૈષ્ણવ લલિતાજીની સખી છે. અને તુલસાં ચંપકલતાની સખી છે. અને તુલસાંને વશ શ્રીમથુરાનાથજી છે. તેથી એ વૈષ્ણવે મહાપ્રસાદ ન લીધો. (તે એમ) કે લલિતાજીની આજ્ઞા વિના કેમ લઉ? તેથી આ વૈષ્ણવ પોતાને ઘર ચાલ્યો ગયો ત્યારે તુલસાંના મનમાં ખેદ થયો.

ત્યારે મનમાં આવ્યું, કે જ્ઞાતિ વ્યવહારને માટે સખડી નહી લીધી હોય તો ભલે, પરંતુ સવારે પૂરી પ્રસાદ લેવડાવીશ. પછી મેંદા છાણીને સિદ્ધ કરી રાખ્યો. પછી સુઇ રહી. તે દિવસે તુલસાંએ મહાપ્રસાદ ન લીધો. પછી રાત્રિએ શ્રીમથુરાનાથજીએ તુલસાને સ્વપ્નમાં કહ્યું, કે સવારે એ વૈષ્ણવને મહાપ્રસાદ લેવડાવજે. એ વૈષ્ણવ પોતાના ઘરે મહાપ્રસાદ લેશે નહીં.

ભાવપ્રકાશ—એમાં એ જણાવ્યું કે, કાલ એ વૈષ્ણવ મહાપ્રસાદ લેશે, તૂ ચિંતા ન કરીશ પછી શ્રીઠાકુરજીએ તે વૈષ્ણવને જણાવ્યું, કે તુલસાંને ત્યાં મહાપ્રસાદ કેમ ન લીધો? સવારે લેજે. લલિતાજીની પણ આજ્ઞા છે. લલિતાજી પણ કહે, તુલસાંને ત્યાં મહાપ્રસાદ લેજે, અમારે એમના ભાવમાં ભેદ નથી.

વાર્તા પ્રસંગ–૨—પછી પ્રાતઃકાલ તુલસાંએ પૂરી કરી. શ્રીઠાકુરજીને જગાડ્યા.

ठाकुरजी कूं जगाये। सेवा सिंगार करन लागी। इतने ही में वह वैष्णव सवारे नहाय के श्रीठाकुरजी की सेवासों पहोंचि तुलसां के घर आयो। जब तुलसां भोग समर्पि के बाहर आई। तब वा वैष्णव सों जयश्रीकृष्ण कियो। और तुलसां ने कह्यो, जो–उठो स्नान करो, भगवद्‌स्मरण करो। तब वा वैष्णव ने कही, मैं स्नान करि अपरसही में आयो हूं। (तथा कहुं वार्ता में यहू है, जो–स्नान करि तिलक मुद्रा करि भगवद्‌स्मरण कियो)। समय भये तुलसां ने राजभोग सरायौ, आरती करी। वैष्णव ने दरसन कियो। पाछे तुलसां श्रीठाकुरजी कों अनोसर करि बाहर आई। और वा वैष्णव कों प्रसाद की पातर धरी। तामें पूरी, बुरा, दहींथरा, संधानो धर्यो। और कह्यो, जो–प्रसाद लेउ। तब वा वैष्णव ने कही, जो–यह नाहीं लेउंगो। सखड़ी महाप्रसाद धरो, लेऊंगो। तब तुलसां ने कह्यौ, कछू संकोच मति करो, यह तो ज्ञाति को व्यौहार है। तब वैष्णव ने कह्यो, जो–सो तो साँच। पहले तो मेरे मन में ऐसी ही। परि अब तो आज्ञा भई है। तातें अब तो सखड़ी महाप्रसाद लेउंगो। तब तुलसां (ने) सखड़ी, अनसखड़ी दोऊ धरी, वैष्णव के आगे। पाछे वा वैष्णव ने सखड़ी प्रसाद लियो। प्रसाद ले वह वैष्णव अपने घर गयो। तब तुलसां मनमें बहोत प्रसन्न भई।

---

સેવા શૃંગાર કરવા લાગી. એટલામાં તે વૈષ્ણવ સવારે ન્હાઇને શ્રીઠાકુરજીની સેવાથી પહોંચીને તુલસાંના ઘરે આવ્યો. જ્યારે તુલસાં ભોગ સમર્પિને બહાર આવી, ત્યારે તે વૈષ્ણવને જયશ્રીકૃષ્ણ કર્યા. અને તુલસાંએ કહ્યું, કે ઉઠો સ્નાન કરો, ભગવદ્-સ્મરણ કરો. ત્યારે તે વૈષ્ણવે કહ્યું, હું સ્નાન કરી અપરસમાં જ આવ્યો છું. (તથા કોઇ વાર્તામાં એ પણ છે, કે સ્નાન કરી તિલક-મુદ્રા કરી ભગવદ્-સ્મરણ કર્યું.). સમય થયે તુલસાંએ રાજભોગ સરાવ્યો આરતી કરી. વૈષ્ણવે દર્શન કર્યાં. પછી તુલસાં શ્રીઠાકુરજીને અનોસર કરી બાહર આવી. અને તે વૈષ્ણવને પ્રસાદની પાતર ધરી. તેમાં પૂરી, બુરો, (ખાંડ), દહીંથરા અને અથાણું ધર્યું. અને કહ્યું, કે પ્રસાદ લો. ત્યારે તે વૈષ્ણવે કહ્યું, કે આ નહીં લઉં. સખડી મહાપ્રસાદ ધરો, લઇશ. ત્યારે તુલસાંએ કહ્યું, કંઈ સંકોચ ન કરો. આ તો જ્ઞાતિનો વ્યવહાર છે. ત્યારે વૈષ્ણવે કહ્યું, કે એ તો સાચું, પહેલા તો મારા મનમાં એમ જ હતું. પરંતુ હવે તો આજ્ઞા થઈ છે. તેથી હવે તો સખડી મહાપ્રસાદ લઈશ. ત્યારે તુલસાંએ સખડી, અનસખડી બન્ને ધરી, વૈષ્ણવના આગળ. પછી તે વૈષ્ણવે સખડી મહાપ્રસાદ લીધો. પ્રસાદ લઇ તે વૈષ્ણવ પોતાને ઘર ગયો. ત્યારે તુલસાં મનમાં બહુ જ પ્રસન્ન થઈ.

और काम परबसतें कोई लादे, जो–मारे तब करे। तैसें हमहू प्रीति खानपान में है। सेवा लोगन की निंदा भये तें है, जो–बड़े पद्मनाभदास की संतति, सेवा नाहीं करत। या प्रकार लोगन की प्रतिष्ठा अर्थ। तातें हमकों कहा अनुभव जतावें? सूरदासजी नें गायो है। "सूर अधमकी कौन चलावें उदर भरे अरु सोये"। ऐसे अधम जो हैं, तिनकी बात नाहीं करनी। जो–सरीर को सुख चाहत है। या प्रकार के हम हैं। परंतु श्रीआचार्यजी के ग्रन्थ को पाठ सदा करियत है। ताको भाव यह, जो–ऐसेहू अधमकों श्रीआचार्यजी के ग्रन्थ मात्र कहे। भावहू न जानत होइ तो पाठही के किये तें श्रीठाकुरजी सगरो अनुभव जतावे। तातें यह कहि अपनो पुरुषारथ नाहीं कहे। श्रीआचार्यजी को प्रताप कहे, जो–उनके ग्रन्थ के पाठतें कृपा प्रभु करत हैं। या प्रकार प्रेम में लपेटे वचन तुलसां के सुनिके श्रीगुसांईजी को हृदय भरि आयो।

**ऐसी भगवदीय तुलसां हती। जिनके ऊपर श्रीगुसांईजी सदा प्रसन्न रहते। तातें इनकी वार्ता को पार नाहीं। सो कहां तांई कहिये।**

※ ※ ※

---

કામ. બીજું કામ પરવશથી કોઇ બલાત્કારે લાદે કે મારે તો કરે. તેમ અમારી પણ પ્રીતિ ખાનપાનમાં છે. સેવા લોકોની નિંદા થાય તે માટે છે. કે ( આવા ) મોટાં પદ્મનાભદાસની સંતતી ( થઇને ) સેવા નથી કરતી ? આ પ્રકારે લોકોની પ્રતિષ્ઠા અર્થે. તેથી અમને શો અનુભવ જણાવે ? સૂરદાસજીએ ગાયું છે, કે "સૂર અધમની કોન ચલાવે ઉદર ભરે અરૂ સોયે" એવા અધમ જે છે તેની વાત ન કરવી, જે શરીરનું સુખ ચાહે છે. આ પ્રકારનાં અમે છીએ. પરંતુ શ્રીઆચાર્યજીના ગ્રન્થોનો પાઠ સદા કરીએ છીએ. તેનો ભાવ એ કે એવા અધમને પણ શ્રીઆચાર્યજીના ગ્રન્થ માત્ર કહ્યા. ભાવ પણ ન જાણતો હોય તો પાઠ કર્યાથી પણ શ્રીઠાકુરજી સઘળો અનુભવ જણાવે. તેથી એ કહી પોતાનો પુરુષાર્થ ન કહ્યો. શ્રીઆચાર્યજીનો પ્રતાપ કહ્યો, કે એમના ગ્રન્થના પાઠથી કૃપા પ્રભુ કરે છે. આ પ્રકારે પ્રેમમાં લપેટેલાં વચન તુલસાંનાં સાંભળીને શ્રીગુસાંઇજીનું હૃદય ભરી આવ્યું.

એવી ભગવદીય તુલસાં હતી. જેના ઉપર શ્રીગુસાંઇજી સદા પ્રસન્ન રહેતા. તેથી એમની વાર્તાનો પાર નહીં. તે ક્યાં સુધી કહીએ ?

※ ※ ※

अब श्रीआचार्यजी के सेवक पद्मनाभदास के बेटा ताकी वहू पारवती तिनकी वार्ता को भाव कहत हैं—

भावप्रकाश—ए राजसी भक्त है। पद्मनाभदास तो चंपकलता अष्टसखीन में। तिनकी सखी सुचरिता, सो इहां पुरुषोत्तमदास मेहरा क्षत्री भये। सो सुन्दर चरित्र सबकों सुखरूप कार्य के करता हैं, ए। और सुचरिता की सखी रूपविलासिनी है। सो यहां पारवती भई। सो लीला में पारवती को रूप बहोत सुन्दर हतो। सो राजसी है। अपनो रूप बहोत सँवारती। सो रूप के गर्व तें लीला सों गिरी।

वार्ता-प्रसंग १—सो पारवती श्रीठाकुरजी की सेवा नीकी भांति सों करती। पुरुषोत्तमदास मेहरा इनकों नीकी भांति सों जानते। सो जब कन्नौज जातें तब याके घर उतरते। सो एक समें पुरुषोत्तमदास मेहरा कन्नौज आइ, अड़ेल श्रीगुसांईजी के दरसन कों गये। यहां पारवती के हाथ पांव सुफेद भये। तब ग्लानि दैन्यता भई। तब अपने पूर्व स्वरूप की हू खबरि परी, जो-मैं पुरुषोत्तमदास की सखी हों। मेरो काम इनद्वारा होयगो। तब पत्र पुरुषोत्तमदास कों लिख्यो, जो-मेरी बिनती तुम श्रीगुसांईजी सों करियो। मेरी देह को यह प्रकार भयो है। तातें मोकों सेवा करत पाक करत बहुत ग्लानि आवति है।

---

હવે શ્રીઆચાર્યજીના સેવક પદ્મનાભદાસના બેટા, તેની વહુ પાર્વતી, તેની વાર્તાનો ભાવ કહીએ છીએ—

ભાવપ્રકાશ—એ રાજસી ભક્ત છે. પદ્મનાભદાસ તો ચંપકલતા અષ્ટસખીઓમાં (છે). તેની સખી સુચરિતા તે અહીં પુરુષોત્તમદાસ મહેરા ક્ષત્રી થયા. તે, સુન્દરચરિત્ર, બધાને સુખરૂપ કાર્યના કર્તા છે. એ અને સુચરિતાની સખી રૂપવિલાસિની છે. તે અહીં પાર્વતી થઇ. લીલામાં પાર્વતીનુ રૂપ બહુ સુંદર હતું. એ રાજસી છે. પોતાનુ રૂપ બહુ સમ્હારતી. તે રૂપના ગર્વથી લીલામાંથી પડી.

વાર્તા પ્રસંગ-૧—એ પાર્વતી શ્રીઠાકુરજીની સેવા સુંદર રીતિથી કરતી. પુરુષોત્તમદાસ મહેરા એને સુંદર રીતિથી જાણતા. તે જ્યારે કનોજ જતા, ત્યારે એના ઘર ઉતરતા. તે એક સમય પુરુષોત્તમદાસ મહેરા કનોજ આવી અડેલ શ્રીગુસાંઇજીના દર્શને ગયા. ત્યાં પાર્વતીના હાથ-પગ સફેદ થયા. ત્યારે ગ્લાની દૈન્યતા આવી. ત્યારે પોતાના પૂર્વ સ્વરૂપની પણ ખબર પડી. કે હું પુરુષોત્તમદાસની સખી છું. મારૂં કામ એમના દ્વારા થશે. ત્યારે પત્ર પુરુષોત્તમદાસને લખ્યો કે, મારી વિનતી તમે શ્રીગુસાંઇજીને કરજો. મારી દેહનો આ પ્રકાર થયો છે. તેથી મને સેવા કરતાં, પાક કરતા બહુ જ ગ્લાની આવે છે.

भावप्रकाश—ताको आशय यह है, जो–मैं (ने) श्रीठाकुरजी सों रूप को गर्व कियो ताको फल पायो। अब कब कृपा करेंगे सो श्रीगुसांईजी सों बिनती करि लिखिये।

**यह पत्र पठायो, एक मोहौर श्रीगुसांईजी कों भेट पठाई। सो पत्र पुरुषोत्तमदास नें श्रीगुसांईजी कों बांचि सुनायो। मोहौर आगे राखी। बिनती कीनी। तब श्रीगुसांईजी पुरुषोत्तमदास कों कहे, जो–दिन दोई चारि में कहूंगो।**

भावप्रकाश—सो यातें, जो–लीला में रूप को गर्व ता अपराध तें (यह) भयो। तथा औरहू कोई अपराध न होइ। सो विचारे। तब और अपराध नाहीं देखे।

**फेर तीन दिन पाछे श्रीगुसांईजी ने पुरुषोत्तमदास सों कही। जो–पारवती कों पत्र लिखो, जो–थोरे दिन में सरीर को भोग निवृत्त होइगो। सेवा में ग्लानि मति करियो। श्रीठाकुरजी थोरे से दिन में तेरो रोग निवृत्त करेंगे। तब पुरुषोत्तमदास सेहरा ने पारवती कों पत्र लिख्यो। तामें श्रीगुसांईजी के श्रीमुख के वचन कहे सो लिखि पठाये। सो पत्र पारवती के पास पहोंच्यो। सो पत्र बांचि पारवती प्रसन्नता सों सेवा करन लागी। सेवा करत ग्लानि मन में न लावे। पाछे महिना तीन चारि में हाथ पांव नीके भये।**

---

ભાવપ્રકાશ—એનો આશય એ છે કે, મેં શ્રીઠાકુરજીથી રૂપનો ગર્વ કર્યો, તેનું ફલ મળ્યું. હવે ક્યારે કૃપા કરશે તે શ્રીગુસાંઇજીને વિનતી કરીને લખો.

આ પત્ર મોકલ્યો. એક મોહોર શ્રીગુસાંઇજીને ભેટ મોકલી. તે પત્ર પુરુષોત્તમદાસે શ્રીગુસાંઇજીને વાંચી સંભળાવ્યો. મોહોર આગળ રાખી, વિનતી કરી. ત્યારે શ્રીગુસાંઇજી પુરુષોત્તમદાસને કહે, કે દિવસ બે ચારમાં કહીશ.

ભાવપ્રકાશ—તે એથી કે લીલામાં રૂપનો ગર્વ ( કર્યો ). તે અપરાધથી (આ) થયુ. તથા બીજો પણ કોઇ અપરાધ ન હોય તે વિચારે. ત્યારે બીજો અપરાધ ન જોયો.

ફરી ત્રણ દિવસ પછી શ્રીગુસાંઇજીએ પુરુષોત્તમદાસને કહ્યું, કે પાર્વતીને પત્ર લખો, કે થોડા દિવસમાં શરીરનો ભોગ નિવૃત્ત થશે. સેવામાં ગ્લાની ન કરતી. શ્રીઠાકુરજી બહુ થોડા દિવસમાં તારો રોગ નિવૃત્ત કરશે. ત્યારે પુરુષોત્તમદાસ મહેરાએ પાર્વતીને પત્ર લખ્યો. તેમાં શ્રીગુસાંઇજીના શ્રીમુખનાં વચન કહ્યાં. તે લખી મોકલ્યાં. તે પત્ર પાર્વતીની પાસે પહોંચ્યો. તે પત્ર વાંચીને પાર્વતી પ્રસન્નતાથી સેવા કરવા લાગી. સેવા કરતાં ગ્લાની મનમાં ન લાવે. પછી મહીના ત્રણ ચારમાં હાથ-પગ સારા થયા.

तब पारवती बहोत प्रसन्नतासों सेवा करन लागी। तब फेर श्रीगुसांईजी कों पत्र लिखि, पुरुषोत्तमदास मेहरा की पास पठायो। तामें लिखी, जो-महाराज के प्रताप तें नीकी भई हों। और भेट पठाई। सो पुरुषोत्तमदास मेहरा ने श्रीगुसांईजी कों बांचि सुनायो। तब श्री गुसांईजी बहोत प्रसन्न भये। सो पारवती ऐसी भगवदीय हती, जो-प्रभुन की आज्ञा प्रमाण चलती, तातें श्रीगुसांईजी सदा इनके ऊपर प्रसन्न रहते। तातें इनकी वार्ता को पार नाहीं। सो कहां तांई कहिये।

* * *

अब श्रीआचार्यजी के सेवक पद्मनाभदास के नाती, पारवती को बेटा रघुनाथदास, तिनकी वार्ता को भाव कहत हैं—

भावप्रकाश—पारवती लीला में रूपविलासिनी राजसी भक्त और रघुनाथदासको नाम गुनाभिरान्या। इनमें गुन बहोत, जो-कोई और सों एक दिन में काम होइ सो एक घरि में यह करें। सो ए तामसी है। सो दोऊ सुचरिता की सखी बराबरि की है। पुरुषोत्तमदास मेहरा की दोऊ आज्ञाकारिनी हैं।

वार्ता-प्रसंग १—सो रघुनाथदास कासी गये। तहां बहोत शास्त्र पढ़ि के श्रीगोकुल आये। श्रीगुसांईजी के दरसन किये।

---

ત્યારે પાર્વતી બહુ જ પ્રસન્નતાથી સેવા કરવા લાગી. ત્યારે ફરી શ્રીગુસાંઇજીને પત્ર લખી પુરુષોત્તમદાસ મહેરાની પાસે મોકલ્યો. તેમાં લખ્યું, કે મહારાજના પ્રતાપથી (હું) સારી થઇ છું. અને ભેટ મોકલી. તે (પત્ર) પુરુષોત્તમદાસ મહેરાએ શ્રીગુસાંઇજીને વાંચી સંભળાવ્યો. ત્યારે શ્રીગુસાંઇજી બહુ જ પ્રસન્ન થયા. તે પાર્વતી એવી ભગવદીય હતી. જે, પ્રભુની આજ્ઞા-પ્રમાણ ચાલતી. તેથી શ્રીગુસાંઇજી સદા એના ઉપર પ્રસન્ન રહેતા. તેથી એની વાર્તાનો પાર નહીં. તે ક્યાં સુધી કહીએ?

* * *

હવે શ્રીઆચાર્યજીના સેવક પદ્મનાભદાસના નાતી, પાર્વતીના બેટા, રઘુનાથદાસ, તેની વાર્તાનો ભાવ કહીએ છીએ—

ભાવપ્રકાશ—પાર્વતી લીલામાં રૂપવિલાસિની રાજસી ભક્ત (છે). અને રઘુનાથદાસનું નામ ગુનાભિરાન્યા (છે). એમાં ગુણ બહુ છે. જે, કોઇ અન્યથી એક દિવસમાં કામ થાય તે એ એક ઘડીમાં કરે. એ તામસી છે. તે બન્ને સુચરિતાની સખી બરાબરીની છે. પુરુષોત્તમદાસ મહેરાની બન્ને આજ્ઞાકારિણી છે.

વાર્તા પ્રસંગ-૧—તે રઘુનાથદાસ કાશી ગયા. ત્યાં બહુ જ શાસ્ત્ર ભણીને શ્રીગોકુલ આવ્યા. શ્રીગુસાંઇજીનાં દર્શન કર્યાં. દંડવત્ કર્યાં. ત્યારે શ્રીગુસાંઇજીએ

दंडोत करी। तब श्रीगुसांईजी श्रीआचार्यजी के सेवक जानि (के) बहोत आदर सन्मान किये। आप कथा सुबोधिनीजी की कहते। तब रघुनाथदास कों आगे बैठावते। सो एक दिन परमानंद सोनी ने रघुनाथदास सों पूछी, जो–तू तो कासी में बहोत शास्त्र पढ्यो है। सो आज श्रीगुसांईजी ने कहा कथा कही है, सो कहो।

भावप्रकाश—श्रीगुसांईजी श्रीआचार्यजी के सेवक पद्मनाभदास की सखी जानि रघुनाथदास को बहोत आदर करते। और परमानंददास को नाम लीला में चंद्रका है। चंद्रमा की उजियारीवत् इनकी देह की कांति है। श्रीगुसांईजी (श्रीचंद्रावलीजी) अनेक चंद्रमारूप तिनकी अंतरंगिनी यह है। तातें रघुनाथदास सों कटाक्ष के वचन कहे।

तब रघुनाथदास ने परमानंद सोनी सों कह्यो, जो–तुम सांच पूछो तो मैं कछू समुझत नाहीं। श्रीआचार्यजी के मारग की परिपाटी और मारग की बात नाहीं जानत हों। रघुनाथदास को मान सब मर्दन व्हे गयो।

भावप्रकाश—यामें यह जताए, जो–शास्त्रादिक वेद पुरान के पढे तें श्रीआचार्यजी के ग्रन्थ को सिद्धान्त जान्यो न जाइ। कृपा ही को मारग है। सो कृपा ही तें जान्यो जाइ।

---

શ્રીઆચાર્યજીના સેવક જાણીને બહુ જ આદર સન્માન કર્યું, પોતે કથા શ્રીસુબોધિનીજીની કહેતા. ત્યારે રઘુનાથદાસને આગળ બેસાડતા. તે એક દિવસ પરમાનંદ સોનીએ રઘુનાથદાસને પૂછ્યું, કે તું તો કાશીમાં બહુ શાસ્ત્ર ભણ્યો છે. તે આજ શ્રીગુસાંઇજીએ શી કથા કહી છે ? તે કહો.

ભાવપ્રકાશ—શ્રીગુસાંઇજી શ્રીઆચાર્યજીના સેવક પદ્મનાભદાસની સખી જાણી, રઘુનાથદાસને બહુ આદર કરતા. અને પરમાનંદદાસનુ નામ લીલામાં ચંદ્રિકા છે. ચંદ્રમાની ઉજિયાળીવત્ એમના દેહની કાંતિ છે. શ્રીગુસાંઇજી (શ્રીચંદ્રાવલીજી) અનેક ચંદ્રમારૂપ તેમની અંતરંગિની આ છે. તેથી રઘુનાથદાસને કટાક્ષનાં વચન કહ્યાં.

ત્યારે રઘુનાથદાસે પરમાનંદ સોનીને કહ્યું, કે તમે સાચું પૂછો તો હું કંઈ સમજતો નથી. શ્રીઆચાર્યજીના માર્ગની પરિપાટી અને માર્ગની વાર્તા નથી જાણતો. (એમ) રઘુનાથદાસનું માન બધું મર્દન થઈ ગયું.

ભાવપ્રકાશ—એમાં એ જતાવ્યુ, કે શાસ્ત્રાદિક વેદપુરાણના ભણ્યાથી શ્રીઆચાર્યજીના ગ્રન્થનો સિદ્ધાન્ત જાણ્યો ન જાય. કૃપાનો જ માર્ગ છે. તે કૃપાથી જ જાણ્યુ જાય.

पाछे परमानंद सोनी नें श्रीगुसांईजी सों कही, जो–महाराज ! रघुनाथदास तो कछू समुझत नाहीं। तब श्रीगुसांईजी ने रघुनाथदास कों चारि ग्रन्थ अर्थ सहित पढ़ाए (और) मारग की प्रणालिका कही।

१ 'सिद्धान्तरहस्य' ग्रन्थ में सगरे मारग को सिद्धान्त बताए। २ 'कृष्णाश्रय' ग्रन्थ में एक आश्रय दृढ़ करि दिये। ३ 'नवरत्न' ग्रन्थ में लौकिक वैदिक चिंता दूरि करि दीनी। ४ 'सेवाफल' में सेवा को फल बताइ दिये। पाछे रघुनाथदास समुझन लागे। श्रीगुसांईजी की कथा को भेद लीला को प्रकार सब जानन लागे। बड़े पंडित भये।

वार्ता-प्रसंग २—सो केतेक दिन पाछे कन्नौज में अपने घर आज्ञा मांगि के आये। भगवत्सेवा में ममत्व बढ्यो। तब माता पारवती सों कह्यो, जो–हौंतो न्यारो होउंगो। श्रीठाकुरजी की सेवा करोंगो।

भावप्रकाश—यह कहेवे में अभिप्राय यह है, जो–पारवती और रघुनाथदास बराबरि की सखी हैं। तामें पारवती राजसी है। और रघुनाथदास तामसी भक्त है। सो पारवती ने श्रीठाकुरजी वस किये हैं, सेवा करि के। सो भेद रघुनाथदास ने देख्यो। सो एक बराबरि के तामसी। सो सह्यो न गयो,

---

પછી પરમાનંદ સોનીએ શ્રીગુસાંઇજીને કહ્યું, કે મહારાજ ! રઘુનાથદાસ તો કંઈ સમજતો નથી. ત્યારે શ્રીગુસાંઇજીએ રઘુનાથદાસને ચાર ગ્રન્થ અર્થસહિત ભણાવ્યા. (અને) માર્ગની પ્રણાલિકા બધી કહી.

'સિદ્ધાંત રહસ્ય' ગ્રન્થમાં સઘળો માર્ગનો સિદ્ધાંત બતાવ્યો, 'કૃષ્ણાશ્રય' ગ્રન્થમાં એક આશ્રય દૃઢ કરી દીધો. ૩ 'નવરત્ન' ગ્રન્થમાં લૌકિક વૈદિક (ની) ચિંતા દૂર કરી દીધી ૪ 'સેવાફલ'માં સેવાનું ફલ બતાવી દીધું. પછી રઘુનાથદાસ સમજવા લાગ્યા. શ્રીગુસાંઇજીની કથાનો ભેદ લીલાનો પ્રકાર બધું જાણવા લાગ્યા. મોટા પંડિત થયા.

વાર્તા પ્રસંગ–૨—તે કેટલાક દિવસ પછી કન્નૌજમાં પોતાના ઘર આજ્ઞા માંગીને આવ્યા. ભગવત્સેવામાં મમત્વ વધ્યું. ત્યારે માતા પાર્વતીને કહ્યું, કે હું તો અલગ થઈશ. શ્રીઠાકુરજીની સેવા કરીશ.

ભાવપ્રકાશ—એ કહેવાનો અભિપ્રાય એ છે, કે પાર્વતી અને રઘુનાથદાસ બરાબરની સખી છે. તેમાં પાર્વતી રાજસી છે અને રઘુનાથદાસ તામસી ભક્ત છે. તે પાર્વતીએ શ્રીઠાકુરજીને વશ કર્યા છે. સેવા કરીને. તે ભેદ રઘુનાથદાસે જોયો.

जो–मेरे श्रीठाकुरजी इनने मन लगाइ के बस किये हैं, सो अब मैं बस करों। तातें पारवती तें कहें, मैं न्यारो होइ के सेवा करूंगो।

तब पारवती ने कही, जो–भलेही सेवा करि। प्रीति काहू के बांटे में नाहीं। श्रीआचार्यजी की कृपा ते होइगी। पाछे रघुनाथदास न्यारे भये। सो वाकी माता पारवती जल भरि लावे। पात्र मांजे। श्रीठाकुरजी की परचारगी सब करि पाछे अपने न्यारे घर में आय अकेली लीटी करि के भाव सों भोग धरे। पाछे जल के घूंट सों उतार के लेइ। श्रीठाकुरजी की सेवा शृंगार बिना सगरो राजस खानपान देह सुख सब त्याग कियो। या भांति सों करत दिन द्वै चारि बीते। पाछे श्रीमथुरानाथजी ने कह्यो, तू धन्य है, मेरी सेवा नाहीं छोड़े। अपनो सुख सब छोडे। मन में तापहू बहुत कियो। अब तू कबहू तो दारि करि। मेरो गरो अकेली लीटी लेत खरखरात है। तब पारवती ने कह्यो, जो–महाराज! तुम तो रघुनाथदास के इहां दारि भात खीरि आदि सब सालन सामग्री नित्य अरोगत हो। गरो क्यों खरखरात है? तब श्रीठाकुरजीने पारवती सों कह्यो, जो–मोकों तो तेरो कियो भावत है। तातें लीटी अकेली आरोगत हों।

---

તે એ પણ બરાબરીના, તામસી. તે સહન થયુ નહી. કે મારા શ્રીઠાકુરજી (ને) એમણે મન લગાડીને વશ કર્યા છે. તે હવે હુ વશ કરૂ. તેથી પાર્વતીને કહે, હુ અલગ રહીને સેવા કરીશ.

ત્યારે પાર્વતીએ કહ્યું, કે ભલે, સેવા કર. પ્રીતિ કોઇના ભાગમાં નથી. શ્રી-આચાર્યજીની કૃપાથી થશે. પછી રઘુનાથદાસ અલગ થયા. તે એની માતા પાર્વતી જલ ભરી લાવે પાત્ર માંજે–શ્રીઠાકુરજીની પરચારગી બધી કરે. પછી પોતાના ઘરમાં આવી એકેલી લીટી (ઘઉં ચણાની ચીળી રોટી) કરીને ભાવથી ભોગ ધરે. પછી જલના ઘૂંટથી ઉતારીને લે. શ્રીઠાકુરજીની સેવા શૃંગાર વિના સઘળું રાજસ ખાનપાન દેહસુખ બધુ ત્યાગ કર્યું. એ પ્રકારે રહેતાં બેચાર દિવસ વીત્યા. પછી શ્રીમથુરા-નાથજીએ કહ્યું, તૂ ધન્ય છે, મારી સેવા ન છોડી. પોતાનું સુખ બધું છોડયું. મનમાં તાપ પણ ઘણો કર્યો. હવે તૂ કોઇક વખત તો દાળ કર. મારૂં ગળું એકલી લીટી લેતાં છોલાય છે. ત્યારે પાર્વતીએ કહ્યું, કે, મહારાજ! તમે તો રઘુનાથદાસને ત્યાં દાળ, ભાત, ખીર, આદિ બધું શાક–સામગ્રી નિત્ય આરોગો છો. ગળું કેમ છોલાય છે? ત્યારે શ્રીઠાકુરજીએ પાર્વતીને કહ્યું, કે મને તો તારૂં કર્યું ભાવે છે. તેથી લીટી એકેલી આરોગુ છુ.

भावप्रकाश—यह कहि (यह) जताए, जो-प्रीति की लीटी मोकों प्रिय है। अहंकार करि छप्पनभोग प्रिय नाहीं हैं। रघुनाथदास के इहांहू आरोगत हों। श्रीआचार्यजी की का'नि तें। परंतु तेरो कियो वहोत भावत है। यह कहि यह जताए, जो-भक्तजन सुख लेइ श्रीठाकुरजी लिये जानिए। और इतनो कहे पारवती सों, सो पारवती के लिये। जो-मैं अपने गरे को नाम लेउंगो, तब यह सगरी सामग्री करेगी। पाछें प्रसाद लेइगी। तब मोकों सुख होइगो।

या प्रकार पारवती को सुख विचारे। तब पारवती सगरी सामग्री अपने घर करन कों दौरी आवती। दारि, भात, सालन सब करती। पारवती ने विचार्यो, जो-ठाकुरजी सुखी होइ सो करनो।

पाछे रघुनाथदास कछुक दिन सेवा करी। पाछे ज्ञान भयो। जो-पारवती की सेवा अहंकार करि छुड़ाई। तातें प्रभु मोपर अप्रसन्न हैं। तातें भगवदीय सों मिलि के चलूंगो, तो श्रीठाकुरजी प्रसन्न होइंगे। अहंकार किये मेरी यह सेवा जाइगी। यह ज्ञान श्रीगुसांईजी ने मारग को सिद्धान्त बतायो हतो, तातें उनकी कृपा तें भयो। तब रघुनाथदास पारवती सों कहे, माता! अब तुम ही सेवा करो। तुम आज्ञा करो सो मैं करूं। मैं चूक्यो। तब पारवती

---

ભાવપ્રકાશ—એ કહી (એ) જતાવ્યું, કે પ્રીતિની લીટી મને પ્રિય છે. અહંકાર કરી છપ્પનભોગ પ્રિય નથી. રઘુનાથદાસને ત્યાં પણ આરોગુ છું. શ્રીઆચાર્યજીની કા'નિથી, પરંતુ તારી કરી (સામગ્રી) બહુ રુચે છે. એ કહી, એ જતાવ્યું, કે ભક્તજન સુખ લે (એ) શ્રીઠાકુરજી (એ) લીધું જાણીએ. અને એટલું કહ્યું પાર્વતીને, તે પાર્વતીને માટે. કે, હું મારા ગળાનુ નામ લઇશ તો બધી સામગ્રી કરશે. પછી પ્રસાદ લેશે. ત્યારે મને સુખ થશે.

આ પ્રકારે પાર્વતીનું સુખ વિચાર્યું. ત્યારે પાર્વતી બધી સામગ્રી પોતાના ઘરે કરવાને દોડી આવતી. દાળ, ભાત, શાક બધું કરતી. પાર્વતીએ વિચાર્યું, કે શ્રીઠાકુરજી સુખી થાય તેમ કરવું.

પછી રઘુનાથદાસે કેટલાક દિવસ સેવા કરી. પછી જ્ઞાન થયું, કે પાર્વતીની સેવા અહંકાર કરી છોડાવી. તેથી પ્રભુ મારા ઉપર અપ્રસન્ન છે. તેથી ભગવદીયથી મળીને ચાલીશ તો શ્રીઠાકુરજી પ્રસન્ન થશે. અહંકાર કરવાથી મારી આ સેવા પણ જશે. આ જ્ઞાન શ્રીગુસાંઇજીએ માર્ગનો સિદ્ધાંત બતાવ્યો હતો. તેથી એમની કૃપાથી થયું. ત્યારે રઘુનાથદાસ પાર્વતીને કહે, (કે) માતા! હવે તમે જ સેવા કરો. તમે

कों कछु ईरष्या तो नाहीं। सुद्ध भक्त है। सो प्रसन्न होइ रसोई करन लागी। रघुनाथदास सों श्रृंगारादि करावे। या प्रकार ऐसें करत पारवती के संग करि रघुनाथदास कों प्रीति भई। तब दोऊन कों बराबरि अनुभव होन लाग्यो। या प्रकार पद्मनाभदास को परिवार अलौकिक भयो। या प्रकार वैष्णव सात भये। परंतु पद्मनाभदास के कुटुंब सहित वार्ता एक जाननी, तातें वैष्णव ४ भये। वार्ता ॥४॥

※ ※ ※

अब श्रीआचार्यजी महाप्रभुन के सेवक रजो क्षत्राणी
तिनकी वार्ता को भाव कहत हैं—

**भावप्रकाश**—सो रजो क्षत्राणी लीला में ललिताजी की सखी है। इनको नाम रतिकला है। रति, जो-प्रीति ताकी कला। अथवा रति, जो-विहार ताकी कला, जो-जिनकों श्रीठाकुरजी श्रीस्वामिनीजी को विहार सिद्ध हो। यही भाव में मगन हैं। और जानत ही नाहीं। श्रीस्वामिनीजी के लिये नाना प्रकार की सामग्री करनी। निकुंजादिक में रात्रि कों दूधादिक अरोगावनो। यह ललिताजी की सेवा है। तातें यहांहू रजो कों यह नेम, जो-रात्र की सामग्री

---

આજ્ઞા કરો તે હું કરૂં. હું ચૂક્યો. ત્યારે પાર્વતીને કંઈ ઇર્ષ્યા તો હતી નહીં. શુદ્ધ ભક્ત છે. તે પ્રસન્ન થઇ રસોઇ કરવા લાગી. રઘુનાથદાસ પાસે શૃંગારાદિ કરાવે. આ પ્રકારે એમ કરતાં પાર્વતીના સંગથી રઘુનાથદાસને પ્રીતિ થઈ. ત્યારે બન્નેને બરાબર અનુભવ થવા લાગ્યો. આ પ્રકારે પદ્મનાભદાસનો પરિવાર અલૌકિક થયો. આ પ્રકાર વૈષ્ણવ સાત થયા. પરંતુ પદ્મનાભદાસના કુટુંબસહિત વાર્તા એક જાણવી. તેથી વૈષ્ણવ ૪ થયા. વાર્તા ॥ ૪ ॥

※ ※ ※

હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની સેવક રજો ક્ષત્રાણી, તેમની વાર્તાના ભાવ કહીએ છીએ—

**ભાવપ્રકાશ**—તે રજો ક્ષત્રાણી લીલામાં લલિતાજીની સખી છે. એમનું નામ રતિકલા છે. રતિ જે પ્રીતિ તેની કલા. અથવા રતિ જે વિહાર તેની કલા, કે જેમને શ્રીઠાકુરજી, શ્રીસ્વામિનીજીનો વિહાર સિદ્ધ હતો. આ ભાવમાં મગન છે. બીજું જાણતાં જ નથી. શ્રીસ્વામિનીજીને માટે નાના પ્રકારની સામગ્રી કરવી. નિકુંજાદિકમાં રાત્રિએ દૂધાદિક આરોગાવવુ એ લલિતાજીની સેવા છે. તેથી અહીં પણ રજોને એ નેમ કે રાત્રિની સામગ્રી નિત્યનેમથી શ્રીઆચાર્યજીને આરોગાવવી. તે લીલામાં રતિ-કલાને બહુ તાપ હતો. જે શ્રીસ્વામિનીજીને પીરસું એવું ભાગ્ય મારૂ ક્યારે થશે ?

नित्य नेम सों श्रीआचार्यजी कों आरोगावनो। सो लीला में रतिकला कों वहोत ताप हतो! जो–श्रीस्वामिनीजी कों परोसों (ऐसो) भाग्य मेरो कब होय? काहेतें, (जो) अरोगावनो सो ललिता की सेवा है। सो कैसें मिले? ललिताजी तो अत्यंत प्रिय मध्याजी हैं। सगरी लीला की सिद्धि करता। सो ताप रतिकला के हृदय को है। (सो) अब श्रीआचार्यजी (श्रीस्वामिनीजी) मनोरथ पूरन करें, ताप मिटाए। काहेतें? नारायणदास ब्रह्मचारी ब्राह्मन हते। तिनकी करी खीरि श्रीगोकुलचंद्रमाजी खीरि लेवे कों श्रीआचार्यजी सों कहे। तब श्रीआचार्यजी कहे, पाक कैसें लियो जाइ? पाछे श्रीगोकुलचंद्रमाजी के ग्रन्थ (वाक्य) तें लिये।

और इहां रजो क्षत्राणी हती। ताकी अनसखड़ी आप नित्य नेम सों लेते। सो लीला संबंध को भाव विचारि के। तथा रजो एकांगी अनन्य भक्त के बस होइके, सो प्रेमके भरतें मर्यादा छूटि जाय। यामें रजो को प्रेम जताए। रजो के प्रेमतें मर्यादा स्वरूप को तिरोधान होइ जातो। लीला रस में मगन होइ सामग्री अंगीकार करें।

वार्ता–प्रसंग १—**सो रजो नित्य पकवान सामग्री करि रात्रकों ले आवती। सो श्रीआचार्यजी महाप्रभुन आरोगते। वाके नेम हतो।**

---

કેમકે આરોગાવવું એ લલિતાજીની સેવા છે. તે કેમ મળે? લલિતાજીતો અત્યંત પ્રિય મધ્યાજી છે. સઘળી લીલાની સિદ્ધિ કર્તા. તે તાપ રતિકલાના હૃદયનો છે. તે હવે શ્રીઆચાર્યજી (શ્રીસ્વામિનીજી) એ મનોર્થ પૂર્ણ કર્યો, તાપ મટાયો. કેમકે? નારાયણદાસ બ્રહ્મચારી બ્રાહ્મણ હતા. તેમની કરી ખીર, શ્રીગોકુલચંદ્રમાજીએ ખીર લેવા માટે શ્રીઆચાર્યજીને કહ્યું. ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, પાક કેમ લઇ શકાય? પછી શ્રીગોકુલચંદ્રમાજીના વાકયથી લીધો.

અને અહીં રજો ક્ષત્રાણી હતી. તેની અનસખડી પોતે નિત્ય નેમથી લેતા, તે લીલા સબંધનો ભાવ વિચારીને. તથા રજો એકાંગી અનન્ય ભક્તના વશ થઇને. તે પ્રેમના ભરથી મર્યાદા છુટી જાય. એમાં રજોનો પ્રેમ જતાવ્યો. રજોના પ્રેમથી મર્યાદા સ્વરૂપનું તિરોધાન થઈ જતું. લીલા રસમાં મગન થઇ સામગ્રી અંગીકાર કરે.

વાર્તા પ્રસંગ-૧—તે રજો નિત્ય પકવાન સામગ્રી કરી રાત્રિએ લઇ આવતી. તે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી આરોગતા એને નેમ હતો. તે એક દિવસ લક્ષ્મણ ભટ્ટનો

सो एक दिन लक्ष्मन भट्ट को श्राद्ध दिन हतो। सो श्री-आचार्यजी ने ब्राह्मण भोजन कों बुलाए हते। तहां घृत थोरो सो चहियत हतो। तब श्री आचार्यजी ने एक वैष्णव सों कह्यो, जो-रजो के इहां ते घृत ले आवो। सो एक वैष्णव जाइ के रजो सों कह्यो, जो-श्रीआचार्यजी ने घृत मँगायो है। तब रजोने वा वैष्णव सों कह्यो, जो-घृत काहेकों मँगायो है? तब वा वैष्णवने कह्यो, जो-लक्ष्मण भट्टजी को श्राद्ध दिन आज है। सो ब्राह्मण भोजन कों बुलाए हैं तहां घृत घट्यो है। सो तातें मँगायो है। तब रजो ने कह्यो, जो-घृत मेरे नाहीं है, जाय कहियो। तब वैष्णव फिरि आयो। और श्रीआचार्यजी सों कह्यो, जो-महाराज! रजो के घृत नाहीं है। तब श्रीआचार्यजी कहे। जो-एकबार तू फेरि जा। खीजि के कहियो जो घृत दे। तब वह वैष्णव फेरि आयो। रजो सों कह्यो, जो-श्री-आचार्यजी खीझत हैं। तातें घी देउ। तोहू रजो ने घृत दीनो नाहीं। कह्यो, मेरे घृत नाहीं है, कहां ते देऊं? तब वैष्णव फिरि आय श्रीआचार्यजी सों कह्यो, जो-महाराज! रजो घृत नाहीं देत। पाछे और ठौरतें घी मंगाइ काम चलायो। पाछे रात्र भई। तब रजो सामग्री सिद्ध करि श्रीआचार्यजी के पास आई। तब श्रीआचार्यजी पीठि दे बैठे। तब रजोने कह्यो, जो-महाराज, जीव तो दोष ते भर्यो है। अपराध

---

શ્રાદ્ધ દિવસ હતો. તે શ્રીઆચાર્યજીએ બ્રાહ્મણો (ને) ભોજન અર્થે બોલાવ્યા હતા. ત્યાં ઘી થોડુંક જોઇતું હતું. ત્યારે શ્રીઆચાર્યજીએ એક વૈષ્ણવને કહ્યું, કે રજોને ત્યાંથી ઘી લઈ આવો. તે એક વૈષ્ણવે જઇને રજોને કહ્યું, કે શ્રીઆચાર્યજીએ ઘી મંગાવ્યું છે. ત્યારે રજોએ તે વૈષ્ણવને કહ્યું, કે ઘી શા માટે મંગાવ્યું છે? ત્યારે તે વૈષ્ણવવે કહ્યું, કે લક્ષ્મણ ભટ્ટજીનો શ્રાદ્ધ દિન આજે છે. તે બ્રાહ્મણ (ને) ભોજન (અર્થે) બોલાવ્યાં છે ત્યાં ઘી ઘટ્યું છે. તેથી મંગાવ્યું છે. ત્યારે રજોએ કહ્યું, કે ઘી મારે નથી, જઇ કહેજે. ત્યારે વૈષ્ણવ પાછો આવ્યો, અને શ્રીઆચાર્યજીને કહ્યું, કે, મહારાજ! રજોને (ત્યાં) ઘી નથી. ત્યારે શ્રીઆચાર્યજી કહે, કે એકવાર તૂ ફરી જા. ખીજીને કહેજે, કે ઘી દે. ત્યારે તે વૈષ્ણવ ફરીને આવ્યો. રજોને કહ્યું, કે શ્રી-આચાર્યજી ખીજે છે તેથી ઘી દે. તોપણ રજોએ ઘી દીધું નહીં. કહ્યું, મારે ઘી નથી. ક્યાંથી દઉં? ત્યારે વૈષ્ણવ (એ) પાછા આવીને શ્રીઆચાર્યજીને કહ્યું, કે, મહારાજ! રજો ઘી નથી આપતી. પછી બીજી જગાએથી ઘી મંગાવી કામ ચલાવ્યું. પછી રાત્રિ થઇ. ત્યારે રજો સામગ્રી સિદ્ધ કરી શ્રીઆચાર્યજીની પાસે આવી. ત્યારે શ્રીઆચા-ર્યજી પીઠ દઇ બેઠા. ત્યારે રજોએ કહ્યું, મહારાજ! જીવ તો દોષથી ભર્યો છે. અપ-

कहा, जो-आप दरसन नाहीं देत? तब श्रीआचार्यजी ने कह्यो, जो-आज लक्ष्मण भट्टजी को श्राद्ध हतो। सो तैंनें घृत क्यों नाहीं दीनो? तब रजोने कही, मेरे घी नाहीं हतो। तव श्रीआचार्यजी ने कही, सामग्री कहाँ ते करि लाई? तब रजोने कही, महाराज! आपु के घर में हू घी हतो क्यों नाहीं लिये? तब श्रीआचार्यजी कहे, उह तो श्रीठाकुरजी को हतो। वामें ते कैसें लियो जाई? तब रजो ने कही, मेरे घर में कौन है? श्रीठाकुरजी तें अधिक आपको स्वरूप है। सो आपकी लीला-संबंधी सामग्री में तें श्राद्ध में कैसे दऊं? और मैं लक्ष्मन भट्टकी लोंड़ी नाहीं हों। मैं तो आपकी लोंड़ी हों, आप मेरी परीक्षा लेन अर्थ घी मंगायो। सो पहले वैष्णव पठायो तब तो लौकिक आवेस सों घी घटयो। तव आपु कहे, रजो सों ले आवो। यह लौकिक प्रवाह आज्ञा जानि के मैंने घी की नाहीं करी। सो पाछें आपु यह मनमें विचारे, जो-श्राद्ध के लिये ब्राह्मण भोजन में वेगे चाहिये। फेरि जो उह वैष्णव आईकें कह्यो, जो-खीजि के कहे घी देहू। तब मैं मर्यादा जानी। जो-पुष्टि कार्य में क्रोध को प्रयोजन है नाहीं। काहेतें, भावही सों सगरी वस्तु सिद्ध है। और मर्यादा में तो वेउ वस्तु बिना कर्मको नास होई। (वस्तु तें) पूरनता है। तातें

---

રાધ શો? કે આપ દર્શન નથી દેતા? ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, કે આજ લક્ષ્મણ ભટ્ટજીનું શ્રાદ્ધ હતું. તેં ઘી કેમ નહીં આપ્યું? ત્યારે રજોએ કહ્યું, મારે ઘી ન હતું. ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, સામગ્રી ક્યાંથી કરી લાવી? ત્યારે રજોએ કહ્યું, મહારાજ! આપના ઘરમાં પણ ઘી હતું, કેમ નહીં લીધું? ત્યારે શ્રીઆચાર્યજી કહે, તે તો શ્રીઠાકુરજીનું હતું. તેમાંથી કેમ લેવાય? ત્યારે રજોએ કહ્યું, મારા ઘરમાં કોણ છે? શ્રીઠાકુરજીથી અધિક આપનું સ્વરૂપ છે, તે આપની લીલા-સંબંધી સામગ્રીમાંથી શ્રાદ્ધમાં કેમ દઉં? અને હું લક્ષ્મણ ભટ્ટજીની લુંડી નથી. હું તો આપની લુંડી છું. આપે મારી પરીક્ષા લેવા માટે ઘી મંગાવ્યું. તે પહેલા વૈષ્ણવ મોકલ્યો, ત્યારે તો લૌકિક આવેશથી ઘી ઘટ્યું. ત્યારે આપ કહે, રજો પાસેથી લઈ આવો. આ લૌકિક પ્રવાહ આજ્ઞા માનીને મેં ઘીની ના કહી. પછી આપે એ મનમાં વિચાર્યું, કે શ્રાદ્ધને માટે બ્રાહ્મણ-ભોજનમાં જલ્દી જોઇએ. ફરી તે વૈષ્ણવે આવીને કહ્યું, કે ખીજીને કહ્યું (છે), ઘી દે. ત્યારે મેં મર્યાદા જાણી. (કેમ) જે પુષ્ટિકાર્યમાં ક્રોધનું પ્રયોજન નહીં. કેમકે ભાવથી જ બધી વસ્તુ સિદ્ધ છે. અને મર્યાદામાં તો તે વસ્તુ વિના કર્મનો નાશ થાય. (વસ્તુથી) પૂર્ણતા છે. તેથી વસ્તુને માટે ક્રોધ છે કેમ? એ વસ્તુ આવશ્યક જોઇએ.

वस्तु के लिये क्रोध है। जो–यह वस्तु आवश्यक चाहिये। तातें मर्यादा की आज्ञा हु नाहीं माने। और मर्यादा के कार्यार्थ घी हू नाहीं दियो। पाछें तीसरे पुष्टि के आवेस ते मांगते तो मैं घी देती। और आपको घी मंगावनो हतो। (तो) इतनो उह वैष्णव सों कहि देते, जो–रजो सों कहियो। तेरे पुष्टि–धर्म में हानि नाहीं है, घी दीजो। तो मैं काहे कों फेरती? और महाराज! जानि बूझि के कूआ में कैसे परूं? आपु की कृपा तें इतनो ज्ञान भयो तब मैं घी नाहीं दियो। आपु तो बुद्धि प्रेरक हो। मेरे हृदय में बैठि के घी देवे की नाहीं कहे। उहां के घी मंगाये। सो मैं बिना मोल की दासी हों। आपु कृपा करिये।

भावप्रकाश—याही तें शिक्षापत्र में कह्यो है। श्रीठाकुरजी की आज्ञा तीन प्रकार की है। लौकिक आज्ञा प्रवाहसे के करन अर्थ। याही तें श्रीभागवत में लौकिक आदि कार्य यह तीन ही बरनन हैं। अलौकिक कार्य में श्रीठाकुरजी को आश्रय और भगवदीय को संग। वैदिक कार्य में तीर्थ देव–पूजा कर्मादि। लौकिक में कुटुंब पालनों खानपान सरीर को सुख। सो तीन्यों फलहू न्यारे न्यारे कहे हैं। लौकिक तें संसार। वैदिक तें स्वर्गादिक। अलौकिक तें भगवद् प्राप्ति। या प्रकार के भेद सों घी नाहीं दियो।

---

તેથી મર્યાદાની આજ્ઞા પણ ન માની. અને મર્યાદા કાર્યને અર્થે ઘી પણ ન આપ્યું. પછી ત્રીજે પુષ્ટિના આવેશથી માંગતા તો હું ઘી દેતી. અને આપને ઘી મંગાવવું હતું તો એટલું તે વૈષ્ણવને કહી દેતા, કે રજોને કહેજે, તારા પુષ્ટિ ધર્મમાં હાની નથી, ઘી આપજે. તો હું શું કામ ફેરતી? અને મહારાજ! જાણી જોઇને કુઆમાં કેમ પડું? આપની કૃપાથી આટલું જ્ઞાન થયું, ત્યારે મેં ઘી નહીં આપ્યું. આપ તો બુદ્ધિપ્રેરક છો. મારા હૃદયમાં બેસીને ઘી દેવાની ના કહી. ત્યાંથી ઘી મંગાવ્યું. તે હું વિના મોલની દાસી છું. આપ કૃપા કરો.

ભાવપ્રકાશ—તેથીજ શિક્ષાપત્રમાં કહ્યું છે, શ્રીઠાકુરજીની આજ્ઞા ત્રણ પ્રકારની છે. લૌકિક આજ્ઞા પ્રવાહ જેવુ કરવાને માટે. તેથી શ્રીભાગવતમાં લૌકિક આદિ કાર્ય એ ત્રણજ વર્ણન કર્યા છે. અલૌકિક કાર્યમાં શ્રીઠાકુરજીનો આશ્રય અને ભગવદીયનો સંગ. વૈદિક કાર્યમાં તીર્થ દેવ–પૂજા કર્માદિ. લૌકિકમાં કુટુંબ પાળવું, ખાનપાન શરીરનું સુખ. તે ત્રણે ફલ પણ અલગ અલગ કહ્યાં છે. લૌકિકથી સંસાર, વૈદિકથી સ્વર્ગાદિક, અલૌકિકથી ભગવદ્પ્રાપ્તિ. એ પ્રકારના ભેદથી ઘી નહી દીધું.

तव श्रीआचार्यजी प्रसन्न होइ के दरसन दिये। तब रजो ने सामग्री श्रीआचार्यजी के आगे राखी। और कह्यो, जो अरोगो। तव श्रीआचार्यजी ने रजो सों कह्यो, जो–आजु श्राद्ध दिन है। सो दूसरी बेर लेनो नाहीं। तब रजो ने कह्यो, जो–महाराज! घर की होइ सो लोगन के मर्यादा के लिये मति लेहू। यह तो लियो चाहिए।

भावप्रकाश—ताको अर्थ यह, जो–लीला के भाव सों अपने निज स्वरूप सों अरोगो। अब मर्यादा को आवेस कहां राखोगे? लीला के आवेस में मन दीजे। भक्तन को मनोरथ पूरन करो। इतनो सुनत ही आप [में] पुष्टिलीला को आवेस है गयो। मर्यादा की आज्ञा सब जात रही। सामग्री अरोगे। जैसे परमानंदजी गाये, "हरि तेरी लीला की सुधि आवे"। इतनो सुनत ही तीन दिन लों सरीर को अनुसंधान न रह्यो। ऐसे लीला में आवेस होइ, रजो को मनोरथ पूरन किये। तातें रजो एकांगी भगवदीय है।

तव रजो के आग्रह तें श्रीआचार्यजी ताहू दिन सामग्री अरोगे। सो वह रजो क्षत्राणी श्रीआचार्यजी महाप्रभुन की ऐसी कृपापात्र भगवदीय ही। तातें इनकी वार्ता को पार नाहीं। सो कहां तांई कहिये। वार्ता ॥ ५ ॥

* * *

---

ત્યારે શ્રીઆચાર્યજીએ પ્રસન્ન થઈને દર્શન આપ્યાં. ત્યારે રજોએ સામગ્રી શ્રીઆચાર્યજીના આગળ રાખી. અને કહ્યું, કે આરોગો. ત્યારે શ્રીઆચાર્યજીએ રજોને કહ્યું, કે આજ શ્રાદ્ધ દિવસ છે તે બીજી વાર લેવું નહીં. ત્યારે રજોએ કહ્યું, કે મહારાજ! ઘરની હોઇ તો લોકોની મર્યાદાને માટે ન લો. આ તો લેવી જોઇએ.

ભાવપ્રકાશ—તેનો અર્થ એ કે લીલાના ભાવથી પોતાના નિજ સ્વરૂપથી આરોગો. હવે મર્યાદાનો આવેશ ક્યાં રાખશો? લીલાના આવેશમાં મન દો. ભક્તોનો મનોરથ પૂર્ણ કરો. એટલું સાંભળતાં જ આપમાં પુષ્ટિલીલાનો આવેશ થઇ ગયો. મર્યાદાની આજ્ઞા બધી જતી રહી. સામગ્રી આરોગ્યા. જેમ પરમાનંદજીએ ગાયુ, 'હરિ તેરી લીલાકી સુધિ આવે' એટલું સાંભળતાં જ ત્રણ દિવસ સુધી શરીરનું અનુસંધાન ન રહ્યું. એ પ્રકારે લીલામાં આવેશ થઇ રજોનો મનોરથ પૂર્ણ કર્યો. તેથી રજો એકાંગી ભગવદીય છે.

ત્યારે રજોના આગ્રહથી શ્રીઆચાર્યજી તે દિવસે પણ સામગ્રી આરોગ્યા. તે રજો ક્ષત્રાણી શ્રીઆચાર્યજી મહાપ્રભુની એવી કૃપાપાત્ર ભગવદીય હતી. તેથી એની વાર્તાનો પાર નહીં. તે ક્યાં સુધી કહીએ. વાર્તા ॥ ૫ ॥

* * *

अब श्रीआचार्यजी महाप्रभुन के सेवक, सेठ पुरुषोत्तमदास काशी में रहते, तिनकी वार्ता को भाव कहत हैं—

**भावप्रकाश**—सेठ पुरुषोत्तमदास कों दामोदरदास संभलवारे को संग है। जब ताँबे को पत्र बँचाइवे कों कासी गये ता दिन तें सेठ कों श्रीआचार्यजी के दरसन की आरती भई। सो श्रीआचार्यजी पहली पृथ्वी परिक्रमा करि कासी पधारे। तब सेठ ने मनिकर्निका घाट पर श्रीआचार्यजी के दरसन पाये। सो कृष्णदास सों पूछे, श्रीआचार्यजी दक्षिण देस में कृष्णदेव राजा की सभा में मायावाद खंडन किये है, सोई हैं? तब कृष्णदास मेघन ने कही, एही हैं। तब सेठ पुरुषोत्तमदास श्रीआचार्यजी के सन्मुख जाइ दंडोत् किये। बिनती करी, महाराज! कृपा करके सरन लीजे। कृपा करि घर पावन करिए। तब श्रीआचार्यजी दैन्यता देखि सेठ पुरुषोत्तमदास के घर पधारे। सेठकों, सेठ की बेटी रुकिमिनी कों, सेठ के बेटा गोपालदास आदि सब कों नाम सुनाए, ब्रह्मसंबंध कराए। तब सेठ नें विनती करी, महाराज! अब हमकों कहा कर्तव्य है? तब श्रीआचार्यजी कहे, भगवत् सेवा पुष्टिमार्ग की रीति सों करो। सो सेठ के घर श्रीमदनमोहनजी ठाकुर हते।

पास हजार दस पन्द्रह रुपैया हतो सो घर बनाए। सों नींव में तें श्रीम-

---

હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના સેવક, શેઠ પુરુષોત્તમદાસ કાશીમાં રહેતા હતા, તેમની વાર્તાનો ભાવ કહીએ છીએ—

**ભાવપ્રકાશ**—શેઠ પુરુષોત્તમદાસને દામોદરદાસ સંભલવાળાનો સંગ છે. જ્યારે તાંબાનો પત્ર વંચાવવા કાશી ગયા, તે દિવસથી શેઠને શ્રીઆચાર્યજીના દર્શનની આરતી થઇ. તે શ્રીઆચાર્યજી પહેલી પૃથ્વી પરિક્રમા કરી કાશી પધાર્યા ત્યારે શેઠને મણિકર્ણિકા ઘાટ ઉપર શ્રીઆચાર્યજીનાં દર્શન થયાં. તે કૃષ્ણદાસને પૂછે, શ્રીઆચાર્યજી (એ) દક્ષિણ દેશમાં કૃષ્ણદેવ રાજાની સભામાં માયાવાદ ખંડન કર્યો છે, તેજ છે? ત્યારે કૃષ્ણદાસ મેઘને કહ્યુ, એજ છે. ત્યારે શેઠ પુરુષોત્તમદાસે શ્રીઆચાર્યજીના સન્મુખ જઇને દંડવત્ કર્યા. વિનતી કરી, મહારાજ! કૃપા કરીને શરણે લો. કૃપા કરી ઘર પાવન કરો. ત્યારે શ્રીઆચાર્યજી દીનતા જોઇ શેઠ પુરુષોત્તમદાસના ઘરે પધાર્યા. શેઠને, શેઠની બેટી રુકમણીને, શેઠના બેટા ગોપાલદાસ આદિ બધાને નામ સભળાવ્યુ. બ્રહ્મસબધ કરાવ્યુ. ત્યારે શેઠે વિનતી કરી, મહારાજ! હવે અમને શું કર્તવ્ય છે? ત્યારે શ્રીઆચાર્યજી કહે, ભગવત્સેવા પુષ્ટિમાર્ગની રીતિથી કરો. તે શેઠના ઘર શ્રીમદનમોહનજી ઠાકુર હતા. પાસે દસ–પદર હજાર રૂપૈયા હતા.



सेठ पुरुषोत्तमदास का घर, काशी.

बायें से —

१ पुत्र गोपालदास ।

२ सेठ पुरुषोत्तमदास ।

३. बेटी रुक्मिनी ।

४ सेठ की स्त्री ।

दनमोहनजी ठाकुर निकसे। और द्रव्य वहुत निकस्यो, करोड़धुजी कहाए। साठ करोड़ द्रव्य पाये। सो पिता कछुक दिन श्रीमदनमोहनजी की पूजा करि देह छोड़े। पाछे सेठ ने पूजा वहोत दिन लों करी, द्रव्य वहोत कमाए। सो श्रीमदन-मोहनजी कों श्रीआचार्यजी ने पंचामृत स्नान कराए, पाट वैठाये, सेठ के माथे पधराए।

सो सेठ पुरुषोत्तमदास लीला में श्रीस्वामिनीजी की सखी हैं। इंदुलेखा इनको नाम है। और सेठ की वेटी रुकिमिनी इन्दुलेखा की सखी, मोदनी नाम है। और गोपालदास सेठ को वेटा, सो इंदुलेखा की सखी गानकला है। सो सेठ पुरुषोत्तमदास श्रीमदनमोहनजी की राजसेवा करते। वावन वीड़ा को नेग हतो। याको कारन यह है, जो–लीला में वीड़ा अरोगाइवे की सेवा इंदुलेखा की है। तातें पुरुषोत्तमदास ने वावन वीड़ा राखे। सो श्रीठाकुरजी के भावतें वीस, और वत्तीस वीड़ा श्रीस्वामिनीजी के भावतें। याकौ आसय यह, जो–श्रीठाकुरजी कों विस्वास प्रिय है। तातें वीसों विस्वा निश्चयात्मक दृढ़ विश्वास जताइवे कों वीस वीड़ा, श्रीठाकुरजी के भावतें। श्रीस्वामिनीजी कों शृंगार प्रिय हैं, तातें जुगल रूप के सिंगार सोरह दूने वत्तीस भये। या प्रकार श्रीस्वामिनीजी कों

---

ते, घर बनाव्युं. ते, नीममांथी श्रीमदनमोहनजी ठाकुर निकळ्या. अने द्रव्य घणुं निकळ्युं. करोडध्वजी कहेवाया. साठ करोड द्रव्य मळ्युं. ते पिताए थोडाक दिवस सुधी श्रीमदनमोहनजीनी पूजा करी देह छोडयो. पछी शेठे पूजा बहु दिवस सुधी करी. द्रव्य घणुं कमाया. ते श्रीमदनमोहनजीने श्रीआचार्यजीए पंचामृत स्नान करावी पाट बेसाडया. शेठना माथे पधराव्या.

ते शेठ पुरुषोत्तमदास लीलामां श्रीस्वामिनीजीनी सखी छे. इंदुलेखा एमनुं नाम छे. अने शेठनी बेटी रुकमणी इंदुलेखानी सखी, मोदनी नाम छे. अने गोपालदास शेठनो बेटो ते इंदुलेखानी सखी गानकला छे. ते शेठ पुरुषोत्तमदास श्री-मदनमोहनजीनी राजसेवा करता. बावन बीडानो नेग हतो. एनुं कारण ए छे, के लीलामां बीडा आरोगाववानी सेवा इंदुलेखानी छे. तेथी पुरुषोत्तमदासे बावन बीडां राख्यां. ते श्रीठाकुरजीना भावथी वीस अने बत्रीस बीडां श्रीस्वामिनीजीना भावथी. एनो आशय ए के, श्रीठाकुरजीने विश्वास प्रिय छे. तेथी वीसो विस्वा निश्चयात्मक दृढ विश्वास देखाडवाने वीस बीडा श्रीठाकुरजीना भावथी. श्रीस्वामिनीजीने शृंगार प्रिय छे. तेथी जुगल रूपनो शृंगार सोळ दुना बत्रीस थया, ए प्रकारे श्रीस्वामिनीजीने

प्रसन्न किये। या प्रकार कहि (यह जताए, जो-) जितनी सेवा सेठ पुरुषोत्तमदास करते, सो भावपूर्वक करते। सामग्री वस्त्र आभूषण हू में।

और श्रीमदनमोहनजी की सेवा श्रीठाकुरजी के भावतें अधिक श्रीआचार्यजी महाप्रभुन के भावतें करतें। तातें श्रीआचार्यजी प्रसन्न होइकें श्रीमदनमोहनजी के दोऊ चरन स्याम दरसन कराए। ताको आसय यह, जो-सर्वाङ्ग गौर, सो तो श्रीआचार्यजी महाप्रभु को निजस्वरूप-श्रीस्वामिनीजी को श्रीअंगवर्ण। और चरन दोऊ स्यांम, सो श्रीकृष्ण के श्रीअंगवर्ण। तामें चरन स्याम को अभिप्राय, निकुंजादिक लीला में श्रीठाकुरजी दूसरे स्वरूप (श्रीस्वामिनीजी) के चरन-आश्रित हैं। तातें श्रीठाकुरजी के भावतें श्रीआचार्यजी की सेवा दिखाए। या प्रकार सेठ पुरुषोत्तमदास पर अनुग्रह श्रीआचार्यजी किये।

सो श्रीमदनमोहनजी कों श्रीआचार्यजी ने पंचामृत स्नान कराइ पाट बैठारे, सेठ के माथे पधराए।

वार्ता-प्रसंग १—**और सेठ कासी मुख्य विश्वेस्वर महादेव, सो कासी के राजा है, तिनके दरसन कों कबहू नहिं जाते। सो एक दिन विस्वेस्वर महादेव ने स्वप्न में सेठ पुरुषोत्तमदास सों कह्यो, जो-गांव को नातो तुम नाहीं राखत, तो वैष्णव को नातो तो राखो,**

---

પ્રસન્ન કર્યા. આ પ્રકાર કહી (એ સૂચવ્યું કે,) જેટલી સેવા શેઠ પુરુષોત્તમદાસ કરતા, તે (બધી) ભાવપૂર્વક કરતા. સામગ્રી, વસ્ત્ર-આભૂષણમાં પણ.

અને શ્રીમદનમોહનજીની સેવા શ્રીઠાકુરજીના ભાવથી અધિક શ્રીઆચાર્યજી મહાપ્રભુના ભાવથી કરતા. તેથી શ્રીઆચાર્યજી પ્રસન્ન થઇને શ્રીમદનમોહનજીનાં બન્ને ચરણ શ્યામ દર્શન કરાવ્યાં. તેનો આશય એ, કે બધું અંગ ગૌર, એ તો શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું નિજ સ્વરૂપ-શ્રીસ્વામિનીજીનું શ્રીઅંગ વર્ણ અને ચરણ બંને શ્યામ, તે શ્રીકૃષ્ણના શ્રીઅંગ (નો) વર્ણ. તેમાં ચરણ શ્યામનો અભિપ્રાય નિકુંજાદિક લીલામાં શ્રીઠાકુરજી બીજા સ્વરૂપ (શ્રીસ્વામિનીજી) ના ચરણ આશ્રિત છે. તેથી શ્રીઠાકુરજીના ભાવથી શ્રીઆચાર્યજીની સેવા દેખાડી. એ પ્રકારે શેઠ પુરૂષોત્તમદાસ ઉપર અનુગ્રહ શ્રીઆચાર્યજીએ કર્યો. તે શ્રીમદનમોહનજીને શ્રીઆચાર્યજીએ પંચામૃત સ્નાન કરાવી પાટ બેસાડયા, શેઠને માથે પધરાવ્યા.

વાર્તા પ્રસંગ-૧—શેઠ, કાશી મુખ્ય વિશ્વેશ્વર મહાદેવ કે (જે) કાશીના રાજા છે, તેમના દર્શને કદીયે ન જતા. તે એક દિવસ વિશ્વેશ્વર મહાદેવે સ્વપ્નમાં શેઠ પુરુષોત્તમદાસને કહ્યું, કે ગામનો નાતો તમે નથી રાખતા, તો વૈષ્ણવનો નાતો તો રાખો.

कबहूं हम कों महाप्रसाद तो दियो करो। तब सवेरे सेठ पुरुषोत्तमदास सेवा सों पहोंचि कें महाप्रसाद को डबरा बीरा ले विस्वेस्वर महादेव के देवालय कों चले। तब गांव के लोग सब आश्चर्य है रहे, जो-सेठ कबहू नाहीं आवते सो आजु क्यों आये ? सो कितने लोग संग सेठ के चले। सो सेठ महाप्रसाद को डबरा, बीड़ा चारि धरे, श्रीकृष्णस्मरण करिके उठि चले। तब बड़े बड़े सैव ब्राह्मण हते सो सेठ पुरुषोत्तमदास सों कहे, तुम दंडवत् नमस्कार नाहीं किये ? श्रीकृष्णस्मरण करि उठि चले सो उचित नाहीं। तब सेठ पुरुषोत्तमदास ने कही, हमारे इनके भगवत्स्मरण को व्यौहार है। तुम पूछि लीजो। तुम सों विस्वेस्वर महादेवजी कहेंगे।

सो उन ब्राह्मणन में एक ब्राह्मण महादेवजी को कृपापात्र हतो। सो उन ब्राह्मण सों महादेवजी ने कही, जो-हमने सेठ सों महाप्रसाद मांग्यो हतो। हमारे इनके भगवत् स्मरण को व्यौहार ही है। तातें इन सों और कछु मति कहियो। ता पाछें बड़े उत्सव के पाछें महाप्रसाद विस्वेस्वर महादेव कों ले जाते।

भावप्रकाश—यह कहिवे को अभिप्राय यह, जो-सेठ पुरुषोत्तमदास अब सेवक भये तब इनकी आज्ञा में सगरे लोग द्रव्य अर्थ रहें। सो महादेवजी ने

---

કોઇવાર અમને મહાપ્રસાદ તો આપ્યા કરો. ત્યારે સવારે શેઠ પુરુષોત્તમદાસ સેવાથી પહોંચીને મહાપ્રસાદનો ડબરો ( એક મોટું ઉંડું વાડકાના જેવું પાત્ર ) બીડાં લઇ વિશ્વેશ્વર મહાદેવના દેવાલયે ચાલ્યા. ત્યારે ગામના લોકો બધા આશ્ચર્યવંત થઈ રહ્યા, કે શેઠ કોઈ દિવસ નથી આવતા તે આજ કેમ આવ્યા ? તે કેટલાક લોકો તો શેઠની સાથે ગયા. તે શેઠ મહાપ્રસાદનો ડબરો, બીડાં ચાર ધરી શ્રીકૃષ્ણ-સ્મરણ કરીને ઉઠી ચાલ્યા. ત્યારે મોટા મોટા શૈવ બ્રાહ્મણ હતા તે શેઠ પુરુષોત્તમદાસને કહે, તમે દંડવત્ નમસ્કાર કેમ ન કર્યા ? શ્રીકૃષ્ણ-સ્મરણ કરી ઉઠી ચાલ્યા તે ઉચિત નહીં. ત્યારે શેઠ પુરુષોત્તમદાસે કહ્યું, અમારે એમને ભગવત્સ્મરણનો વ્યવહાર છે. તમે પૂછી લેજો, તમને વિશ્વેશ્વર મહાદેવ કહેશે.

પછી તે બ્રાહ્મણોમાં એક બ્રાહ્મણ મહાદેવજીનો કૃપાપાત્ર હતો. તે બ્રાહ્મણને મહાદેવજીએ કહ્યું, કે અમે શેઠ પાસે મહાપ્રસાદ માંગ્યો હતો. અમારે એમને ભગવત્સ્મરણનો વ્યવહાર જ છે. તેથી એમને બીજું કંઇ કહેતા નહીં. તે પછી મોટા ઉત્સવની પાછળ મહાપ્રસાદ ( શેઠ ) વિશ્વેશ્વર મહાદેવને લઈ જતા.

ભાવપ્રકાશ—એ કહેવાનો અભિપ્રાય એ, કે શેઠ પુરુષોત્તમદાસ હવે સેવક થયા, ત્યારે એમની આજ્ઞામાં બધા લોકો દ્રવ્ય માટે રહે. તે મહાદેવજીએ

जाने, जो–अब सगरे अनन्य होंइगे। तो हमारो महात्म्य हू घटि जायगो, और भगवद् आज्ञा कलिकाल आयो, सो जीवन कों बहिर्मुख करने हैं। और सेठ पुरुषोत्तमदास ने भक्ति फैलाई सो इनसों तो कछु चले नाहीं। तब महादेवजी ने यह उपाइ कियो, जो–सेठजी तो महाप्रसाद देंन जाइ, ता करि सगरे लोग महादेवजी के देवालय जान लागे, जो–कोउ बरजे तो उत्तर करें, सेठजी सरीखे जात हैं तो हमारी कहा? महादेवजी बड़े भगवदीय हैं। या प्रकार जीव बहिर्मुख भये। परन्तु यह न जाने, जो–सेठकों आज्ञा भई सो गये, परन्तु रुकिमिनी गोपालदास कबहूँ नाहीं गये, हम कैसे जाइ! परन्तु सबकों उत्तम फल नाहीं देनो है। तातें सेठ पुरुषोत्तमदास हू गये।

वार्ता–प्रसंग २—**और एक दिन विस्वेस्वर महादेवजी ने कालभैरव कों, कोतवाल कासी के हते, तिनसों कह्यो, जो–सेठ पुरुषोत्तमदास वैष्णवन के घरतें अर्द्धरात्रिकों आवत हैं अवेरे सवेरे, सो सेठ पुरुषोत्तमदास के घर की चौकी दीजो। कोई छलावा, चोरादिक उपद्रव न करे। तब कालभैरव नित्य सेठ पुरुषोत्तमदास के घर की चौकी पहरा देते।**

---

જાણ્યું, કે હવે બધા અનન્ય થશે, તો અમારૂં માહાત્મ્ય પણ ઘટી જશે. અને ભગવદાજ્ઞા, કલિકાલ આવ્યો છે તેથી જીવોને બહિર્મુખ કરવા (ની) છે. અને શેઠ પુરૂષોત્તમદાસે ભક્તિ ફેલાવી તે એમના ઉપર તો કંઇ ચાલે નહી. ત્યારે મહાદેવજીએ એ ઉપાય કર્યો. શેઠજી તો મહાપ્રસાદ દેવા જાય, તેથી સઘળા લોક મહાદેવજીના દેવાલયે જવા લાગ્યા. જો કોઇ ટોકે તો ઉત્તર આપે, કે શેઠજી સરખા જાય છે તો અમારી શી (વાત ?), મહાદેવજી મોટા ભગવદીય છે. એ પ્રકાર જીવ બહિર્મુખ થયા. પરંતુ એ ન જાણે કે શેઠને આજ્ઞા થઇ તે ગયા. પરતુ રૂકમણી, ગોપાલદાસ ક્યારેય ગયા નહી. અમે કેમ જઇએ ? પરંતુ બધાને ઉત્તમ ફલ દેવું નથી. તેથી શેઠ પુરૂષોત્તમદાસ પણ ગયા.

વાર્તા પ્રસંગ–૨—પછી એક દિવસે વિશ્વેશ્વર મહાદેવજીએ કાલભૈરવને, (જે) કાશીના કોતવાલ હતા તેમને, કહ્યું, કે શેઠ પુરુષોત્તમદાસ વૈષ્ણવોના ઘરથી અડધી રાત્રે આવે છે મોડા–વ્હેલા. તેથી શેઠ પુરુષોત્તમદાસના ઘરની ચોકી દેજે. કોઇ છળીઆ, ચોર વિગેરે ઉપદ્રવ ન કરે. ત્યારથી કાલભૈરવ નિત્ય શેઠ પુરુષોત્તમદાસના ઘરની ચોકી પહેરા દેતા..

**हैं। तब खीर पंखा सों सीरी करिकें भोग समर्पि आपु बाहिर आये। तब नारायनदास कों खीजि के कहें, क्यों तू श्रीठाकुरजी कों ताती खीर समर्पी ? तब नारायनदास ने कही, महाराज ! आपुकी बधाई सुनि उतावलि में खीर समर्पी। तब श्रीआचार्यजी कहें, आजु पाछें ऐसो काम कबहू मति करियो।**

भावप्रकाश—याको आसय यह, जो-नारायनदास श्रीआचार्यजी की बधाई सुनि परबस ह्वै गये। सो जाने, जो-ताती होइगी तो श्रीठाकुरजी सीरी करि लेंइगे। परंतु श्रीआचार्यजी के दरसन कों ढील करनो धरम नाहीं। या भाव सों गये। तब श्रीगोकुलचंद्रमाजी, नारायनदास के हाथ को धरयो तातो हू अरोगत हों यह जताइवे के लिये सगरो हस्त खीर में डारि झटकें। तथा उतावलि में, जो-कोई भोग धरे, शृंगार करें, तो कछु अपराध परे यह जताए। और नारायनदास श्रीआचार्यजी के पास जाइवे कों मन् कियो अलौकिक, तउ सेवा में इतनो श्रम श्रीठाकुरजी कों भयो, जो-लौकिक वैदिक कार्य के लिये उतावलि करें, ताको तो बहोत ही अपराध परे। तातें सेवा करत मन ठिकाने राखनो। अथवा खीर की सामग्री को स्वरूप प्रगट कियो, जो-यह श्रीस्वामिनीजी के

---

સમર્પિ આપ બાહર આવ્યા. ત્યારે નારાયણદાસને ખીજીને કહ્યું, કેમ તેં શ્રીઠાકુરજીને ગરમ ખીર સમર્પી ? ત્યારે નારાયણદાસે કહ્યું, મહારાજ ! આપની વધાઇ સાંભળી ઉતાવળમાં ખીર સમર્પી. ત્યારે શ્રીઆચાર્યજી કહે, આજ પછી એવું કામ ક્યારેય ન કરીશ.

ભાવપ્રકાશ—એનો આશય એ, કે નારાયણદાસ શ્રીઆચાર્યજીની વધાઇ સાંભળી પરવશ થઇ ગયા. તે જાણે કે ગરમ હશે તો શ્રીઠાકુરજી ઠંડી કરી લેશે. પરંતુ શ્રીઆચાર્યજીના દર્શન માટે વિલંબ કરવો ધર્મ નથી. આ ભાવથી ગયા. ત્યારે શ્રીગોકુલચંદ્રમાજી, નારાયણદાસના હાથનું ધર્યું ગરમ પણ ( હું ) આરોગું છું એ જણાવવાને માટે આખો હાથ ખીરમાં નાખીને ઝાટક્યો. અને ઉતાવળમાં જો કોઇ ભોગ ધરે, શૃંગાર કરે, તો કઇ અપરાધ પડે, એ જણાવ્યું. વળી નારાયણદાસે શ્રીઆચાર્યજીની પાસે જવાનું મન કર્યું અલૌકિક, તોપણ સેવામાં આટલો શ્રમ શ્રીઠાકુરજીને થયો. (તો) જો લૌકિક વૈદિક કાર્યમાં ઉતાવળ કરે તેને તો બહુ જ અપરાધ પડે ( એમાં કહેવું શું ! ) તેથી સેવા કરતાં મન ઠેકાણે રાખવું. અથવા ખીરની સામગ્રીનું સ્વરૂપ પ્રકટ કર્યું. કે આ શ્રીસ્વામિ-

भावकी है। और शृंगार-भोग हू उनहि के भाव को है। तातें खीर कों देखत श्रीठाकुरजी प्रेम सों प्रथम हस्त खीर में डारत हैं। तातें खीर सीरी करि अंगुरी डारि देखिये। सुहाय तब भोग धरिये। यह सिद्धांत दिखाये।

**पाछें समय भये श्रीआचार्यजी आचमन, मुख-वस्त्र कराइ बीड़ी अरोगाई, भोग सराये। तब श्रीगोकुलचंद्रमाजी श्रीआचार्यजी के दोउ श्रीहस्त पकरि के कहें, जो-यह खीर महाप्रसाद आपु लेहु। तब श्रीआचार्यजी कहें, जो-महाराज! ज्ञाति-व्यौहार कठिन हैं, तातें मर्यादा राखी चाहिये। तब श्रीगोकुलचंद्रमाजी कहें, मेरी आज्ञा है तातें लेहु। तब श्रीआचार्यजी खीर महाप्रसाद अरोगे। सो तब ताही दिनतें खीर अनसखड़ी में होति है।**

भावप्रकाश—यामें, या कारन तें श्रीगोकुलचंद्रमाजी कहें, खीर ऐसी सामग्री में ज्ञाति की मर्यादा अपने भक्तन में मति राखो। तब आरोगे। ता दिन तें खीर अनसखड़ी में करें। ताको कारन यह, जो-अनसखड़ी श्रीठाकुरजी सगरे भोग में अरोगत हैं। और खीर उत्सव के भोग में नाहीं राखे। नित्य में राखे। ताको कारन यह, जो-उत्सव में राखे तो वैष्णव उत्सव में करें। तातें खीर सदा प्रिय है। यामें रीतु के, उत्सव को विचार नाहीं। जब बने तबहि करिये।

---

નીજીના ભાવની છે. અને શૃંગાર-ભોગ પણ એમના જ ભાવનો છે તેથી ખીરને જોતાં જ શ્રીઠાકુરજી પ્રેમથી પ્રથમ હસ્ત ખીરમાં નાખે છે. તેથી ખીર ઠંડી કરીને આંગળી નાખી જોઇએ. ખમાય ત્યારે ભોગ ધરવો, એ સિદ્ધાંત દેખાડ્યો.

પછી સમય થયે શ્રીઆચાર્યજીએ આચમન, મુખ-વસ્ત્ર કરાવી, બીડી આરોગાવીને ભોગ સરાવ્યા. ત્યારે શ્રીગોકુલચંદ્રમાજી, શ્રીઆચાર્યજીના બન્ને શ્રીહસ્ત પકડીને કહે, કે આ ખીર-મહાપ્રસાદ આપ લો. ત્યારે શ્રીઆચાર્યજી કહે, કે મહારાજ! જ્ઞાતિ-વ્યવહાર કઠણ છે, તેથી મર્યાદા રાખવી જોઇએ. ત્યારે શ્રીગોકુલચંદ્રમાજી કહે, મારી આજ્ઞા છે તેથી લો. ત્યારે શ્રીઆચાર્યજી ખીર-મહાપ્રસાદ આરોગ્યા. ત્યારે તે દિવસથી ખીર અનસખડીમાં થાય છે.

**ભાવપ્રકાશ**—આમાં, આ કારણથી શ્રીગોકુલચંદ્રમાજીએ કહ્યું, કે ખીર જેવી સામગ્રીમાં જ્ઞાતિની મર્યાદા પોતાના ભક્તોમાં ન રાખો. ત્યારે આરોગ્યા. તે દિવસથી ખીર અનસખડીમાં કરી. તેનું કારણ એ, કે અનસખડી શ્રીઠાકુરજી બધા ભોગમાં આરોગે છે. અને ખીર ઉત્સવના ભોગમાં ન રાખી, નિત્યમાં રાખી. તેનુ કારણ એ, કે ઉત્સવમાં રાખે તો વૈષ્ણવ ઉત્સવમાં (જ) કરે. તેથી ખીર સદા પ્રિય છે. એમાં ઋતુનો, ઉત્સવનો વિચાર નહીં. જ્યારે બને ત્યારે કરીએ.

वार्ता-प्रसंग ५—या प्रकार नारायनदास सेवा बहोत करी। पाछें इनकी देह थकी। तब एक दिन नारायनदास सों श्रीठाकुरजी नें कही, कछू मांगि। तब नारायनदास ने श्रीगोकुलचंद्रमाजी सों कह्यो, मैं यह तुम सों मागत हों श्रीगुसांईजी के घर पधारि के सेवा कराईयो।

भावप्रकाश—ताको कारन यह, जो-श्रीगुसांईजी के घर बिना श्रीठाकुरजी सुख न पावेंगे।

तब श्रीगोकुलचंद्रमाजी बहोत प्रसन्न भये, जो-तू मेरो सुख मांग्यो। अपुनो सुख कछु न मांग्यो। पाछे नारायनदास की भतीजी की देह छूटी। ताके तीसरे दिन नारायनदास की देह छूटी। ता पाछे कृष्णदास स्वामी महावन में रहते। नारायनदास की ज्ञाति के हते। श्रीगुसांईजी के सेवक। तिन पास कछूक दिन श्रीगोकुल-चंद्रमाजी सेवा कराये।

भावप्रकाश—सो यातें, जो-लीला में येहू नारायनदास की सखी है। मृदुवेनी इनको नाम है। तातें सेवा कराये। पाछें मथुरा में श्रीगुसांईजी के घर पधारें। इनकी वार्ता को यह सिद्धांत भयो, जो-ब्रह्मचारी के धर्म दिखाये।

---

વાર્તા-પ્રસંગ ૫—આ પ્રકારે નારાયણદાસે સેવા બહુ કરી. પછી એમની દેહ થાકી ત્યારે એક દિવસ નારાયણદાસને શ્રીઠાકુરજીએ કહ્યું, કંઇ માંગ! ત્યારે નારા-યણદાસે શ્રીગોકુલચંદ્રમાજીને કહ્યું, હું તમારી પાસે એ માંગું છું (કે) શ્રીગુસાંઇજીને ઘરે પધારીને સેવા કરાવજો.

ભાવપ્રકાશ—તેનું કારણ એ, કે શ્રીગુસાંઇજીના ઘર વિના શ્રીઠાકુરજી સુખ નહીં પામે.

ત્યારે શ્રીગોકુલચંદ્રમાજી ઘણા પ્રસન્ન થયા, કે તેં મારૂં સુખ માંગ્યું. પોતાનું સુખ કંઇ ન માંગ્યું. પછી નારાયણદાસની ભત્રીજીની દેહ છૂટી. તેના ત્રીજા દિવસે નારાયણદાસની દેહ છુટી. તે પછી કૃષ્ણદાસ સ્વામી મહાવનમાં રહેતા. નારાયણ-દાસની જ્ઞાતિના હતા. શ્રીગુસાંઇજીના સેવક તેમની પાસે થોડાક દિવસ શ્રીગોકુલ-ચંદ્રમાજીએ સેવા કરાવી.

ભાવપ્રકાશ—તે એથી, કે લીલામાં એ પણ નારાયણદાસની સખી છે. 'મૃદુવેની' એમનું નામ છે. તેથી સેવા કરાવી. પછી મથુરામાં શ્રીગુસાંઇજીના ઘરે પધાર્યા. એમની વાર્તાનો આ સિદ્ધાંત થયો, કે બ્રહ્મચારીના ધર્મ દેખાડ્યા,

जो-अपनी महाप्रसाद की पातरि धरि प्रसन्न होनों। श्रीठाकुरजी सों अपुनो सुख न मांग्यो। प्रभु को सुख विचारे, यह पुष्टिमारग की रीति हैं।

सो नारायनदास की वार्ता को पार नाहीं सो कहां तांई कहिये। वार्ता ॥ १४॥

※ ※ ※

अब श्रीआचार्यजी महाप्रभुन की सेवकनी, एक क्षत्रानी, महावन में रहती, तिनकी वार्ता को भाव कहत हैं—

भावप्रकाश—सो ये क्षत्रानी लीला में श्रीस्वामिनीजी की अंतरंगिनी सखी, भद्रा इनको नाम है। सो एक क्षत्री के घर जन्मी। सो ग्यारह वरस की भई। तब माता-पिता ब्याह करिवे की कहें। तब ये कहे, जो-मेरो ब्याह मति करो। जा दिन मेरो ब्याह करोगे ता दिन वर मरेगो। और तुमहू मरोगे। तब वे डरपि के चुप ह्वै रहते। सो तेरह वरस की भई तब माय-बाप की ज्ञाति में निंदा होन लगी। सो एक सों सगाई करी। सो उह ब्याहन आयो। सो फेरा परत ही याके मा, बाप, उह वर, तीनों मरि गये। तब यह घर में अकेली रहे। यासों गाम में संबंधी कोऊ न बोले। जो-इन ने ब्याह होत ही मा-बाप और वर सब कों मारे। यामें प्रीति करेगो सो मरेगो। यह लोग कहते। सो नारायनदास

---

કે પોતાની મહાપ્રસાદની પાતર ધરી પ્રસન્ન થવું. શ્રીઠાકુરજી પાસે પોતાનું સુખ ન માંગ્યું. પ્રભુનું સુખ વિચારે, એ પુષ્ટિમાર્ગની રીતિ છે.

તે નારાયણદાસની વાર્તાનો પાર નથી, તે ક્યાં સુધી કહીએ ? વાર્તા ॥૧૪॥

※ ※ ※

હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુની સેવકની, એક ક્ષત્રાણી, મહાવનમાં રહેતી, તેની વાર્તાનો ભાવ કહીએ છીએ—

ભાવપ્રકાશ—એ ક્ષત્રાણી લીલામાં શ્રીસ્વામિનીજીની અંતરંગિની સખી, 'ભદ્રા' એનુ નામ છે. તે એક ક્ષત્રીના ઘરે જન્મી. તે અગ્યાર વર્ષની થઇ ત્યારે માતા-પિતા લગ્ન કરવાનું કહે. ત્યારે એ કહે, કે મારૂં લગ્ન ન કરો. જે દિવસ મારૂં લગ્ન કરશો તે દિવસે વર મરશે. અને તમે પણ મરશો. ત્યારે એ ડરીને ચુપ થઇ રહેતાં. તે તેર વર્ષની થઇ. ત્યારે મા-બાપની જ્ઞાતિમાં નિંદા થવા લાગી. તેથી એકની સાથે સગાઇ કરી. પછી તે પરણવા આવ્યો. તે ફેરા પડતાં જ એનાં મા-બાપ, એનો વર એ ત્રણે મરી ગયાં. ત્યારે એ ઘરમાં એકલી રહે. તેનાથી ગામમાં સંબધી (વિગેરે) કોઇ ન બોલે. કેમ ? જે, એણે લગ્ન થતાં જ મા-બાપ અને વર બધાંને માર્યા. એમાં પ્રીતિ કરશે તે મરશે, આવું લોકો કહેતા.

के घर श्रीआचार्यजी पधारत हते, तब यह क्षत्रानी कों दरसन भयो। सो सुद्ध जीव हती सो जान्यो। इनकी सरनि जइये। तब श्रीआचार्यजी सों विनती करि दंडवत् कियो, महाराज! मोकों अंगीकार करो। अब मेरे प्रतिबंध लौकिक सब छूटें। तब श्रीआचार्यजी नाम निवेदन कराये। तब यह क्षत्रानी ने कही, महाराज! अब मोकों कहा आज्ञा है? तब श्रीआचार्यजी ने कही, भगवत्सेवा करो। तब क्षत्रानी ने कही, महाराज! लीला में सदा आपु की सेवा करी है। अरु आपु भगत्सेवा की कही। सो भगवत्सेवा तो बहोत लोग करत हैं। परंतु आपु के चग्नारविन्द मिलनो बहोत दुर्लभ हैं। सो मोकों साधन में मति डारो। मोकों सदा अपुनी सेवा देउ। सो सदा आपु के संग रहों। आपु के दरसन करों। मोकों एक आपु के चरनारविंद को आश्रय है। तब श्रीआचार्यजी प्रसन्न होइ के कहें, जो-तू सांच कही, परंतु हमकों पृथ्वी-परिक्रमा करनी हैं। तातें स्त्रीजन को संग ठीक नाहीं। पाछें श्रीआचार्यजी कुमकुम मँगाइ एक वस्त्र पर दोऊ चरन में कुमकुम लगाइ छाप करि वह क्षत्रानी कों दियो। और कहे, इनकी सेवा करियो। मैं तो पर प्रसन्न हों। तेरो सगरो मनोरथ पूरन होइगो। तब उह क्षत्राणी श्रीआचार्यजी कों भली भांति सों घर में पधराय श्रीआचार्यजी की श्रीस्वामिनीजी के

---

પછી નારાયણદાસના ઘરે શ્રીઆચાર્યજી પધાર્યા હતા. ત્યારે આ ક્ષત્રાણીને દર્શન થયાં. તે શુદ્ધ જીવ હતી તેથી જાણ્યું, આમની શરણે જઇએ. ત્યારે શ્રીઆચાર્યજીને દંડવત કરી વિનંતિ કરી, મહારાજ! મને અંગીકાર કરો. હવે મારે પ્રતિબંધ લૌકિક બધું છુટ્યું. ત્યારે શ્રીઆચાર્યજીએ નામ-નિવેદન કરાવ્યું. ત્યારે આ ક્ષત્રાણીએ કહ્યું, મહારાજ! હવે મને શી આજ્ઞા છે? ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, ભગવત્સેવા કરો. ત્યારે ક્ષત્રાણીએ કહ્યું, મહારાજ! લીલામાં સદા આપની સેવા કરી છે અને આપે તો ભગવત્સેવાનું કહ્યું। તે ભગવત્સેવા તો ઘણા લોકો કરે છે. પરંતુ આપનાં ચરણારવિંદ મળવાં બહુ દુર્લભ છે. તેથી મને સાધનમાં ન નાખો. મને સદા આપની સેવા દો. તેથી સદા આપની સાથે રહું, આપનાં દર્શન કરૂં, મને એક આપનાં ચરણારવિંદનો આશ્રય છે. ત્યારે શ્રીઆચાર્યજી પ્રસન્ન થઇને કહે, કે તેં સાચું કહ્યું. પરંતુ અમારે પૃથ્વી-પરિક્રમા કરવી છે. તેથી સ્ત્રીજનનો સંગ ઠીક નહીં. પછી શ્રીઆચાર્યજીએ કુંમકુમ મંગાવીને એક વસ્ત્ર ઉપર બન્ને ચરણમાં કુમકુમ લગાવી છાપ કરી તે ક્ષત્રાણીને આપ્યું અને કહ્યું, આની સેવા કરજે. હું તારી ઉપર પ્રસન્ન છું. તારો બધો મનોરથ પૂર્ણ થશે. ત્યારે તે ક્ષત્રાણી શ્રીઆચાર્યજીને સુંદર રીતિથી ઘરમાં પધરાવી શ્રીઆચાર્યજીની શ્રીસ્વામિનીના

भाव सों सेवा करती। श्रीआचार्यजी दरसन देते। सब रस को अनुभव करावते। पाछें श्रीआचार्यजी पृथ्वी-परिक्रमा करत कासी में पधारे।

इहां एक दिन उह क्षत्रानी श्रीजमुना-जल भरन अपरस में गागरि लेकें ब्रह्मांड घाट गई। सो गागरि लें श्रीयमुनाजी में पैठी। तब किनारे पर थोरे जल में चारि स्वरूप देखे। तब क्षत्रानी ने कही, तुम परम सुंदर जल में क्यों विराजे हो? तब चारयो स्वरूप ने कही, तू हम कों घर पधराव। अब कछुक दिन में श्रीआचार्यजी पधारेंगे। तब उनकों दीजो। तब उन क्षत्रानी ने कही, मैं घर में श्रीआचार्यजी सों पूछि आउं, तब पधराऊं। तब गागरि भरि के बेगे दोरि आई, मंदिर में जाइ विनती करी, महाराज! चारि स्वरूप श्रीजमुनाजी के किनारे हैं। सो कहे, मोकों पधराव। सो कहा आज्ञा है? तब श्रीआचार्यजी ने कही, जा, वेगि पधराई लाव। तब आई के चारों स्वरूप पधराइ मंदिर में वस्त्र पहराइ भोग धरयो। यामें यह जताये, जो-वह क्षत्राणी को ममत्व श्रीआचार्यजी की सेवा को हतो। भगवद् सेवा पर न हतो। परन्तु श्रीठाकुरजी चारि स्वरूप ह्वै आपु ही पधारे। तातें श्रीआचार्यजी की सेवा है, ता वैष्णव के पास श्रीठाकुरजी विनु जतन आप सों पधारत हैं।

---

ભાવથી સેવા કરતી. શ્રીઆચાર્યજી (તેને) દર્શન આપતા. બધા રસનો અનુભવ કરાવતા. પછી શ્રીઆચાર્યજી પૃથ્વી પરિક્રમા કરતાં કાશીમાં પધાર્યા,

અહીં એક દિવસ તે ક્ષત્રાણી શ્રીયમુનાજલ ભરવા અપરસમાં ગાગર લઇને બ્રહ્માંડ ધાટે ગઇ. તે ગાગર લઇ શ્રીયમુનાજીમાં પેઠી. ત્યારે કિનારા ઉપર થોડા જલમાં ચાર સ્વરૂપ જોયાં. ત્યારે ક્ષત્રાણીએ કહ્યુ, તમે પરમસુંદર જલમાં કેમ બિરાજો છો? ત્યારે ચારે સ્વરૂપે કહ્યુ, તૂ અમને ઘર પધરાવ. હવે થોડા દિવસમાં શ્રીઆચાર્યજી પધારશે. ત્યારે એમને આપજે. ત્યારે તે ક્ષત્રાણીએ કહ્યુ, હું ઘરમાં શ્રીઆચાર્યજીને પૂછી આવું ત્યારે પધરાવુ. ત્યારે ગાગર ભરીને જલ્દી દોડી આવી. (પછી) મંદિરમાં જઇ વિનતી કરીને કહ્યું, મહારાજ! ચાર સ્વરૂપ શ્રીયમુનાજીના કિનારે છે, તે કહે (છે) (કે) (અ)મને પધરાવો. તે શી આજ્ઞા છે? ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, જા, જલ્દી પધરાવી લાવ. ત્યારે આવીને ચારે સ્વરૂપને પધરાવીને મંદિરમાં, વસ્ત્ર પહેરાવીને ભોગ ધર્યો. તેમાં એ જણાવ્યું, કે તે ક્ષત્રાણીનું મમત્વ શ્રીઆચાર્યજીની સેવામાં હતું. ભગવત્સેવા ઉપર ન હતુ પરંતુ શ્રીઠાકુરજી ચાર સ્વરૂપે થઇ આપ જ પધાર્યા. તેથી શ્રીઆચાર્યજીની સેવા છે તે વૈષ્ણવની પાસે શ્રીઠાકુરજી વિના યત્ન પોતાની મેળે પધારે છે.

यह वात कासी में श्रीआचार्यजी ने जानी। तहां तें व्रज कों पधारे। सो प्रथम अड़ेल आये। पाछें कडा में पधारे। सो कडा में देवाकपूर क्षत्री हते। सो गदाधरदास के पास ही इनको घर हतो। सो एक दिन गदाधरदास के इहां वैष्णव महाप्रसाद लेत हते। गदाधरदास परोसत हते। सो देवाकपूर को घर कछूक ऊंचो हतो। सो देवाकपूर ऊपर तें देखत हूते। सो एक वैष्णव के पास वैठे श्रीठाकुरजी भोजन करत हते। सो मूरछा खाये। सो घरि एक में सावधान ह्वे गदाधरदास पास आइ कहें, सगरे वैष्णव कहां गये? तव गदाधरदास ने कही महाप्रसाद लें अपुने घर गये। तव देवाकपूर ने कही, तिहारे वैष्णव के वीच में श्रीठाकुरजी भोजन करत मैं देखे, सो मोकों मूरछा आई। सो अव दोरयो आयो हों। सो अव मोकों श्रीठाकुरजी के दरसन कैसे होंई? तव गदाधरदास ने कही, तेरे वड़े भाग्य हैं, जो–दरसन भये। अव कहां दरसन? तव देवाकपूर ने कही, कोई उपाव वतावो, मैं तिहारी सरनि हों। जो–मोकों श्रीठाकुरजी मिलें। सगरो जनम योंही गमायो। तव गदाधरदास ने कही, श्रीआचार्यजी की सरनि जाव। श्रीआचार्यजी की कृपा तें वैष्णवन कों श्रीठाकुरजी मिले हैं। उनकी कृपा तें

---

એ વાત કાશીમાં શ્રીઆચાર્યજીએ જાણી. (ત્યારે આપ) ત્યાંથી વ્રજ માટે પધાર્યા. તે પ્રથમ અડેલ આવ્યા. પછી કડામાં પધાર્યા. તે કડામાં દેવાકપૂર ક્ષત્રી હતા. તે ગદાધરદાસની પાસે જ એમનું ઘર હતું. તે એક દિવસ ગદાધરદાસને ત્યાં વૈષ્ણવ મહાપ્રસાદ લેતા હતા. ગદાધરદાસ પરોસતા હતા. તે દેવાકપુરનું ઘર કંઇક ઉંચું હતું. તે દેવાકપુર ઉપરથી જોતા હતા. તે એક વૈષ્ણવની પાસે બેસી શ્રીઠાકુરજી ભોજન કરતા હતા. તે (જોઇને) મૂર્છા ખાધી. તે ઘડી એકમાં સાવધાન થઇ ગદાધરદાસ પાસે આવીને કહે, બધા વૈષ્ણવો ક્યાં ગયા? ત્યારે ગદાધરદાસે કહ્યું, મહાપ્રસાદ લઇ પોતાના ઘરે ગયા. ત્યારે દેવાકપુરે કહ્યું, તમારા વૈષ્ણવો(ની) વચમાં શ્રીઠાકુરજીને ભોજન કરતાં મેં જોયા, તે મને મૂર્છા આવી. તે હવે હું દોડયો આવ્યો છું. તે હવે મને શ્રીઠાકુરજીનાં દર્શન કેવી રીતે થાય? ત્યારે ગદાધરદાસે કહ્યું, તારા બહુ ભાગ્ય છે, કે દર્શન થયાં. હવે દર્શન ક્યાં? ત્યારે દેવાકપુરે કહ્યું, કોઇ ઉપાય બતાવો, હું તમારી શરણ છું. જે મને શ્રીઠાકુરજી મળે. બધો જન્મ એમ જ ખોયો. ત્યારે ગદાધરદાસે કહ્યું, શ્રીઆચાર્યજીની શરણે જાવ. શ્રીઆચાર્યજીની કૃપાથી વૈષ્ણવોને શ્રીઠાકુરજી મળે છે.

तुमहू कों मिलेंगे। अब कासी तें पधारे हैं। सो दोय चारि दिन में इहां पधारेंगे। सो देवाकपूर नित्य गदाधरदास के इहां आइ पूछे। जो–आरति बढ़ी। सो घर को कार्य भूलि गये। सो दोय चारि दिन पीछें श्रीआचार्यजी कडा में पधारे। तब देवाकपूर आइकें श्रीआचार्यजी कों दंडवत् कियो। बिनती करी, महाराज! कृपा करिकें सरनि लीजिये। तब गदाधरदास नें श्रीआचार्यजी सों देवाकपूर के समाचार कहें। या प्रकार याकों वैष्णवन में श्रीठाकुरजी के दरसन करि आरति भई है। दैवी जीव है। तब श्रीआचार्यजी प्रसन्न ह्वे देवाकपूर कों नाम निवेदन करायो। तब देवाकपूर ने विनती करी, अब हमकों कहा आज्ञा है? तब श्रीआचार्यजी कहे, तुमहू हमारे संग व्रज चलो। तहां श्रीठाकुरजी तिहारे माथे पधराइ देंइगें। तुम सेवा करियो। तब देवाकपूर की स्त्री घर रही। देवाकपूर संग चले।

पाछें श्रीआचार्यजी आगरें पधारे। सो आगरे में गज्जनधावन क्षत्री हते। सो इनके पिता पास द्रव्य बहोत हतो। चारि बेटा हते। तामें गज्जन छोटो हतो, और घर में गज्जन की माता हती। स्त्रीजन में और कोई न हतो। सो गज्जन के पिता ने नाव के ऊपर भवैया को नाच करायो। सो गज्जन सहित चारयो

---

એમની કૃપાથી તમને પણ મળશે. હવે કાશીથી પધારે છે. તે બે ચાર દિવસમાં અહીં પધારશે. તેથી દેવાકપુર (ત્યારથી) નિત્ય ગદાધરદાસને ત્યાં આવીને પૂછે. કેમ? જે આર્તિ વધી. તે ઘરનું કામ ભૂલી ગયા. ત્યારે બે ચાર દિવસ પછી શ્રીઆચાર્યજી કડામાં પધાર્યા. ત્યારે દેવાકપુરે આવીને શ્રીઆચાર્યજીને દંડવત્ કર્યા. વિનતી કરી. મહારાજ! કૃપા કરીને શરણે લો. ત્યારે ગદાધરદાસે શ્રીઆચાર્યજીને દેવાકપૂરના સમાચાર કહ્યા, (કે) આ પ્રકારે આમને વૈષ્ણવોમાં શ્રીઠાકુરજીના દર્શન કરીને આર્તિ થઇ છે. દૈવી જીવ છે. ત્યારે શ્રીઆચાર્યજી પ્રસન્ન થઇ દેવાકપૂરને નામ–નિવેદન કરાવ્યું. ત્યારે દેવાકપૂરે વિનતી કરી, હવે અમને શી આજ્ઞા છે? ત્યારે શ્રીઆચાર્યજી કહે, તમે પણ અમારી સાથે વ્રજ ચાલો. ત્યાં શ્રીઠાકુરજી તમારા માથે પધરાવી દઇશું. તમે સેવા કરજો. ત્યારે દેવાકપૂરની સ્ત્રી ઘર રહી. દેવાકપૂર સાથે ચાલ્યા.

પછી શ્રીઆચાર્યજી આગ્રે પધાર્યા. તે આગ્રામાં ગજ્જનધાવન ક્ષત્રી હતા. એમના પિતા પાસે દ્રવ્ય ઘણું હતુ. ચાર બેટા હતા. તેમાં ગજ્જન નાનો હતો. અને ઘરમાં ગજ્જનની માતા હતી. સ્ત્રીજનમાં બીજું કોઇ ન હતું. તે ગજ્જનના પિતાએ નાવના ઉપર ભવૈયાનો નાચ કરાવ્યો. તે ગજ્જન સહિત ચારે બેટા અને

बेटा पास और गांव के मिलापि सगे संबंधी मिलि पचास–साठि मनुष्य हते। सो रात्रि अर्द्ध गई। इतने नाव अकस्मात् फाटी, सो सगरे डूबे। एक गज्जन के हाथ नाव को टूक परयो, सो गज्जन नें पकरयो, सो वह टूक बहिके आगरे तें कोस चारि पर लग्यो। सवेरो भयो। तब गज्जन घर आये। अपनी मासों समाचार कहें। भाई पिता सब डूबे। तब गज्जन की माता सती भई। गज्जन अकेले रहे। व्यौपार करनो छोड़ि दियो। दोई चार घरी श्रीयमुनाजी पर जाइ बैठे। पाछें अपने घर बैठे रहें। बहोत काहु सों बोलनो नाहीं, मन में वैराग्य आयो। जो–पिता, भाई सब मरें, हम हू मरेंगे। कहा करें ? भगवान कृपा करें तो आछो है। या प्रकार सब सों उदास रहें।

और जीयदास सूरी क्षत्री हू आगरे में रहें। सो जीयदास बरस साठि के भये। सो आगरे में कोतवाली लिये। सगरे आगरे को न्याव करते। सो एक दिन एक ब्राह्मणी को, एक सूद्र को झगरो आयो। सो ब्राह्मणी की पास सूद्र ने द्रव्य लीनो सो देय नाहीं। तब ब्राह्मणी पुकारी। तब सूद्र नें कछू रुपैया जीयदास कों दिये। और कह्यो, ब्राह्मणी कों झूठी करियो। तब जीयदास नें ब्राह्मणी कों लोभ के बस झूठी किये। जोरावरि फारगती लिखाइ दिये। सो वह ब्राह्मणी

---

ગામનાં મેળાપી સગાં સંબંધી મળી પચાસ–સાઠ મનુષ્ય પાસે હતાં. તે રાત્રિ અડધી ગઇ. એટલામાં નાવ અકસ્માત્ ફાટી. તે બધા ડુબ્યા. એક ગજ્જનના હાથે નાવનો ટૂકડો પડયો, તે ગજ્જને પકડયો. તે ટૂક વહીને આગરાથી કોસ ચાર ઉપર લાગ્યો. સવાર થયું. ત્યારે ગજ્જન ઘર આવ્યા પોતાની માને સમાચાર કહ્યા. ભાઇ–પિતા બધા ડૂબ્યા. ત્યારે ગજ્જનની માતા સતી થઇ. ગજ્જન એકલા રહ્યા. વેપાર કરવો છોડી દીધો. બે ચાર ઘડી શ્રીયમુનાજી ઉપર જઇને બેસે. પછી પોતાના ઘરમાં બેસી રહે. બહુ કોઇથી બોલવું નહીં. મનમાં વૈરાગ્ય આવ્યો, કે પિતા–ભાઇ બધા મર્યા. અમે પણ મરીશું. શું કરે ? ભગવાન કૃપા કરે તો સારૂં છે. આ પ્રકારે બધાથી ઉદાસ રહે.

અને જીયદાસ સૂરી ક્ષત્રી પણ આગ્રામાં રહેતા. તે જીયદાસ વર્ષ સાઠના થયા (ત્યારે) તેમણે આગ્રામાં કોતવાલી લીધી. બધા આગ્રાનો ન્યાય કરતા. તે એક દિવસ એક બ્રાહ્મણીનો એક શુદ્રનો ઝઘડો આવ્યો. તે બ્રાહ્મણીની પાસેથી શૂદ્રે દ્રવ્ય લીધું (હતું) તે દે નહીં. ત્યારે બ્રાહ્મણી પુકારી. ત્યારે શૂદ્રે થોડા રૂપીઆ જીયદાસને આપ્યા. અને કહ્યું, બ્રાહ્મણીને ઝૂઠી કરજો. જીયદાસે બ્રાહ્મણીને લોભના વશે ઝૂઠી કરી. બળ જબરીથી ફારગતી લખાવી દીધી. તેથી તે બ્રાહ્મણી કલ્પે. પછી જીયદાસના

कलपें। सो जीयदास के सगरे सरीर में कोढ़ भयो। तब जीयदास देवी है, तातें ज्ञान भयो। जो–मैं ब्राह्मणी कों लोभ के बस झूंठी कीनी। तातें यह कोतवाली को काम महा बुरो है। तब कोतवाली छोड़ि वह ब्राह्मणी कों बुलाय कहें, माता! मैं लोभ के बस झूंठी तुमकों या रीति सों कीनी। सो ब्याज सहित रुपैया मोसों ले जाव। तिहारे अपराध तें मेरी यह गति भई हैं। सो ब्याज सहित वाकों रुपैया दिये। और दस रुपैया और अपनी ओर तें दीनें। तब वह बहोत आसिरवाद देन लगी। तब (तें) जीयदास हू वैराग्य करि श्रीयमुनाजी के किनारें जाई बैठें। सो तीसरे पहर घर आइ खान पान करतें। सो कछूक दिन में जीयदास की देह आछी भई। कोढ़ सब जात रह्यो।

पाछें एक दिन गज्जन श्रीयमुनाजी के तीर बैठे हते। तहां जीयदास हू आइ बेठे, पास। तब परस्पर बतराये। तब गज्जन ने अपनी बात सब कही। जो–हमारे पिता भाई सब डूब मरे। माता सती भई। तब तें वैराग्य भयो है। तब जीयदास नें अपनी बात कही। जो–मैं ब्राह्मणी को द्रव्य अन्याय करिके लियो। तातें मेरी देह बिगरी। तब ज्ञान भयो। अब कोई प्रकार भगवान की प्राप्ति होइ तो आछो। तब गज्जन ने कही, चाह मेरे हू है। परंतु कैसे मिले? भगवान तो

---

સઘળા શરીરમાં કોઢ થયો. ત્યારે જીયદાસ દૈવી છે. તેથી જ્ઞાન થયુ કે, મેં બ્રાહ્મણીને લોભના વશે ઝૂઠી કરી. તેથી આ કોતવાલીનુ કામ બહુ ખોટું છે. ત્યારે કોતવાલી છોડી. પછી બ્રાહ્મણીને બોલવીને કહે, માતા! મેં લોભના વશે તમને આ પ્રકારે ઝૂઠી કરી. તેથી વ્યાજ સહિત રૂપીઆ મારી પાસેથી લઇ જાવ. તમારા અપરાધથી મારી આ ગતિ થઇ છે. પછી વ્યાજ સહિત એને રૂપીઆ આપ્યા. અને દશ રૂપીઆ બીજા પોતાની તરફથી આપ્યા. ત્યારે તે બહુ આશીર્વાદ દેવા લાગી ત્યારથી જીયદાસ પણ વૈરાગ્ય કરી શ્રીયમુનાજીના કિનારે જઇને બેસે. તે ત્રીજા પ્રહરે ઘર આવી ખાનપાન કરતા. પછી થોડાક દિવસમાં જીયદાસની દેહ સારી થઇ. કોઢ બધો જતો રહ્યો.

પછી એક દિવસ ગજ્જન શ્રીયમુનાજીના તીરે બેઠા હતા. ત્યારે જીયદાસ પણ આવી પાસે બેઠા. ત્યારે પરસ્પર વાતો કરી ત્યારે ગજ્જને પોતાની વાત બધી કહી, કે અમારે પિતા–ભાઇ બધા ડૂબી મર્યા. માતા સતી થઇ. ત્યારથી વૈરાગ્ય થયો છે. ત્યારે જીયદાસે પોતાની વાત કહી, કે મેં બ્રાહ્મણીનું દ્રવ્ય અન્યાય કરીને લીધું. તેથી મારી દેહ બગડી, ત્યારે જ્ઞાન થયું. હવે કોઇ પ્રકારથી ભગવાનની પ્રાપ્તિ થાય

कोई बड़े महापुरुष की कृपा होइ तो मिलें। तब जीयदास ने कही, जो–सो तो सांच, परन्तु हम महा पापी! हमकों महापुरुष कहां मिलें? सो अब भगवान को आश्रय करि श्रीयमुनाजी को आश्रय किये हैं। जो–बने सो सही। या प्रकार दोऊ जनें नित्य मिलै, वातें करे।

सो ऐसे करत कडासों श्रीआचार्यजी आगरे पधारे। सो श्रीयमुनाजी के तीर संध्यावंदन करत हते। इतने में गज्जन और जीयदास आये। सो श्रीआचार्यजी को दरसन भयो। तब दोउ बतराये, ये महापुरुष हैं। इनकी सरनि जॉय। पाछें गज्जन ने कृष्णदास मेघन सों पूछ्यो, ये कौन है? तब कृष्णदास मेघन ने कही, श्रीवल्लभाचार्यजी हैं। दक्षिण में, कासी में, मायावाद खंडन करि भक्तिमारग प्रगट किये हैं। तब गज्जन नें और जीयदास नें दंडौत् किये। और विनती करी, जो–महाराज! हम संसार–समुद्र में बूडत हैं। हमकों सरनि ले उद्धार करो। तब श्रीआचार्यजी ने श्रीयमुनाजी में न्हवाय के नाम निवेदन कराये। पाछें जीयदास नें कही, महाराज! हमारे घर पधारो। तब जीयदास के घर पधारि जीयदास के बेटा दोइ हते, पुरुषोत्तमदास, छबीलदास, तिनकों नाम–निवेदन कराये। पाछें

---

तो સારૂં. ત્યારે ગજ્જને કહ્યું, ચાહના તો મારેય છે પરંતુ કેવી રીતે મળે? ભગવાન તો કોઇ મોટા મહાપુરુષની કૃપા થાય તો મળે. ત્યારે જીયદાસે કહ્યું, કે તે તો સાચું. પરંતુ અમે મહાપાપી! અમને મહાપુરુષ ક્યાં મળે? તેથી હવે ભગવાનનો આશ્રય કરી શ્રીયમુનાજીનો આશ્રય કર્યો છે. જે બને તે ખરૂં. એ પ્રકારે બન્ને જણા નિત્ય મળે, વાતો કરે.

તે એમ કરતાં કડાથી શ્રીઆચાર્યજી આગ્રા પધાર્યા. તે શ્રીયમુનાજીના તીરે સંધ્યાવંદન કરતા હતા. એટલામાં ગજ્જન અને જીયદાસ આવ્યા. તે શ્રીઆચાર્યજીનાં દર્શન થયાં. ત્યારે બન્નેએ વાતો કરી કહ્યું, કે આ મહાપુરુષ છે. એમની શરણે જઇએ. પછી ગજ્જને કૃષ્ણદાસ મેઘનને પૂછ્યું, એ કોણ છે? ત્યારે કૃષ્ણદાસ મેઘને કહ્યું, શ્રીવલ્લભાચાર્યજી છે, દક્ષિણમાં, કાશીમાં માયાવાદ ખંડન કરી ભક્તિમાર્ગ પ્રકટ કર્યો છે. ત્યારે ગજ્જને અને જીયદાસે દંડવત્ કર્યા. અને વિનંતી કરી, કે મહારાજ! અમે સંસારસમુદ્રમાં ડુબીએ છીએ. અમને શરણે લઇ ઉદ્ધાર કરો. ત્યારે શ્રીઆચાર્યજીએ શ્રીયમુનાજીમાં સ્નાન કરાવીને નામ–નિવેદન કરાવ્યું. પછી જીયદાસે કહ્યું, મહારાજ! અમારા ઘરે પધારો. ત્યારે જીયદાસના ઘરે પધારી, જીયદાસના બે બેટા હતા, પુરુષોત્તમદાસ, છબીલદાસ, તેમને નામ–નિવેદન કરાવ્યું.

तब नारायनदास ने कही, तिहारो कर्म मांगन को है, सो मांगो। मैं तो तिहारे न रहोंगो। सो श्रीयमुनाजी के तीर ब्रह्मांडघाट जाई बैठें। जो-आवे तामें निर्वाह करें। गायत्री जपें। काहुसों बोले नाहीं। ऐसे करत नारायनदास के पिता-माता की देह छूटी। ता पाछें घर में आइ रहे। सो द्रव्य को उपाय साधन बहोत किये। परंतु द्रंव्य न पाये। तब एकादश स्कंध में अष्टसिद्धि कहे हैं। ताहू के साधन बहोत किये। परंतु साधन कछू सिद्ध न भयो। तब हार मानि रहें। ऐसे करत चालीस बरस के भये। तब वैराग्य आयो। जो-द्रव्य के पीछें इतने दिन वृथा पचे। अब मथुरा जाइ भगवान के लिये तप करों। जहाँ ध्रुवजी तप कर्यो है। सो आयके सगरो दिन गायत्री जपें। रात्रि कों पावसेर दूध लेइ। या प्रकार दिन छे बीते। तब श्रीआचार्यजी आगरे तें मथुरा पधारे। सा ध्रुवघाट पर मध्याह्न की संध्या करत नारायनदास की ओर देखे। तब नारायनदास के मनमें यह आई, जो-इनके सेवक होंइ तो श्रीठाकुरजी कृपा करें। तब श्रीआचार्यजी कों दंडौत् करि विनती किये, महाराज! मोकों कृपा करि सेवक करिये। तब श्रीआचार्यजी कहे, तुम ब्रह्मचारी हो। पहले तो द्रव्य के लिये बहोत उपाय कियो। सो सिद्ध न भयो।

---

मांगवानुं छे ते मांगो. हुं तो तमारे त्यां नहीं रहुं. ते श्रीयमुनाजीना तीरे ब्रह्मांड घाटे जइ बेठा. जे आवे तेमां निर्वाह करे. गायत्री जपे. कोइथी बोले नहीं. एम करतां नारायणदासना पिता मातानी देह छूटी. ते पछी घरमां आवीने रह्या. ते द्रव्यनो उपाय साधन घणां कर्या. परंतु द्रव्य न मळ्युं. त्यारे एकादश स्कंधमां अष्ट सिद्धि कहे छे. तेनां पण साधन घणां कर्या. परंतु साधन कोइ सिद्ध न थयुं. त्यारे हार मानी रह्या. एम करतां चालीस वर्षना थया. त्यारे वैराग्य आव्यो. जे, द्रव्यनी पाछळ आटला दिवस वृथा पच्या. हवे मथुरा जइ भगवानने माटे तप करुं. ज्यां ध्रुवजीए तप कर्युं छे. पछी त्यां आवीने आखो दिवस गायत्री जपे. रात्रिए पाशेर दूध ले. ए प्रकारे दिवस छ वीत्या. त्यारे श्रीआचार्यजी आग्राथी मथुरा पधार्या. ते ध्रुवघाटनी उपर मध्याह्नની संध्या करतां नारायणदासनी तरफ जोयुं. त्यारे नारायणदासना मनमां ए आव्युं, के एमना सेवक थइए तो श्रीठाकुरजी कृपा करे. त्यारे श्रीआचार्यजीने दंडवत् करी विनंती करी, महाराज! मने कृपा करी सेवक करो. त्यारे श्रीआचार्यजी कहे, तमे ब्रह्मचारी छो. पहेलां तो द्रव्यने माटे बहु उपाय कर्यो. ते सिद्ध न थयो. हवे तु श्रीठाकुरजीने माटे तप करे छे तेथी सेवक थवानुं केम कहे छे?

गज्जन को घर खाली हतो। तहां पधारिकें सामग्री करि भोग धरि भोजन किये। गज्जन कों जीयदास कों जूठन दिये। तब गज्जन नें, जीयदास नें बिनती करी, महाराज! अब हमकों कहा कर्तव्य है? तब श्रीआचार्यजी कहें, हमारे संग श्रीगोकुल चलो। दोऊ जनेन कों श्रीठाकुरजी पधराइ देंइगे। सो सेवा करियो। तब गज्जन और जीयदास संग चलें। देवाकपूर कड़ा तें संग आये हे।

और नारायनदास ब्रह्मचारी महावन में रहतें। सो इनको पिता मथुरा में जाइ क्षत्री पास जीविका लावतो। तासों निर्वाह होतो। सो एक दिन नारायनदास कों संग ले मथुरा आयो। सो एक क्षत्री के घर जाइ कछू मांग्यो। तब क्षत्री ने रिस करि कह्यो, जो–धिक्कार है ब्राह्मण कों, नित सवेरे होत ही तेरो जनम मांगते बीत्यो। परंतु कबहू पेट न भरयो। तातें तोकों कबहू लज्जा न आई। यह सुनतही नारायनदास कों बुरी लागी, सो महावन चले आये। पिता और ठोर तें मांगि के महावन आयो। तब नारायनदास ने कही, अब मेरो मुख मति देखो। मैं तेरो लायो भीख कछू न खाऊंगो। तब पिताने समुझायो, अपनो ब्राह्मण को यही कर्म है। मांगन जैये तहां तो अनादर होइगो। सो न मांगिये तो काम कैसे चले?

---

પછી ગજ્જનનું ઘર ખાલી હતું. ત્યાં પધારીને સામગ્રી કરી ભોગ ધરી ભોજન કર્યું. ગજ્જન ને જીયદાસને જૂઠણ દીધી. ત્યારે ગજ્જને, જીયદાસે, વિનંતી કરી, મહારાજ! હવે અમને શું કર્તવ્ય છે? ત્યારે શ્રીઆચાર્યજી કહે, અમારી સાથે શ્રીગોકુલ ચાલો. બન્ને જણાને શ્રીઠાકુરજી પધરાવી દઇશું, તે સેવા કરજો. ત્યારે ગજ્જન અને જીયદાસ સાથે ચાલ્યા. દેવાકપૂર કડાથી સગ આવ્યા હતા.

અને નારાયણદાસ બ્રહ્મચારી મહાવનમાં રહેતા. તે એમનો પિતા મથુરામાં જઇ ક્ષત્રી પાસેથી જીવિકા લાવતો. તેનાથી નિર્વાહ થતો. તે એક દિવસ નારાયણદાસને સગ લઇ મથુરા આવ્યો. તે એક ક્ષત્રીના ઘરે જઇ કઇ માંગ્યું. ત્યારે ક્ષત્રીએ રીસ કરીને કહ્યું, કે ધિક્કાર છે બ્રાહ્મણને, નિત્ય સવાર થતાં જ તારો જન્મ માંગતાં વીત્યો. પરતુ ક્યારેય પેટ ન ભરયું. તેથી તને કયારે ય લાજ ન આવી? એ સાંભળતાં જ નારાયણદાસને ખોટુ લાગ્યું. તે મહાવન ચાલી આવ્યા. પિતા બીજી જગાએથી માંગીને મહાવન આવ્યો. ત્યારે નારાયણદાસે કહ્યું, હવે મારૂં મુખ ન જુઓ. હું તારી લાવી ભીખ આદિ કઇ નહી ખાઉં, ત્યારે પિતાએ સમજાવ્યા (કે) આપણા બ્રાહ્મણનું એજ કર્મ છે. માંગવા જૈયે ત્યાં તો અનાદરે થાય. તે ન માંગીએ તો કામ કેમ ચાલે? ત્યારે નારાયણદાસે કહ્યું, તમારૂં કર્મ

तब नारायनदास ने कही, तिहारो कर्म मांगन को है, सो मांगो। मैं तो तिहारे न रहोंगो। सो श्रीयमुनाजी के तीर ब्रह्मांडघाट जाई बैठें। जो–आवे तामें निर्वाह करें। गायत्री जपें। काहुसों बोले नाहीं। ऐसे करत नारायनदास के पिता–माता की देह छूटी। ता पाछें घर में आइ रहे। सो द्रव्य को उपाय साधन बहोत किये। परंतु द्रव्य न पाये। तब एकादश स्कंध में अष्टसिद्धि कहे हैं। ताहू के साधन बहोत किये। परंतु साधन कछू सिद्ध न भयो। तब हार मानि रहें। ऐसे करत चालीस बरस के भये। तब वैराग्य आयो। जो–द्रव्य के पीछें इतने दिन वृथा पचे। अब मथुरा जाइ भगवान के लिये तप करों। जहाँ ध्रुवजी तप कर्यो है। सो आयके सगरो दिन गायत्री जपें। रात्रि कों पावसेर दूध लेइ। या प्रकार दिन छे बीते। तब श्रीआचार्यजी आगरे तें मथुरा पधारे। सो ध्रुवघाट पर मध्याह्न की संध्या करत नारायनदास की ओर देखे। तब नारायनदास के मनमें यह आई, जो–इनके सेवक होंइ तो श्रीठाकुरजी कृपा करें। तब श्रीआचार्यजी कों दंडौत् करि विनती किये, महाराज! मोकों कृपा करि सेवक करिये। तब श्रीआचार्यजी कहे, तुम ब्रह्मचारी हो। पहले तो द्रव्य के लिये बहोत उपाय कियो। सो सिद्ध न भयो।

---

માંગવાનું છે તે માંગો. હું તો તમારે ત્યાં નહીં રહું. તે શ્રીયમુનાજીના તીરે બ્રહ્માંડ ઘાટે જઇ બેઠા. જે આવે તેમાં નિર્વાહ કરે. ગાયત્રી જપે. કોઇથી બોલે નહી. એમ કરતાં નારાયણદાસના પિતા માતાની દેહ છૂટી. તે પછી ઘરમાં આવીને રહ્યા. તે દ્રવ્યનો ઉપાય સાધન ઘણાં કર્યાં, પરંતુ દ્રવ્ય ન મળ્યું. ત્યારે એકાદશ સ્કંધમાં અષ્ટ સિદ્ધિ કહે છે. તેનાં પણ સાધન ઘણાં કર્યા, પરંતુ સાધન કોઇ સિદ્ધ ન થયું. ત્યારે હાર માની રહ્યા. એમ કરતાં ચાલીસ વર્ષના થયા. ત્યારે વૈરાગ્ય આવ્યો. જે, દ્રવ્યની પાછળ આટલા દિવસ વૃથા પચ્યા. હવે મથુરા જઇ ભગવાનને માટે તપ કરૂં. જ્યાં ધ્રુવજીએ તપ કર્યું છે. પછી ત્યાં આવીને આખો દિવસ ગાયત્રી જપે. રાત્રિએ પાશેર દૂધ લે. એ પ્રકારે દિવસ છ વીત્યા. ત્યારે શ્રીઆચાર્યજી આગ્રાથી મથુરા પધાર્યા. તે ધ્રુવઘાટની ઉપર મધ્યાહ્નની સંધ્યા કરતાં નારાયણદાસની તરફ જોયું. ત્યારે નારાયણદાસના મનમાં એ આવ્યું, કે એમના સેવક થઇએ તો શ્રીઠાકુરજી કૃપા કરે. ત્યારે શ્રીઆચાર્યજીને દંડવત્ કરી વિનંતી કરી, મહારાજ! મને કૃપા કરી સેવક કરો. ત્યારે શ્રીઆચાર્યજી કહે, તમે બ્રહ્મચારી છો. પહેલાં તો દ્રવ્યને માટે બહુ ઉપાય કર્યો. તે સિદ્ધ ન થયો. હવે તૂ શ્રીઠાકુરજીને માટે તપ કરે છે તેથી સેવક થવાનું કેમ કહે છે?

अब तू श्रीठाकुरजी के लिये तप करत है, तातें सेवक होइवे की क्यों कहत हो ? तब नारायनदास ने कही, महाराज ! आप पूरणपुरुषोत्तम हो। मेरे जनम की सगरी बात कहि दीनी। सो आपु की कृपा बिना श्रीठाकुरजी दुर्लभ हैं तातें अब मैं बहोत भटक्यो। अब आपु मोपर कृपा की दृष्टि करी, तब मेरो मन सेवक होंन कों भयो। तैसे कृपा करिके सरन लीजे।

तब श्रीआचार्यजी नारायनदास कों नाम निवेदन कराये। तब नारायनदास ने बिनती करी, महाराज ! अब हमकों कहा कर्तव्य है ? सो आज्ञा दीजें। तब श्रीआचार्यजी कहे, हमारे संग महावन चलो। तिहारे माथे श्रीठाकुरजी पधराइ देंइगे। तिनकी तुम सेवा करियो। तब नारायनदास ने कही, मेरो घर महावन है। सो पधारिये। और मेरे एक भतीजी है ताकों सेवक करिये। सो श्रीआचार्यजी सांझकों श्रीगोकुल पधारे। रात्रिकों रहे। प्रातःकाल नारायनदास के घर महावन पधारिकें नारायनदास की भतीजी कों नाम निवेदन कराये। इतने उह महावन मे क्षत्रानी सों चारों स्वरूप ने कही, श्रीआचार्यजी नारायनदास के घर पधारे हैं, तहां हमकों ले चलो।

वार्ता–प्रसंग १—**सो एक समय श्रीआचार्यजी महाप्रभु पृथ्वी-**

---

ત્યારે નારાયણદાસે કહ્યું, મહારાજ ! આપ પૂર્ણ પુરુષોત્તમ છો. મારા જન્મની સઘળી વાત કહી દીધી. તે આપની કૃપા વિના શ્રીઠાકુરજી દુર્લભ છે. તેથી હવે હું બહુ ભટક્યો. હવે આપ મારા ઉપર કૃપાની દૃષ્ટિ કરી ત્યારે મારું મન સેવક થવાનું થયું. તેવી કૃપા કરીને શરણે લો.

ત્યારે શ્રીઆચાર્યજીએ નારાયણદાસને નામ–નિવેદન કરાવ્યુ. ત્યારે નારાયણદાસે વિનતી કરી, મહારાજ ! હવે અમને શું કર્તવ્ય છે ? તે આજ્ઞા આપો. ત્યારે શ્રીઆચાર્યજી કહે, અમારી સાથે મહાવન ચાલો. તમારા માથે શ્રીઠાકુરજી પધરાવી દઇશું. તેમની તમે સેવા કરજો. ત્યારે નારાયણદાસે કહ્યું, મારું ઘર મહાવન છે. તે પધારો. અને મારે એક ભત્રીજી છે. તેને સેવક કરો. પછી શ્રીઆચાર્યજી સાંજના શ્રીગોકુલ પધાર્યા. રાત્રિએ રહ્યા. પ્રાતઃકાળ નારાયણદાસના ઘર મહાવન પધારીને નારાયણદાસની ભત્રીજીને નામ–નિવેદન કરાવ્યું. એટલામાં મહાવનમાં તે ક્ષત્રાણીને ચારે સ્વરૂપે કહ્યું, શ્રીઆચાર્યજી નારાયણદાસના ઘરે પધાર્યા છે ત્યાં અમને લઈ ચાલો.

વાર્તા–પ્રસંગ ૧—તે એક સમય શ્રીઆચાર્યજી મહાપ્રભુ પૃથ્વી પરિક્રમા કરતાં

परिक्रमा करत महावन पधारे। सो तब वा क्षत्रानी ने ब्रह्मांडघाट पें श्रीयमुनाजी में तें चारों स्वरूप प्राप्त भये हते, सो वे चारों स्वरूप लायकें श्रीआचार्यजी के पास राखे। सो श्रीआचार्यजी ने चारों स्वरूप चारों वैष्णवन के माथे पधराये। श्रीनवनीतप्रियजी, गज्जन-धावन के माथें पधराये। श्रीगोकुलचंद्रमाजी, नारायनदास के माथे पधराये। श्रीलाडलेसजी, जीयदास सूरी क्षत्री के माथे पधराये। श्रीललितत्रिभंगीजी, देवाकपूर के माथें पधराये। और चारों वैष्णवन सों श्रीआचार्यजी ने कही, ये मेरे सर्वस्व हैं। सो तिहारे माथें पधराये हैं। सो सेवा प्रीति सों नीकी भांति सों करियो। और तुम सों न बनि आवें तब हमारे घर पधराइयो। सो चारों कों सेवा की रीति बताये। पाछें देवाकपूर और जीयदास सों कहे, तुम घर पधराइ ले जाव, गज्जन पाछें तें आवेगो। तब जीयदास घर आये। सेवा करन लागें, आगरे में। सो इनकी वार्ता में आगें कहेंगे। और देवाकपूर कड़ा में आये। तिनकी सेवा को प्रकार देवाकपूर की वार्ता में कहेंगे। नारायनदास कों सेवा की रीति बताये। सो नारायनदास ने सेवा करी। सो नारायनदास की वार्ता में पहलें कहि आये हैं।

वार्ता-प्रसंग २—अब श्रीआचार्यजी गज्जन कों और श्रीनव-

---

મહાવન પધાર્યા. ત્યારે તે ક્ષત્રાણીને બ્રહ્માંડ ઘાટ ઉપર શ્રીયમુનાજીમાંથી ચાર સ્વરૂપ પ્રાપ્ત થયાં હતાં. તે ચારે સ્વરૂપ લાવીને શ્રીઆચાર્યજીની પાસે રાખ્યાં. તે શ્રીઆચાર્યજીએ ચારે સ્વરૂપ ચારે વૈષ્ણવોના માથે પધરાવ્યાં. શ્રીનવનીતપ્રિયજી, ગજ્જન-ધાવનને માથે પધરાવ્યા. શ્રીગોકુલચંદ્રમાજી, નારાયણદાસના માથે પધરાવ્યા. શ્રીલાડલેશજી, જીયદાસ સૂરી ક્ષત્રીના માથે પધરાવ્યા. શ્રીલલિતત્રિભંગીજી, દેવા-કપુરને માથે પધરાવ્યા. અને ચારે વૈષ્ણવોને શ્રીઆચાર્યજીએ કહ્યું, એ મારૂં સર્વસ્વ છે. તે તમારા માથે પધરાવ્યાં છે. તે સેવા પ્રીતિથી સુંદર રીતિથી કરજો. અને (જ્યારે) તમારાથી ન બની આવે ત્યારે અમારા ઘરે પધરાવજો. તે ચારેયને સેવાની રીતિ બતાવી.

પછી દેવાકપૂર અને જીયદાસને કહે, તમે ઘર પધરાવી લઇ જાવ. ગજ્જન પછીથી આવશે. ત્યારે જીયદાસ ઘર આવ્યા. સેવા કરવા લાગ્યા આગ્રામાં. તે એમની વાર્તામાં આગળ કહીશું. અને દેવાકપૂર કડામાં આવ્યા. તેમની સેવાનો પ્રકાર દેવાકપૂરની વાર્તામાં કહીશું. નારાયણદાસને સેવાની રીતિ બતાવી. તે નારાયણદાસે સેવા કરી. તે નારાયણદાસની વાર્તામા પહેલાં કહી આવ્યા છીએ.

વાર્તા-પ્રસંગ ૨—હવે શ્રીઆચાર્યજી ગજ્જનને અને શ્રીનવનીતપ્રિયજીને સંગ

नीतप्रियजी कों संग लेके श्रीगोकुल पधारें। संग में दामोदरदास हरसानी, कृष्णदास हैं। सो श्रीगोकुल आये। प्रातःकाल जन्माष्टमी ही। सो श्रीगोकुल में उत्सव किये। एक दहेंडी दहीं सों दधिकादो किये। एक उपरनामें श्रीनवनीतप्रियजी कों झुलाये। एक ओर दामोदरदास हरसानी। एक ओर कृष्णदास मेघन पकरे। गज्जन ने नृत्य कियो। श्रीआचार्यजी पालने झुलाये। साक्षात् नंदराय, यसोदाजी, व्रज-भक्त, गोप गोपी सब नंदालय की लीला प्रगट करी। अनुभव सेवक कों कराये। पाछें गज्जन कों श्रीनवनीतप्रियजी पधराई आगरे कों विदा किये। सो गज्जन आगरे आइ सेवा किये। सो प्रकार गज्जन की वार्ता में ऊपर कहि आये हैं।

पाछें श्रीआचार्यजी पृथ्वी–परिक्रमा कों पधारे। सो उह क्षत्रानी श्रीआचार्यजी की ऐसी कृपापात्र ही। तिनकों श्रीआचा-जी की सेवा पे दृढ़ भाव हो। चार स्वरूप प्रथम ही पधारें। परि श्रीआचार्यजी की सेवा में ममत्व राखें। सो इनकी वार्ता गूढ़ है। सो वहोत प्रकास नाहीं कियो। वार्ता ॥१५॥

※ ※ ※

---

લઇને શ્રીગોકુલ પધાર્યા. સંગમાં દામોદરદાસ હરસાની, કૃષ્ણદાસ છે. તે શ્રીગોકુલ આવ્યા. પ્રાતઃકાલ જન્માષ્ટમી હતી. તે શ્રીગોકુલમાં ઉત્સવ કર્યો. એક દહેંડી (દહીંનું માટીનું વાસણ. મટકી) દહીથી દધિ–કાદવ કર્યો. એક ઉપરણામાં શ્રીનવનીતપ્રિયજીને ઝુલાવ્યા. એક તરફ દામોદરદાસ હરસાની, એક તરફ કૃષ્ણદાસ મેઘન ( છેડા ) પકડે. ગજ્જને નૃત્ય કર્યું. શ્રીઆચાર્યજીએ પાલને ઝુલાવ્યા. સાક્ષાત્ નંદરાય, યશોદાજી, વ્રજભક્તો, ગોપ–ગોપી બધી નંદાલયની લીલાને પ્રકટ કરી અનુભવ સેવકોને કરાવ્યો. પછી ગજ્જનને શ્રીનવનીતપ્રિયજી પધરાવી આગરે વિદાય કર્યા. તે ગજ્જને આગરે આવી સેવા કરી. તે પ્રકાર ગજ્જનની વાર્તામાં ઉપર કહી આવ્યા છીએ.

પછી શ્રીઆચાર્યજી પૃથ્વી પરિક્રમા કરવા પધાર્યા. તે ક્ષત્રાણી શ્રીઆચાર્યજીની એવી કૃપાપાત્ર હતી. તેને શ્રીઆચાર્યજીની સેવા ઉપર દૃઢભાવ હતો. ( તેથી ) ચાર સ્વરૂપ પ્રથમ જ પધાર્યા. પરંતુ શ્રીઆચાર્યજીની સેવામાં મમત્વ રાખે. તે એની વાર્તા ગૂઢ છે. તે બહુ પ્રકાશ કર્યો નથી. વાર્તા ॥૧૫॥

※ ※ ※

अब श्रीआचार्यजी महाप्रभुन के सेवक, जीयदास सूरी क्षत्री, आगरे में रहते, तिनकी वार्ता को भाव कहत हैं—

**भावप्रकाश**—जीयदास लीला में श्रीयमुनाजी की सखी है। स्यामा इनको नाम है। सो स्यामा की पांच सखी हैं। तिनके नाम कहत हैं। कावेरी सखी, इहां पुरुषोत्तमदास भये। मनोहर सखी, सो इहां छबीलदास भये। हीरा सखी, सो इहां कृष्णदास भये। छविधामा सखी, सो इहां हरजी भये। मंजुकि सखी, सो इहां मथुरामल्ल भये। अब छहो जने जा प्रकार श्रीलाडिलेसजी की सेवा करि लीला में प्राप्त भये, सो प्रकार कहत हैं।

वार्ता-प्रसंग १—**अब जीयदास सूरी क्षत्री के माथे श्रीआचार्यजी श्रीलाडलेसजी पधराये। सो आगरे आये। प्रातःकाल तें संध्या लों सेवा मन लगाइ कें तनुजा-वित्तजा मानसी करें। सो अनोसर करत विरह ऐसो भयो, जो-देह छूटि गई। या प्रकार श्रीलाडलेसजी चारि प्रहर जीयदास सों सेवा कराई।**

**भावप्रकाश**—काहेतें, जीयदास उत्तम अधिकारी हैं। लीला में मगन ह्वे गये। पाछें लौकिक-वैदिक न देखें।

---

હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના સેવક, જીયદાસ સૂરી ક્ષત્રી, આગ્રામાં રહેતા, તેમની વાર્તાનો ભાવ કહીએ છીએ—

**ભાવપ્રકાશ**—જીયદાસ લીલામાં શ્રીયમુનાજીની સખી છે. શ્યામા એનું નામ છે. તે શ્યામાની પાંચ સખી છે. તેનાં નામ કહીએ છીએ. કાવેરી સખી, અહીં પુરુષોત્તમદાસ થયા. મનોહર સખી, તે અહીં છબીલદાસ થયા. હીરા સખી, તે અહીં કૃષ્ણદાસ થયા. છબીધામા સખી, તે અહીં હરજી થયા. મંજુકી સખી, તે અહીં મથુરામલ્લ થયા. હવે છએ જણ જે પ્રકારે શ્રીલાડલેશજીની સેવા કરી લીલામાં પ્રાપ્ત થયા તે પ્રકાર કહે છે.

વાર્તા-પ્રસંગ ૧—**હવે જીયદાસ સૂરી ક્ષત્રીના માથે શ્રીઆચાર્યજીએ શ્રીલાડલેશજી પધરાવ્યા. તે આગ્રા આવ્યા. પ્રાતઃકાલથી સાયંકાલ સુધી સેવા મન લગાડીને તનુજા-વિત્તજા માનસી કરી. પછી અનોસર કરતાં વિરહ એવો થયો, કે દેહ છૂટી ગઇ. આ પ્રકારે શ્રીલાડલેશજીએ ચાર પ્રહર જીયદાસ પાસે સેવા કરાવી.**

**ભાવપ્રકાશ**—કેમકે, જીયદાસ ઉત્તમ અધિકારી છે. (તેથી) લીલામાં મગન થઇ ગયા. પછી લૌકિક-વૈદિક ન જોયું.

पाछें जीयदास के दोय बेटा हते। पुरुषोत्तमदास, छबीलदास, सो कोइ दिन सेवा करी। सो इन दोऊ भाईन कें संतति न भई।

भावप्रकाश—सो काहेतें, जीयदास की देह छूटे पाछें दोउ भाई लौकिक में व्यौहार छोड़ि कें श्रीठाकुरजी में मन लगाइ सेवा करी।

सो जब जानें अब देह छूटेगी तब ये दोऊ भाई के मामा कृष्णदास चोपड़ा क्षत्री हते, तिनके माथें श्रीलाडिलेसजी पधराये। सो कृष्णदास चोपड़ा नें कछूक दिन भली भांति सों सेवा कीनी। पाछें एक समय महामारी आई। सो तब कृष्णदास के सब कुटुंब की देह छूटी। कृष्णदास आपु अकेले रहे।

भावप्रकाश—सो काहेतें, जो-कुटुंब दैवी न हतो। तातें कोई सेवक न भयो। और द्रव्य जितनो दैवी हतो, तितनो श्रीठाकुरजी अंगीकार किये। पाछें आसुरी रह्यो, सो आगरे में पठान आयकें गाम लूटे, मारे। तामें कृष्णदास श्रीलाडिलेसजी रहें। इनको द्रव्य सब लूटि गयो।

तब कृष्णदास के मित्र हरजी, मथुरामल्ल हे। सो श्रीआचार्यजी के सेवक हे। तिनके घर कृष्णदास जाइकें रहें। सो मथुरामल्ल तो दिन तीन लों सेवा करि देह छोड़ी। भगवत्प्राप्ति भई। पाछें

---

પછી જીયદાસના બે બેટા હતા. પુરુષોત્તમદાસ, છબીલદાસ. તેમણે કેટલાક દિવસ સેવા કરી. (પરંતુ) આ બે ભાઇને સંતતી ન થઇ.

ભાવપ્રકાશ—કેમકે, જીયદાસની દેહ છુટ્યા પછી બન્ને ભાઇઓએ લૌકિકમાં વ્યવહાર છોડીને શ્રીઠાકુરજીમાં મન લગાડી સેવા કરી.

પછી જ્યારે જાણ્યું, કે હવે દેહ છૂટશે ત્યારે એ બે ભાઇના મામા કૃષ્ણદાસ ચોપડા ક્ષત્રી હતા. તેમના માથે શ્રીલાડલેશજી પધરાવ્યા. તે કૃષ્ણદાસ ચોપડાએ કેટલાક દિવસ સારી રીતે સેવા કરી. પછી એક સમય મહામારી (મહામૃત્યુ, કોલેરા) આવી ત્યારે કૃષ્ણદાસના બધા કુટુંબની દેહ છુટી. કૃષ્ણદાસ પોતે એકલા રહ્યા.

ભાવપ્રકાશ—કેમકે, કુટુંબ દૈવી ન હતુ. તેથી કોઇ સેવક ન થયો. અને દ્રવ્ય જેટલું દૈવી હતું તેટલુ શ્રીઠાકુરજીએ અંગીકાર કર્યું. પછી આસુરી રહ્યુ, તે આગ્રામાં પઠાણ આવીને ગામ લુટયું, માર્યા. તેમાં કૃષ્ણદાસ, શ્રીલાડલેશજી રહ્યા. એમનુ દ્રવ્ય બધું લુંટાઇ ગયું.

ત્યારે કૃષ્ણદાસના મિત્ર હરજી, મથુરામલ્લ હતા. તે શ્રીઆચાર્યજી(ના)સેવક હતા. તેમના ઘરે કૃષ્ણદાસ જઇને રહ્યા. તે મથુરામલ્લે ત્રણ દિવસ સુધી સેવા કરી દેહ છોડી.

हरजी और कृष्णदास मिलि के सेवा करी। पाछें कृष्णदास की देह छूटी, लीला में प्राप्त भये। पाछें हरजी ने डेढ़ बरस लों श्रीलाडलेसजी की सेवा करी। ता पाछें श्रीगुसांईजी के घर श्रीगोकुल पधारे। सो जीयदास श्रीआचार्यजी के ऐसे कृपापात्र भगवदीय हते। इनकी वार्ता को पार नाहीं, सो कहां तांई कहिये। वार्ता ॥१८॥

भावप्रकाश—पाछें हरजी की देह बिगरी सो बड़े श्रीगिरिधरजी के लालजी श्रीदामोदरजी, श्रीमुरलीधरजी, श्रीगोपीनाथजी। इनके घर श्रीगोकुल में श्रीठाकुरजी की सगरी सामग्री वस्त्र–आभूषन सहित पधराइ, विरह करि देह छोड़ी। सो ये छेहों श्रीआचार्यजी के कृपापात्र भगवदीय हे। लीला संबंधी हते, सो एकही जनम में प्रभुकों पाये।

* * *

अब श्रीआचार्यजी महाप्रभुन के सेवक, देवाकपुर क्षत्री, कड़ा में रहते, तिनकी वार्ताको भाव कहत हैं—

भावप्रकाश—देवाकपूर और देवाकपूर की स्त्री दोऊ श्रीजसोदाजी की सखी हैं। देवाकपूर को नाम प्रवीना लीला में, देवाकपूर की स्त्री को नाम लीला में रसलीना है।

---

ભગવત્પ્રાપ્તિ થઇ. પછી હરજી અને કૃષ્ણદાસે મળીને સેવા કરી. પછી કૃષ્ણદાસની દેહ છુટી, લીલામાં પ્રાપ્ત થયા. પછી હરજીએ ડાઢ વર્ષ સુધી શ્રીલાડલેશજીની સેવા કરી. તે પછી શ્રીગુસાંઇજીના ઘર શ્રીગોકુલ પધાર્યા. તે જીયદાસ શ્રીઆચાર્યજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા. એમની વાર્તાનો પાર નહીં, તે ક્યાં સુધી કહીએ? વાર્તા ॥૧૬॥

ભાવપ્રકાશ—પછી હરજીની દેહ બગડી. તે મોટા શ્રીગિરિધરજીના લાલજી શ્રીદામોદરજી, શ્રીમુરલીધરજી, શ્રીગોપીનાથજી એમના ઘરે શ્રીગોકુલમાં શ્રીઠાકુરજીની બધી સામગ્રી વસ્ત્ર–આભૂષણ સહિત પધરાવી, વિરહ કરી દેહ છોડી. તેથી એ છહે શ્રીઆચાર્યજીના કૃપાપાત્ર ભગવદીય હતા. લીલા સંબંધી હતા. તે એક જ જન્મમાં પ્રભુને પામ્યા.

* * *

હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના સેવક, દેવાકપૂર ક્ષત્રી, કડામાં રહેતા, તેમની વાર્તાનો ભાવ કહીએ છીએ—

ભાવપ્રકાશ—દેવાકપૂર અને દેવાકપૂરની સ્ત્રી બન્ને શ્રીયશોદાજીની સખી છે. દેવાકપૂરનું નામ પ્રવીણા લીલામાં છે. દેવાકપૂરની સ્ત્રીનું નામ લીલામાં રસલીના છે.

वार्ता-प्रसंग १—सो देवाकपूर के माथे श्रीआचार्यजी ने श्रीललितत्रिभंगीजी की सेवा पधराये। सो देवाकपूर ने अस्त्री सहित बहोत दिन श्रीललितत्रिभंगीजी की सेवा करी। पाछें देवाकपूर की देह छूटी। तब देवाकपूर की स्त्री ने बहोत दिन सेवा करी। कितनेक दिन पाछें देवाकपूर की स्त्री की देह छूटी। सो तब वाके सगें संबंधीन नें याको अग्नि-संस्कार कियो। ता पाछें घर आइ मंदिर के किंवाड खोलकें बेटान ने देख्यो तो सगरी सामग्री ज्योंकी त्यों स्थित हैं। और श्रीठाकुरजी नाहीं। सैया खाली परी हैं। श्रीठाकुरजी अंतरधान भये। सो काहू कों जानी न परी। ऐसे अंतरधान भये। देवाकपूर के बेटा चारि हते। परि सेवा श्रीठाकुरजी उनतें न कराये।

भावप्रकाश—काहेतें, जदपि नाम श्रीगोपीनाथजी, श्रीगुसांईजी के बडे भाई के पास पाये हते। परंतु लौकिक वैदिक कार्य में आसक्त हते। तातें सेवा श्रीठाकुरजी ने न कराई। और श्रीगोपीनाथजी जिनकों नाम दिये, सो मर्यादामार्गीय भये। ये बलदेवजी मर्यादा रूप हैं। और श्रीललितत्रिभंगीजी श्रीआचार्यजी के सेव्य पुष्टि पुरुषोत्तम, सो संबंध कैसे बनें ? और चारि बेटान के आगें वैष्णव कों सेवा कैसे मिले ? तातें श्रीठाकुरजी अंतरधान व्है गये। पाछें सिंहनंद में एक

---

વાર્તા-પ્રસંગ ૧—તે દેવાકપૂરના માથે શ્રીઆચાર્યજીએ શ્રીલલિતત્રિભંગજીની સેવા પધરાવી. તે દેવાકપૂરે સ્ત્રી સહિત બહુ દિવસ પર્યંત શ્રીલલિતત્રિભંગજીની સેવા કરી, પછી દેવાકપૂરની દેહ છૂટી. ત્યારે દેવાકપૂરની સ્ત્રીએ બહુ દિવસ સેવા કરી. કેટલાક દિવસ પછી દેવાકપૂરની સ્ત્રીની દેહ છુટી. ત્યારે એનાં સગાંસંબંધીઓએ એનો અગ્નિ-સંસ્કાર કર્યો. તે પછી ઘર આવી મંદિરનાં કમાડ ખોલીને પુત્રોએ જોયું, તો સઘળી સામગ્રી જેમની તેમ સ્થિત છે અને શ્રીઠાકુરજી નથી. શૈયા ખાલી પડી છે. શ્રીઠાકુરજી અંતર્ધાન થયા. તે કોઇથી જાણ્યું ન ગયું, એ પ્રકારે અંતર્ધાન થયા. દેવાકપૂરના બેટા ચાર હતા. પરંતુ શ્રીઠાકુરજીએ એમની પાસે સેવા ન કરાવી.

ભાવપ્રકાશ—કેમકે યદ્યપિ (તે સર્વેએ) નામ શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઇજીના મોટા ભાઇ પાસે પામ્યું હતું. પરંતુ લૌકિક વૈદિક કાર્યમાં આસક્ત હતા. તેથી સેવા શ્રીઠાકુરજીએ ન કરાવી. વળી શ્રીગોપીનાથજીએ જેમને નામ દીધુ તે મર્યાદામાર્ગીય થયા. એ બલદેવજી મર્યાદા રૂપ છે. અને શ્રીલલિતત્રિભંગીજી શ્રીઆચાર્યજીના સેવ્ય પુષ્ટિ પુરુષોત્તમ તે સબંધ કેમ બને ? અને ચાર પુત્રોની આગળ વૈષ્ણવોને સેવા કેવી રીતે મળે ? તેથી શ્રીઠાકુરજી અંતર્ધાન થઈ

श्रीगुसांईजी की सेवकनी ब्राह्मणी हती, वाके घर प्रगट व्है सब बात वा ब्राह्मणी सों कही। गोप्यरीति सों बहोत दिन लों सेवा करावे। सो श्रीगुसांईजी की वार्ता के भाव में लिखे हैं। जा प्रकार श्रीगुसांईजी के कुल में पधारे, सो।

सो वह देवाकपूर और देवाकपूर की स्त्री बड़े भगवदीय हे। तातें इनकी वार्ता कहां तांई कहिये। वार्ता ॥१७॥

भावप्रकाश—इनकी वार्ता में यह सिद्धांत जताए, जो-दैवी जीव बिनु श्रीठाकुरजी में स्नेह न होइ। श्रीठाकुरजी सेवा हू न करावें।

※ ※ ※

अब श्रीआचार्यजी महाप्रभुन के सेवक, दिनकर सेठ क्षत्री, प्रयागमें रहते, तिनकी वार्ता को भाव कहत हैं—

भावप्रकाश—ये दिनकर सेठ लीला में भगवद् संबंधिनी सखी श्रीठाकुरजी की है। सो श्रीस्वामिनीजी सों बहोत प्रीति है। श्रीठाकुरजी की वार्ता सब पूछती। इनसों सगरी अपनी प्रीति की बात कहती। सो लीला में इनको नाम "मनआतुरी" है। सदा श्रीस्वामिनीजी की वार्ता सुनि श्रीठाकुरजी सों कहती। दोऊन की वार्ता सुनन में मन आतुर, जो मन रहि न सकतो। सुनिवे

---

ગયા. પછી સિંહનંદમાં એક શ્રીગુસાંઇજીની સેવકની બ્રાહ્મણી હતી તેને ઘરે પ્રકટ થઇ બધી વાત તે બ્રાહ્મણીને કહી. ગોપ્ય રીતિથી ઘણા દિવસ સુધી સેવા કરાવી. તે શ્રીગુસાંઇજીની વાર્તાના ભાવમાં લખ્યું છે. આ પ્રકારે શ્રીગુસાંઇજીના કુલમાં પધાર્યા તે.

તે દેવાકપૂર અને દેવાકપૂરની સ્ત્રી, મહાન ભગવદીય હતાં. તેથી તેમની વાર્તા ક્યાં સુધી કહીએ? વાર્તા ॥ ૧૭ ॥

ભાવપ્રકાશ—એમની વાર્તામાં આ સિદ્ધાંત જતાવ્યો, કે દૈવી જીવ વિના શ્રીઠાકુરજીમાં સ્નેહ ન હોય. શ્રીઠાકુરજી સેવા પણ ન કરાવે. વૈષ્ણવ ॥ ૧૭ ॥

※ ※ ※

હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના સેવક, દિનકર શેઠ ક્ષત્રી, પ્રયાગમાં રહેતા, તેમની વાર્તાનો ભાવ કહીએ છીએ—

ભાવપ્રકાશ—એ દિનકર શેઠ લીલામાં ભગવદ્ સંબંધિની સખી શ્રીઠાકુરજીની છે. એને શ્રીસ્વામિનીજીથી બહુ પ્રીતિ છે. શ્રીઠાકુરજીની વાર્તા બધી પૂછતી. (શ્રીસ્વામિની) એને બધી પોતાની પ્રીતિની વાત કહેતી. લીલામાં એનું નામ 'મનઆતુરી' છે. સદા શ્રીસ્વામિનીજીની વાર્તા સાંભળી શ્રીઠાકુરજીને કહેતી. બન્નેની વાર્તા સાંભળવામાં મન આતુર, જે મન રહી ન શકે. સાંભળવાનું વ્યસન

को व्यसन हतो। तातें श्रीठाकुरजी कों, श्रीस्वामिनीजी कों परम प्रिय हैं। सो दिनकर सेठ प्रयाग में एक बड़ो द्रव्यमान क्षत्री हतो, वाके घर जन्में। सो पांच वरस के भये ता दिन तें श्रीठाकुरजी की कथा-वारता होई, सो सुनन में इनको मन लाग्यो। पाछे वरस दस-बारह के भये। तब गहना-कपड़ा अपुने तथा घर में जो हाथ लगे सो कथा कहेनवारे कों दे आवें। तातें इनके मा-बाप, तीन भाई हते सो सब दिनकर सेठ कों चोर कहते। घर में इनको विश्वास न करतें। सो एक समय दिनकर सेठ के बड़े भाई को ब्याह हतो। तातें इनहूँ कों सुंदर जरी को वागा, चीरा पहराये। आभूषन पहराये। घोरा पर चढ़ाये। बरात में ले चलें। तब दिनकर सेठ के मन में यह आई, जो-आजु भाजिवे को दाब परें तो यह सब कथा कहनवारे कों दे आऊं। सो जब बरात बेटीवारे के द्वारे गई तब सगरे कुटुंबी ब्याह के कार्य में लगें। दिनकर सेठ भाजिके दस-पांच कथा कहनवारे के घर जाइ सगरे आभूषन-वस्त्र बांटि दिये। और कहें, जो-हमारे भाई, पिता, कुटुंबी, काहू सों कहियो मति। पाछें दिनकर सेठ एक धोती पहरे घर में आई बेठे। तब माता ने पूछी, आभूषन वस्त्र कहां है? पाछें पिता ढूंढत ढूंढत आइ के दिनकर सेठ कों

---

હતું. તેથી શ્રીઠાકુરજીને શ્રીસ્વામિનીજીને પરમપ્રિય છે. તે દિનકર શેઠ પ્રયાગમાં એક મોટા દ્રવ્યપાત્ર ક્ષત્રી હતા, તેના ઘરે જન્મ્યા. તે પાંચ વર્ષના થયા તે દિવસથી શ્રીઠાકુરજીની કથા વાર્તા (જ્યાં) થાય તે સાંભળવામાં એમનું મન લાગ્યુ. પછી વર્ષ દશ-બારના થયા, ત્યારે ઘરેણાં, કપડાં પોતાનાં તથા ઘરમાં જે હાથ લાગે તે કથા કહેવાવાળાને દઈ આવે. તેથી એમનાં મા-બાપ (તથા) ત્રણ ભાઈ હતા તે બધા દિનકર શેઠને ચોર કહેતા. ઘરમાં એનો વિશ્વાસ ન કરતા. તે એક સમય દિનકર શેઠના મોટા ભાઈનું લગ્ન હતું. તેથી એને પણ સુંદર જરીનો વાઘો, (વસ્ત્ર) ચીરો (લહેરીયાદાર પાઘ) પહેરાવ્યાં. આભૂષણ પહેરાવ્યાં. ઘોડા ઉપર ચઢાવ્યા. જાનમાં લઈ ચાલ્યા. ત્યારે દિનકર શેઠના મનમાં એ આવ્યુ, કે આજ ભાગવાનો દાવ પડે તો આ બધું કથા કહેવાવાળાને આપી આવું. પછી જ્યારે જાન બેટીવાળાના દ્વારે ગઇ ત્યારે બધા કુટુંબી લગ્નના કાર્યમાં લાગ્યા. દિનકર શેઠ ભાગીને દશ-પાંચ કથા કહેવાવાળાના ઘરે જઇ (તેમને) બધાં આભૂષણ-વસ્ત્ર વાંટી આપ્યાં. અને કહ્યુ, કે અમારા ભાઈ-પિતા, કુટુંબી કોઇને કહેશો નહીં. પછી દિનકર શેઠ એક ધોતી પહેરી ઘરમાં આવી બેઠા. ત્યારે માતાએ પૂછ્યું, આભૂષણ વસ્ત્ર ક્યાં છે? પછી પિતા ખોળતા ખોળતા આવીને દિનકર

वहोत मारयो। तीन दिन लों कोठा में मूंदि राखें। परंतु दिनकर सेठ बोले नाहीं। कछू न बताये। तब पिता, भाई हार मानि कें बैठि रहें। दिनकर सेठ सगरे दिन कथा वार्ता सुनें। जहां जाइ तहां श्रोता वक्ता इनकों सेठ कहें। इनकी सराहना करें। और लोगन में ज्ञाति में कुटुंबीन में याकों चोर कहें। सो दिनकर सेठ कहाये। सो सांझ कों घर आवें। तब मा वाप खाइवे कों देइ सो खाँइ। जेसो पहिरवे को देइ सो पहरें। एक वार सांझ कों खाय। कथा कहनवारे के घर कहूँ जागरन होई, भगवद् वार्ता होइ, तहांई सोई रहते। घर में रहन न देते। जो कछू नजर परेगो सो नजर चुकाइ कें ले जाइगो। ज्ञाति में चोर कहाये। तातें इनको व्याह न भयो। ऐसे करत माता-पिता रहें तवलों खानपान चल्यो गयो। पाछे माता-पिता मरे। तब भाई सों न बने। तब दिनकर सेठ ने विचार्यो। अब यह गॉव छोड़िये तो आछो। सो प्रातःकाल त्रिवेनी न्हाइवे कों घाट पर दिनकर सेठ आये। और श्रीआचार्यजी नें अड़ेल तें कृष्णदास मेघन सों कह्यो, जो-सहर में जाई खांड दोइ-चारि रुपैया की ले आउ। सो कृष्णदास मेघन त्रिवेनी में आये। दोऊ अस्नान करत हे। तब दिनकर सेठ नें कही, तुम

---

શેઠને બહુ માર્યો. ત્રણ દિવસ સુધી કોઠામાં મૂદી રાખ્યો. પરંતુ દિનકર શેઠ બોલ્યા નહીં. કંઈ ન બતાવ્યું. ત્યારે પિતા-ભાઇ હાર માનીને બેસી રહ્યા. દિનકર શેઠ આખો દિવસ કથા-વાર્તા સાંભળે. જ્યાં જાય ત્યાં શ્રોતા,વક્તા એમને શેઠ કહે. એમની વડાઇ કરે. અને લોકોમાં, જ્ઞાતિમાં, કુટુંબીઓમાં એને ચોર કહે. તે દિનકર શેઠ કહેવાયા. તે સાંજે ઘર આવે. ત્યારે મા-બાપ ખાવાનું દે તે ખાય. જેવું પહેરવાનું દે તે(વું) પહેરે. એકવાર સાંજે ખાય. કથા કહેવાવાળાના ઘરે (કે) કોઈ જગે જાગરણ હોય, ભગવદ્‌વાર્તા હોય, (તો) ત્યાંજ સૂઈ રહેતા. (માતા પિતા) ઘરમાં રહેવા ન દે, (કેમ ?) જે (જાણે) જો નજરે પડશે તો નજર ચુકાવીને લઇ જશે. જ્ઞાતિમાં ચોર કહેવાયા. તેથી એમનું લગન ન થયું. એમ કરતાં માતાપિતા રહ્યાં ત્યાં સુધી ખાનપાન ચાલ્યું ગયું. પછી માતાપિતા મર્યાં. ત્યારે ભાઇથી ન બને। ત્યારે દિનકર શેઠે વિચાર્યું, હવે આ ગામ છોડિએ તો સારૂં. તેથી પ્રાતઃકાલ ત્રિવેણી ન્હાવાને ઘાટ ઉપર દિનકર શેઠ આવ્યા. અને (અહીં) શ્રીઆચાર્યજીએ અડેલથી કૃષ્ણદાસ મેઘનને કહ્યું, કે શહરમાં જઇ ખાંડ બે ચાર રૂપીઆની લઇ આવો. તે કૃષ્ણદાસ મેઘન ત્રિવેણીમાં આવ્યા. બન્ને સ્નાન કરતા હતા. ત્યારે દિનકર શેઠે કહ્યું, તમે કોણ છો ? ત્યારે, કૃષ્ણદાસ પૂછે, તમે

कौन हो ? तब कृष्णदास पूछे, तुम कौन हो ? हम सों पूछो सो तुमकों कछू काम है ? तब दिनकर सेठ ने कही, मोकों यह गाँव छोड़नो है। सो तुमकों परदेसी जानि पूछ्यो। जो–काहू कों भगवद् वार्ता–कथा आवत होइ तो मैं उनके संग जाऊं। मेरे घर में द्रव्य बहोत है। सो माता–पिता हते तबलों निर्वाह भयो। अब तीन भाई हैं, सो मोकों चोर कहि बुरें बचन बोलत हैं। मेरो ब्याह भयो नाहीं। सो ठाकुरने आछी करी। तब कृष्णदास दैवी जानि कहें, तुमकों (कथा) सुनिवे को व्यसन है तो अड़ेल में श्रीआचार्यजी के श्रीमुख की कथा तो एक दिन सुनो। पाछें जहाँ मन होई तहां जैये। तब दिनकर सेठ इतनो सुनत ही उहां ते नाव पर चढ़ि अड़ेल आये। ता समय श्रीआचार्यजी पोढ़ि कें उठे हे। पहर सवा दिन पिछलो हतो। तब दिनकर सेठ नें दंडौत् कियो। तब श्रीआचार्यजी ने कही, आवो दिनकर सेठ! बेठो कथा सुनो। पाछें आपु दसमस्कंध में भ्रमरगीत को व्याख्यान किये। सो दिनकरदास के नैनन सों आंसु के प्रवाह बहें। मन में कहें, हाइ हाइ! इतने दिन मेरे योंई वृथा गये। अब तो इनकी सरनि व्हें सदा इनके पास रहि कथा श्रुति कों पान करों। पाछें कथा व्हे चुकी। तब दिनकर सेठ ने बिनती

---

કોણ છો ? અમને પૂછો છો તે તમારે કંઈ કામ છે ? ત્યારે દિનકર શેઠે કહ્યું, મારે આ ગામ છોડવું છે. તે તમને પરદેશી જાણીને પૂછ્યુ. કે કોઇને ભગવદ્-વાર્તા-કથા આવડતી હોય તો હું એમની સાથે જઉ. મારા ઘરમાં દ્રવ્ય ઘણુ છે. તે માતાપિતા હતાં ત્યાં સુધી નિર્વાહ થયો. હવે ત્રણ ભાઇ છે તે મને ચોર કહી ખોટાં વચન કહે છે. મારૂં લગ્ન થયું નથી. તે ઠાકુરે સારૂં કર્યું. ત્યારે કૃષ્ણદાસ (તેમને) દૈવી જાણીને કહે, તમારે કથા સાંભળવાનુ વ્યસન છે તો અડેલમાં શ્રી-આચાર્યજીના શ્રીમુખની કથા તો એક દિવસ સાંભળો. પછી જ્યાં મન હોય ત્યાં જજો. ત્યારે દિનકર શેઠ એટલું સાંભળીને ત્યાંથી નાવ ઉપર ચઢી અડેલ આવ્યા. તે સમયે શ્રીઆચાર્યજી પોઢીને ઉઠ્યા હતા. પ્રહર સવા દિવસ પાછલો હતો. ત્યારે દિનકર શેઠે દંડવત્ કર્યા. ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યુ, આવો દિનકર શેઠ ! બેસો, કથા સાંભળો. પછી પોતે દશમસ્કંધમાં 'ભ્રમરગીત' ( છે તે )નુ વ્યાખ્યાન કર્યું. તે દિનકરદાસની આંખોમાંથી આંસુનો પ્રવાહ વહ્યો. મનમાં કહે; હાય, હાય, આટલા દિવસ મારા એમ જ વૃથા ગયા. હવે તો એમની શરણે થઇ સદા એમની પાસે રહી કથા–શ્રુતિનું પાન કરૂં. પછી કથા થઇ ચુકી. ત્યારે દિનકર શેઠે વિનતી કરી, મહારાજ ! મને કૃપા કરીને શરણે લો. ત્યારે શ્રીઆચા-

आये, जो–आपु श्रीमुख सों कहे हते तेरे दोई बेटा होइंगे सो भये। पति पांच वरस पाछें मर्‍यो। अब में तीरथ को मिस करि अड़ेल जाइकें श्रीआचार्यजी की सेवकनी होई कृतारथ होउँ। अब मेरे प्रतिबंध तो कोई है नाहीं। तब अपने मनके प्रमानिक कों घर सौंपि, दोऊ बेटान कों घर में राखे। सो द्रव्य बहोत हतो कछुक घर में राख्यो कछुक संग ले तीरथराज प्रयाग न्हाईवे को मिस करि गाड़ी भारें करि गुजरात सों चली। सो कछुक दिन में प्रयाग आई न्हाये। तहां दान पुन्य कछुक करि अड़ेल में आई, श्रीआचार्यजी कों दंडोत करि बिनती कियो। महाराज! आपु कहे सो सब भयो। दोऊ बेटा हू भये, पति हू मर्‍यो। अब मेरे प्रतिबंध कछू नाहिं है। तातें आपु साक्षात पुरुषोत्तम हो। मोकों सरनि लेउ। जन्म सगरो वृथा गयो। तब श्रीआचार्यजी उह बाई कों श्रीजमुनाजीमें न्हवाय नाम निवेदन करायो। और कहे तू भगवद सेवा करि। तब श्रीआचार्यजी सों उह बाई कहें आपु सेवा पधराई देउ। मैं सेवा करों। तब श्रीआचार्यजी कहें प्रयाग में जाई भगवद् स्वरूप ले आवो। तब वह बाई प्रयाग में गई। एक कसेरे के पास श्रीठाकुरजी हते। सो न्योछावरि देकें लाई। तब श्रीआचार्यजी पंचामृत न्हवाई

---

મળીને તેનો સંસ્કાર કર્યો. ત્યારે તે બાઇને શ્રીઆચાર્યજીનાં વચન યાદ આવ્યાં, કે પોતે શ્રીમુખથી કહ્યું હતું, તારે બે પુત્ર થશે, તે થયા. પતિ પાંચ વર્ષ પછી મરચો. હવે હું તીર્થનું બહાનુ કરી અડેલ જઇને શ્રીઆચાર્યજીની સેવકની થઇ કૃતાર્થ થાઉં. હવે મારે પ્રતિબંધ તો કોઈ છે નહીં. ત્યારે પોતાના મનના પ્રમાણિક વ્યક્તિને ઘર સોંપી બન્ને બેટાને ઘરમાં રાખ્યા. તે દ્રવ્ય ઘણુ હતું. થોડુંક ઘરમાં રાખ્યુ, થોડુંક સાથે લઈ તીર્થરાજ પ્રયાગ ન્હાવાનુ બહાનું કરી ગાડી ભાડે કરી ગુજરાતથી ચાલી. પછી કેટલાક દિવસમાં પ્રયાગ આવીને ન્હાઇ. ત્યાં દાન–પુણ્ય કઇક કરી અડેલમાં આવી. શ્રીઆચાર્યજીને દંડવત્ કરી વિનતી કરી, મહારાજ! આપે કહ્યુ તે બધું થયું. બન્ને બેટા પણ થયા. પતિ પણ મર્યો. હવે મારે પ્રતિબંધ કોઇ નથી. તેથી આપ સાક્ષાત્ પુરુષોત્તમ છો, મને શરણે લો. જન્મ બધો વૃથા ગયો. ત્યારે શ્રીઆચાર્યજીએ તે બાઇને શ્રીજમનાજીમાં ન્હવડાવી નામ–નિવેદન કરાવ્યુ. અને કહ્યું તૂ ભગવદ્‌સેવા કર. ત્યારે તે બાઇ શ્રીઆચાર્યજીને કહે, આપ સેવા પધરાવી દો. હું સેવા કરૂં. ત્યારે શ્રીઆચાર્યજી કહે પ્રયાગમાં જઈ ભગવત્સ્વરૂપ લઇ આવો. ત્યારે તે બાઇ પ્રયાગમાં ગઇ. એક કસારાની પાસે શ્રીઠાકુરજી હતા. તે ન્યોછાવર દઇને લઇ આવી. ત્યારે શ્રીઆચાર્યજીએ પંચા-

उह बाई के माथें पधराई दिये। पाछें कछुक दिन श्रीआचार्यजी पास रहि पुष्टि-मार्ग की रीति सब सीखिकें पाछें विदा होइ गुजरात आई। राजसेवा मंडान सों प्रीति पूर्वक (सेवा) करन लागी। कछुक दिन में सानुभावता श्रीठाकुरजी जनावन लागें।

पाछें वाके दोऊ बेटा बड़े भये। नरहरि जोसी और जगन्नाथ जोसी। तब इनसों माता ने कही तुम श्रीआचार्यजी के सेवक अड़ेल जाइकें होई आवो। पाछें भगवद् सेवा करो। और एक यह मोहोर मेरी ओर की भेट करि मेरी दंडौत् करियो। श्रीआचार्यजी कों साक्षात् पुरुषोत्तम जानियो। तब दोउ नरहरि जोसी जगन्नाथ जोसी गुजरात सों चलें। सो लाठी पोली हती बांस की, तामें मोहोर धरि लीनी। सो कछुक दिनमें अड़ेल आइकें पूछे, जो-श्रीवल्लभाचार्यजी कहां है? तब आपु तो पुरुषोत्तमपुरी श्रीजगन्नाथजी के दरसन कों पधारे हते। तब दोई भाई मिलि कें विचार किये, जो-घर जाइंगे तो माता खीजेगी, जो-तुम सेवक भये विना क्यों आये? तातें आपुन तो पुरुषोत्तमपुरी चलिये। सो दोऊ जने चलें सो पुरुषोत्तमपुरी आये। तब पूछें, जो-श्रीआचार्यजी इहां कौन ठौर विराजत हैं? तब एक

---

मृतथी न्हवडावी ते બાઇને માથે પધરાવી દીધા. પછી કેટલાક દિવસ શ્રીઆચાર્યજીની પાસે રહી પુષ્ટિમાર્ગની રીતિ બધી શીખીને પાછી વિદાય થઈ ગુજરાત આવી. રાજસેવા બંધારણથી પ્રીતિપૂર્વક સેવા કરવા લાગી. કેટલાક દિવસમાં શ્રીઠાકુરજી સાનુભાવતા જણાવવા લાગ્યા.

પછી એના બે બેટા મોટા થયા. નરહરિ જોશી અને જગન્નાથ જોશી. ત્યારે તેમને માતાએ કહ્યું, તમે અડેલમાં જઇને શ્રીઆચાર્યજીના સેવક થઇ આવો. પછી ભગવત્સેવા કરો. અને એક આ મોહોર મારી તરફથી ભેટ કરી મારી દંડવત્ કરજો. શ્રીઆચાર્યજીને સાક્ષાત્ પુરુષોત્તમ જાણજો. ત્યારે બન્ને નરહરિ જોશી જગન્નાથ જોશી ગુજરાતથી ચાલ્યા. પછી લાઠી પોલી હતી વાંસની તેમાં મોહોર ધરી લીધી. તે કેટલાક દિવસમાં અડેલ આવીને પૂછ્યું, કે શ્રીવલ્લભાચાર્યજી ક્યાં છે? ત્યારે આપ તો પુરુષોત્તમપુરી શ્રીજગન્નાથરાયજીનાં દર્શને પધાર્યા હતા. ત્યારે બન્ને ભાઇએ મળીને વિચાર કર્યો, કે ઘર જઇશું તો માતા લડશે કે તમે સેવક થયા વિના કેમ આવ્યા? તેથી આપણે તો પુરુષોત્તમપુરી ચાલીએ. તે બન્ને જણા ચાલ્યા. તે પુરુષોત્તમપુરી આવ્યા. ત્યારે પૂછ્યું, કે શ્રીઆચાર્યજી અહીં કઇ જગાએ બિરાજે છે? ત્યારે એક

वैष्णव मिलि गयो। सो बताई दियो। तब दोउ जने आयकें श्रीआचार्यजी के दरसन किये। तब श्रीआचार्यजी दोऊन सों पूछें, जो-तुम्हारी माता आछे हैं। तब दोउ जनें आश्चर्य पायकें चक्रत होइ रहें। जो-हम सों कबहू श्रीआचार्यजी को मिलाप भयो नाहीं। सो माता नें कही, साक्षात् भगवान श्रीआचार्यजी हैं सो ठीक है। पाछे दोऊ भाई कहे, महाराज! आपकी कृपा तें आछे हैं। तब श्रीआचार्यजी कहें, तुम श्रीजगन्नाथजी के दरसन करि आये? तब दोऊ भाई नें कही, महाराज! अबहि तो हम दरसन नाहीं किये। सूधे आइकें आपुके पास चले आये हैं। तब श्रीआचार्यजी ने कही, जाउ दरसन करि आवो। तब दोउ भाई आइ श्रीजगन्नाथजी के दरसन किये। सो तहां श्रीआचार्यजी के श्रीजगन्नाथराइजी के पास ठाढ़े दरसन भये। तब दोऊ भाई कहें, हम तो घर दरसन करें, कदाचित दूसरो मारग होइगो ता मारग पधारे होंइगे। तब उहां ते दोउ भाई दौरे, श्रीआचार्यजी के पास आई देखें, तो श्रीआचार्यजी बिराजे हैं। तब चक्रत होइ के देखन लगे। तब श्रीआचार्यजी पूछे, जो-श्रीजगन्नाथरायजी के दरसन करि आये? तब दोउजनें कहें, हां महाराज! दोऊ जने दरसन करि आये। तब श्रीआचार्यजी कहे, तुम्हारे मन को संदेह

---

વૈષ્ણવ મળી ગયો તેણે બતાવી દીધું. ત્યારે બન્ને જણાએ આવીને શ્રીઆચાર્યજીનાં દર્શન કર્યાં. ત્યારે શ્રીઆચાર્યજીએ બન્નેને પૂછ્યું, કે તમારી માતા સારી છે? ત્યારે બન્ને જણા આશ્ચર્ય પામીને ચકિત થઈ રહ્યા, કે અમારાથી કદીય શ્રીઆચાર્યજીનો મેળાપ થયો નથી. તેથી માતાએ કહ્યું સાક્ષાત્ ભગવાન શ્રીઆચાર્યજી છે તે ઠીક છે. પછી બન્ને ભાઇ કહે, મહારાજ! આપની કૃપાથી સારી છે. ત્યારે શ્રીઆચાર્યજી કહે, તમે શ્રીજગન્નાથજીનાં દર્શન કરી આવ્યા? ત્યારે બન્ને ભાઇએ કહ્યુ, મહારાજ! હજુ તો અમે દર્શન નથી કર્યાં. સીધા આવીને આપની પાસે ચાલ્યા આવ્યા છીએ. ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, જાવ, દર્શન કરી આવો. ત્યારે બન્ને ભાઇએ આવી શ્રીજગન્નાથજીનાં દર્શન કર્યાં. ત્યારે ત્યાં શ્રીઆચાર્યજીનાં શ્રીજગન્નાથરાયજીની પાસે ઉભેલા એવાં દર્શન થયાં. ત્યારે બન્ને ભાઇ કહે, અમે તો ઘર દર્શન કર્યાં. કદાચિત્ બીજો માર્ગ હશે તે માર્ગથી પધાર્યા હશે. ત્યારે ત્યાંથી બન્ને ભાઇ દોડીને શ્રીઆચાર્યજીની પાસે આવીને જુએ તો શ્રીઆચાર્યજી બિરાજ્યા છે. ત્યારે ચકિત થઇને જોવા લાગ્યા. ત્યારે શ્રીઆચાર્યજીએ પૂછ્યું, કે શ્રીજગન્નાથરાયજીનાં દર્શન કરી આવ્યા? ત્યારે બન્ને જણે કહ્યું, હાં મહારાજ! બન્ને જણ દર્શન

निवृत्त भयो ? तब दोऊन विनती करी, महाराज ! हम अज्ञानी हैं, जो-संदेह किये। आपु साक्षात् पुरुषोत्तम हो। तब श्रीआचार्यजी ने कही, हमारी भेंट तिहारी माता नें एक मोहौर पठाई है सो करो।

भावप्रकाश—दोऊ भाई याके लिये मोहौर भेंट न करी हती, जो-ईश्वर होइगें तो मांगि लेइंगे। तब दोउ भाई कों (और हू) विश्वास भयो।

तब मोहौर भेंट धरिकें बिनती किये, महाराज ! हमकों कृपा करिकें सेवक करिये। तब श्रीआचार्यजी दोऊ जनेन सों कहे, जो-जाउ न्हाइ आवो। सो न्हाई आये। पाछें श्रीआचार्यजी ने दोऊ जनेन कों नाम निवेदन कराये। पाछें कितनेक दिन श्रीआचार्यजी के दरसन किये। पाछें विदा होईकें दोऊ भाई चलें। सो खेराळू गाम में अपने घर आई माता सों सब प्रकार कहे। जो-हम अज्ञानी हैं। परि अपुनो माहात्म्य श्रीआचार्यजी हमकों दिखाइ हमारो संदेह निवृत्त किये। तब माताने कही मैं तुमसों पहले ही कही हती, जो-श्रीआचार्यजी पूरन पुरुषोत्तम हैं। यामें संदेह क्यों किये ?

भावप्रकाश—श्रीआचार्यजी दोऊ भाई कों माहात्म्य यातें दिखाये, जो-सरल सुभाई के मुग्ध वैष्णव हैं। सो कोई और मारग को माहात्म्य देखें तथा

---

करी આવ્યા. ત્યારે શ્રીઆચાર્યજી કહે, તમારા મનનો સંદેહ નિવૃત્ત થયો ? ત્યારે બન્નેયે વિનતી કરી, મહારાજ ! અમે અજ્ઞાની છીએ કે સંદેહ કર્યો. આપ સાક્ષાત પુરુષોત્તમ છો. ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું, અમારી ભેટ તમારી માતાએ એક મોહોર મોકલી છે તે કરો.

ભાવપ્રકાશ—બન્ને ભાઇએ મહોર એ માટે ભેટ ન કરી હતી કે ઈશ્વર હશે તો માંગી લેશે. ત્યારે બન્ને ભાઇને (વધારે) વિશ્વાસ થયો.

ત્યારે મોહોર ભેટ ધરીને વિનંતી કરી, મહારાજ ! અમને કૃપા કરીને સેવક કરીએ. ત્યારે શ્રીઆચાર્યજી બન્ને જણાને કહે, કે જાવ, ન્હાય આવો. ત્યારે ન્હાઈ આવ્યા. પછી શ્રીઆચાર્યજીએ બન્ને જણાને નામ-નિવેદન કરાવ્યું. પછી કેટલાક દિવસ પર્યંત શ્રીઆચાર્યજીનાં દર્શન કર્યાં. પછી વિદાય થઇને બન્ને ભાઇ ચાલ્યા, તે ખેરાળુ ગામમા પોતાના ઘરે આવી માતાને બધો પ્રકાર કહ્યો, કે અમે અજ્ઞાની છીએ. પરંતુ પોતાનું માહાત્મ્ય શ્રીઆચાર્યજીએ અમને દેખાડી અમારો સંદેહ નિવૃત્ત કર્યો. ત્યારે માતાએ કહ્યું, મેં તમને પહેલાં જ કહ્યું હતું કે શ્રીઆચાર્યજી પૂર્ણ પુરુષોત્તમ છે. એમાં સંદેહ કેમ કર્યો ?

ભાવપ્રકાશ—શ્રીઆચાર્યજીએ બન્ને ભાઇને માહાત્મ્ય એથી દેખાડ્યું.

कछू चेतक काहू को देखें तो भटकें नाहीं। काहेतें, श्रीआचार्यजी को माहात्म्य हृदै में दृढ़ भयो। अब इनकों लौकिक वैदिक सब तुच्छ लागन लाग्यो। यह दृढ़ता के लिये इतनो माहात्म्य दिखाये।

**पाछें माता की आज्ञा प्रमान सेवा करन लागें। सो माता ऐसी श्रीआचार्यजी की कृपापात्र भगवदीय हती। तातें इनकी बार्ता कहां तांई कहिये।**

※ ※ ※

अब श्रीआचार्यजी महाप्रभुन के सेवक, नरहरि जोसी, जगन्नाथ जोसी के भाई बड़े, तिनकी वार्ता को भाव कहत हैं—

**भावप्रकाश**—इनको लीला को अलौकिक स्वरूप उपर इनकी माता की वार्ता में कहि आये हैं।

वार्ता-प्रसंग १—**सो नरहरि जोसी एक समें श्रीजगन्नाथराय-जी के दरसन के मिस पुरुषोत्तमपुरी श्रीआचार्यजी के दरसन अर्थ चले। सो जब पटना तें आगें कों चले, सो मजलि जाइ उतरे। सो न्हाय कें सामग्री रोटी दारि किये। श्रीठाकुरजी कों भोग धरे। ता समें एक रूख परतें एक बरस दसको बालक परम सुंदर नरहरि जोसी**

---

કે સરલ સ્વભાવના મુગ્ધ વૈષ્ણવો છે. તે કોઇ બીજા માર્ગનુ માહાત્મ્ય જુએ તથા કઇ ચેટક કોઇનુ દેખે તો ભટકે નહી. કેમકે શ્રીઆચાર્યજીનું માહાત્મ્ય હૃદયમાં દૃઢ થયું. હવે એમને લૌકિક વૈદિક બધું તુચ્છ લાગ્યુ. આ દૃઢતાને માટે આટલું માહાત્મ્ય દેખાડયું.

પછી માતાની આજ્ઞા પ્રમાણે સેવા કરવા લાગ્યા. તેથી માતા એવી શ્રીઆચાર્યજીની કૃપાપાત્ર ભગવદીય હતી. તેથી એમની વાર્તા કયાં સુધી કહીએ ?

※ ※ ※

હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના સેવક, નરહરિ જોશી, જગન્નાથ જોશીના મોટા ભાઇ, તેમની વાર્તાનો ભાવ કહીએ છીએ—

**ભાવપ્રકાશ**—એમનુ લીલાનુ અલૌકિક સ્વરૂપ ઉપર એમની મા ની વાર્તામાં કહી આવ્યા છીએ.

વાર્તા-પ્રસંગ ૧—તે નરહરિ જોશી એક સમયે શ્રીજગન્નાથરાયજીનાં દર્શનના બહાને પુરુષોત્તમપુરી શ્રીઆચાર્યજીના દર્શન માટે ચાલ્યા. પછી જ્યારે પટનાથી આગળ ચાલ્યા. ત્યારે મજલ જઇ ઉતર્યા. પછી ન્હાઇને સામગ્રી રોટલી દાળ કરી. શ્રીઠાકુરજીને ભોગ ધર્યો. તે સમયે એક ઝાડ ઉપરથી એક વર્ષ દશનો બાળક પરમ-

के आगें आइ हाथ पसारि कें मांग्यो। तब नरहरि जोसी आश्चर्य पाये, जो–यह कौन हैं? पाछें भोग सराय कें चुपरी दोई रोटी ऊपर दारि धरि कें उह बालक के हाथ पर दिये। तब उह बालक उहि रूख पर चढ़ि गयो। सो अंतर्धान ह्वै गयो। सो फेरि नरहरि जोसी देखे तो रूख पर बालक नाहीं है। पाछें दूसरे दिन फेरि मजलि पर जाई उतरे। न्हाई कें रसोई किये भोग धरें। तब फेरि रूख पर तें उह बालक उतर कें नरहरि जोसी के पास आगें आइ हाथ पसारि कें मांग्यो। तब नरहरि जोसी मनमें विचारि कियो, जो–कोऊ छलावा होइ तो देनो नाहीं। यह विचारि कें नरहरि जोसी कछू न दियो। भोग सराई कें गाई को भाग काढ़ि आपु महाप्रसाद लेन बैठें। तब श्रीठाकुरजी बालक भेखसों वैसेही उह रूख पर चढ़ि अंतर्धान होई घरमें जगन्नाथ जोसी सों कहें, मैं नरहरि जोसी पास जाई हाथ पसारि कें काल्हि, आजु मांग्यो। सो काल्हि तो दोई रोटी और दारि दिये। आजु कछू नाहीं दिये। सो फिरि आयो। तब जगन्नाथ जोसी वह महिना वह तिथि लिखि राख्यो, जो–नरहरि जोसी जब आवेंगे तब पूछूंगो। सो नरहरि जोसी पुरुषोत्तमपुरी जाई तहां श्रीआचार्यजी के दरसन करे। पाछें श्रीजगन्नाथरायजी के दरसन

---

सुंदर नरहरि जोशीना आगळ आवी हाथ लांबो करीने मागे. त्यारे नरहरि जोशी आश्चर्य पाम्या, के आ कोण छे? पछी (तेमणे) भोग सरावीने चोपडली बे रोटली उपर दाळ धरीने ते बाळकना हाथमां दीधी. त्यारे ते बाळक तेज झाड उपर चढी गयो. ते अंतर्धान थई गयो. पछी फरी नरहरि जोशी जुए तो झाड उपर बाळक नथी. पछी बीजा दिवसे फरी मजल उपर जई उतर्या. न्हाईने रसोई करी भोग धर्या. त्यारे फरी झाड उपरथी ते बाळक उतरीने नरहरि जोशीनी पासे आगळ आवी हाथ लांबो करीने मांगे. त्यारे नरहरि जोशीए मनमां विचार कर्यो के कोई छळीओ होय तो देवुं नहीं. एम विचारीने नरहरि जोशीए कंई न आप्युं. भोग सरावीने गायनो भाग काढी पोते प्रसाद लेवा बेठा. त्यारे श्रीठाकुरजी बाळक वेषथी तेमज ते झाड उपर चढी अंतर्धान थई घरमां जगन्नाथ जोशीने कहे, में नरहरि जोशी पासे जई हाथ लांबो करीने काले, आजे मांग्युं. ते काल तो बे रोटली अने दाळ आपी. आज कंई न आप्युं. ते पाछो आव्यो. त्यारे जगन्नाथ जोशीए ते महिनो ते तिथि लखी राखी, के नरहरि जोशी ज्यारे आवशे त्यारे पुछीश. पछी नरहरि जोशीए पुरुषोत्तमपुरी जई त्यां श्रीआचार्यजीनां दर्शन कर्यां. पछी जगन्नाथरायजीनां दर्शन

करि कछुक दिन वहां रहि उहां तें चले। सो कछुक दिनमें खेराळू अपने घर आये। तब जगन्नाथ जोसी नें श्रीआचार्यजी के सकल समाचार पूछे। सो नरहरि जोसी नें सब कहे, जो–मायावाद खंडन किये। और भली भांति सों बिराजत हैं। तब जगन्नाथ जोसी ने नरहरि जोसी सों पूछी, जो–फलाने दिन तुम्हारे पास कौन मांगन आयो सो तुम नाहीं दिये? तब नरहरि जोसी कहें, पटना के आगें चल्यो तब पहले दिन एक बरस दस को बालक आई मेरे आगें हाथ पसारि मांग्यो सो दोई रोटी दारि ऊपर धरिकें उह बालक के हाथ दियो। सो उह रूख पर चढ़ि गयो। सो फेरि न दीस्यो। पाछें दूसरी मजलि फेरि रूख पर तें उह बालक आयो। तब मैंने बिचार कियो, जो–उह छलावा होइ तो देनो उचित नाहीं। और जो भगवद् स्वरूप होई तो महाप्रसाद कैसे देउं? यह विचार कें मैं कछू न दियो। तब वह बालक रूख पर चढ़ि अंतर्धान ह्वै गयो। सो या प्रकार मनमें संदेह भयो तब दूसरे दिन नाहीं दियो। तब जगन्नाथ जोसी ने कही, तुम बुरी करी। वे तो श्रीठाकुरजी आपु आई हाथ पसार के मांगे। तुमने नाहीं दियो सो आछी नाहीं करी। और हम तुम प्रथम श्रीआचार्यजी के दरसन कों श्रीजगन्नाथजी गये तब माता

---

કરી થોડાક દિવસ ત્યાં રહી ત્યાંથી ચાલ્યા. તે કેટલાક દિવસમાં ખેરાલુ પોતાના ઘરે આવ્યા. ત્યારે જગન્નાથ જોશીએ શ્રીઆચાર્યજીના સકલ સમાચાર પૂછ્યા. ત્યારે નરહરિ જોશીએ બધું કહ્યું, કે માયાવાદનું ખંડન કર્યું. અને સારી રીતે આપ બિરાજે છે. ત્યારે જગન્નાથ જોશીએ નરહરિ જોશીને પૂછ્યું, કે ફલાણા દિવસે તમારા પાસે કોણ માંગવા આવ્યું હતું ? તે તમે ન આપ્યું ? ત્યારે નરહરિ જોશી કહે, પટનાની આગળ ચાલ્યો ત્યારે પહેલા દિવસે એક વર્ષ દશના બાલકે આવી મારી આગળ હાથ લાંબો કરીને માગ્યું તે બે રોટલી દાળ ઉપર ધરીને તે બાલકના હાથમાં આપી. પછી તે ઝાડ ઉપર ચઢી ગયો. તે ફરી ન દેખાયો. પછી બીજી મજલે ફરી ઝાડ ઉપરથી તે બાલક આવ્યો. ત્યારે મેં વિચાર કર્યો, કે તે છળીઓ હોય તો દેવું ઉચિત નથી. અને જો ભગવદ સ્વરૂપ હોય તો મહાપ્રસાદ કેમ દઉં ? એ વિચારીને મેં કંઇ ન દીધું. ત્યારે તે બાલક ઝાડ ઉપર ચઢી અંતર્ધાન થઇ ગયો. તે આ પ્રકારે મનમાં સંદેહ થયો. ત્યારે જગન્નાથ જોશીએ કહ્યું, તમે ખરાબ કર્યું. તે તો શ્રીઠાકુરજીએ પોતે આવી હાથ લાંબો કરીને માગ્યું (હતું). તમોએ ન આપ્યું તે ઠીક ન કર્યું. અને અમે તમે પ્રથમ શ્રીઆચાર્યજીના દર્શને જગન્નાથરાયજી ગયા ત્યારે માતાએ

नें एक मोहौर भेंट दीनी सो हम छिपाइ राखें। यही संदेह भयो, जो-ईश्वर होइंगे तो श्रीआचार्यजी मांगि लेइंगे। सो मोहौर मांगि लीनी। और श्रीजगन्नाथरायजी के मंदिर में हू दरसन दीनो। और घरहू एक कालावच्छिन्न दरसन दे संदेह मिटाये। सो अपुने ऐसे पुरुषोत्तम श्रीआचार्यजी के सेवक हैं सो छलावा निकट आवे नाहीं। तुम छलावा को संदेह किये सो आछो न किये। श्रीआचार्यजी की कानि तें हमारे तुम्हारे पास श्रीठाकुरजी कृपा करिकें मांगि लेत हैं। तब नरहरि जोसी को संदेह गयो।

भावप्रकाश—यह वार्ता को अभिप्राय यह है, जो-जगन्नाथ जोसी पर सेवक होत ही कृपा भई। सो श्रीठाकुरजी में चित्त लागि गयो। और नरहरि जोसी के मनमें इतनी जोग्यता हती, जो-मैं बड़ो भाई हों, जगन्नाथ जोसी छोटो भाई है। यातें मैं बहोत समुझत हों। तातें नरहरि जोसी कों जदपि श्रीठाकुरजी ने अपनो स्वरूप जतायो, बालक होई रूख पर तें आई मांगे, तउ नरहरि जोसी श्रीठाकुरजी कों जाने नाहीं। तब श्रीठाकुरजी जगन्नाथ जोसी सों कहें। नरहरि जोसी सों न बोले। पाछें जब घर आये तब जगन्नाथ जोसी ने कही, तुम संदेह क्यों कियो? बुरी करी, जो-श्रीठाकुरजी कों न दिये। यह सुनिकें नरहरि जोसी को मान मर्दन

---

એક મોહોર ભેટ આપી તે આપણે છુપાવી રાખી. એ જ સંદેહ થયો કે ઈશ્વર હશે તો માંગી લેશે. અને શ્રીજગન્નાથરાયજીના મંદિરમાં પણ દર્શન આપ્યાં. અને ઘરે પણ એકી સમયે દર્શન દઈ સંદેહ મટાડ્યો. તે આપણે એવા પુરુષોત્તમ શ્રીઆચાર્યજીના સેવક છીએ તે કોઇ છળીઓ નિકટ ન આવે. શ્રીઆચાર્યજીની કાનથી અમારી તમારી પાસેથી ઠાકુરજી કૃપા કરીને માંગી લે છે. ત્યારે નરહરિ જોશીનો સંદેહ ગયો.

ભાવપ્રકાશ—આ વાર્તાનો અભિપ્રાય એ છે, કે જગન્નાથ જોશી ઉપર સેવક થતાં જ કૃપા થઇ. તે શ્રીઠાકુરજીમાં ચિત્ત લાગી ગયું. અને નરહરિ જોશીના મનમાં એટલી યોગ્યતા હતી કે હું મોટો ભાઇ છું. જગન્નાથ જોશી નાનો ભાઈ છે. તેથી હું બહુ સમજું છું. તેથી નરહરિ જોશીને યદ્યપિ શ્રીઠાકુરજીએ પોતાનું સ્વરૂપ જણાવ્યું. બાલક થઇ ઝાડ ઉપરથી આવી માંગ્યા તોપણ નરહરિ જોશીએ શ્રીઠાકુરજીને જાણ્યા નહીં. ત્યારે શ્રીઠાકુરજીએ જગન્નાથ જોશીને કહ્યું. નરહરિ જોશીથી ન બોલ્યા. પછી જ્યારે ઘર આવ્યા ત્યારે જગન્નાથ જોશીએ કહ્યું, તમે સંદેહ કેમ કર્યો? ખોટું કર્યું, કે શ્રીઠાકુરજીને ન આપ્યુ. એ સાંભળીને નરહરિ જોશીનું માન-મર્દન થઇ ગયું, કે મેં શ્રીઠાકુરજીને ન જાણ્યા. જગન્નાથ જોશી

ह्वै गयो, जो–मैं श्रीठाकुरजी कों न जान्यो। जगन्नाथ जोसी बड़े कृपापात्र हैं। या प्रकार अपन कों हीन मानि सेवा किये। ता दिन तें जैसे जगन्नाथ जोसी सों श्रीठाकुरजी सानुभावता जनावते तैसे नरहरि जोसी कों हू सानुभावता जनावन लागे। तातें वैष्णव कों छोटो जानि अपनी योग्यता जाननी नाहीं। अपने तें सगरे वैष्णव कों बड़े जानने। तब श्रीठाकुरजी कृपा करें। यह सिद्धांत प्रगट किये।

वार्ता-प्रसंग २—**और एक समय नरहरि जोसी गुजरात में अलियाना गाम गये। तहां नरहरि जोसी के जजमान हते। उनको नाम महीधर हतो। और महीधर के एक बहनि फूलबाई हती। तिनसों नरहरि जोसी ने कह्यो, तुम श्रीगुसांईजी के सेवक होउ। वैष्णव होऊ तो हमारो तुम्हारो मिलाप रहे। तब महीधर और फूलबाई नें कही, जो–बहोत आछो, श्रीगुसांईजी कों पधरावो। हम सेवक होइंगे। तुम्हारी कृपा तें वैष्णव होइ तो जन्म सुफल होई। या प्रकार प्रसन्न भये।**

भावप्रकाश—काहेतें? दोउ दैवी जीव हैं, लीला में श्रीचंद्रावलीजी की सखी हैं। महीधर को नाम लीला में 'कुरंगाक्षी' है। और फूलबाई को नाम 'चपलानैनी' है। सो ये सुंदर बहोत। नेत्र इनके परम सुंदर हैं। सो इनके मनमें सुंद-

---

મોટા કૃપાપાત્ર છે. આ પ્રકારે પોતાને હીન માની સેવા કરી. તે દિવસથી જેમ જગન્નાથ જોશીને શ્રીઠાકુરજી સાનુભાવતા જણાવતા તેમ નરહરિ જોશીને પણ સાનુભાવતા જણાવવા લાગ્યા. તેથી વૈષ્ણવને નાનો જાણી પોતાની યોગ્યતા જાણવી નહીં. પોતાનાથી બધા વૈષ્ણવોને મોટા જાણવા. ત્યારે શ્રીઠાકુરજી કૃપા કરે. એ સિદ્ધાંત પ્રકટ કર્યો.

વાર્તા-પ્રસંગ ૨—વળી એક સમય નરહરિ જોશી ગુજરાતમાં 'અલિયાણા' ગામ ગયા. ત્યાં નરહરિ જોશીના યજમાન હતા. તેમનું નામ મહીધર હતું. અને મહીધરનાં એક બહેન ફૂલબાઇ હતાં. તેમને નરહરિ જોશીએ કહ્યું, તમે શ્રીગુસાંઇજીનાં સેવક થાવ. વૈષ્ણવ થાવ તો અમારો તમારો મેળાપ રહે. ત્યારે મહીધર અને ફૂલબાઇએ કહ્યું, કે બહુ સારૂં. શ્રીગુસાંઇજીને પધરાવો. અમે સેવક થઈશું. તમારી કૃપાથી વૈષ્ણવ થાય તો જન્મ સફળ થાય. આ પ્રકારે પ્રસન્ન થયા.

ભાવપ્રકાશ—કેમકે, બન્ને દૈવી જીવ છે. લીલામાં શ્રીચંદ્રાવલીજીની સખી છે. મહીધરનું નામ લીલામાં 'કુરંગાક્ષી' છે અને ફૂલબાઇનું નામ 'ચપલાનૈની' છે. તે એ સુંદર બહુજ છે. નેત્ર એનાં પરમ સુંદર છે. તે એમના મનમાં

रता को गर्व भयो। तातें श्रीचंद्रावलीजी के शाप तें भूमि में प्रगटे। सो पूर्व लीला को संबंध है। तातें महीधर को व्याह होत ही स्त्री मरि गई। माता-पिता हू मरि गये। एक महीधर और फूलवाई ये दोउ भेले रहते। पिता के द्रव्य वहोत हतो। सो वैष्णव होन की कही, तव दोउ भाई-बहनि बहोत प्रसन्न भये।

पाछें कहें, श्रीगुसांईजी कों वेगि पधरावो, तब नरहरि जोसी खेरालू में आई श्रीगुसांईजी कों बिनती पत्र लिखे। तामें लिखें, जो-तुम कृपा करिकें गुजरात पधारो तो कितनेक जीवन को कल्यान होई। तब श्रीगुसांईजी पधारे। खेरालू में जगन्नाथ जोसी के घर उतरे। तब नरहरि जोसी अलियाना गाम में जाई महीधर और फूलवाई सों कहें, बधाई है। श्रीगुसांईजी खेरालू गाम में जगन्नाथ जोसी के घर पधारे हैं। तब फूलवाई ने महीधर सों कही, जो-अब कहा करिये? तब फूलबाई तें महीधर ने कही, जो-बहनि! तू चिंता मति करै। रुपैया मोहोर की खिचरी करि श्रीगुसांईजी कों न्यौछावरि करत अपने घर पधराऊंगो।

भावप्रकाश—यामें यह जताये, जो-इतनी न्योछावरि करूंगो तो भेंट की कहा संदेह करति हैं?

---

સુંદરતાનો ગર્વ થયો. તેથી શ્રીચંદ્રાવલીજીના શાપથી ભૂમિમાં પ્રકટયાં. તે પૂર્વ-લીલાનો સંબંધ છે. તેથી મહીધરનું લગ્ન થતાં જ સ્ત્રી મરી ગઇ. માતાપિતા પણ મરી ગયાં. એક મહીધર અને ફૂલબાઇ એ બન્ને ભેગાં રહેતાં. પિતાને દ્રવ્ય ઘણું હતું. તે વૈષ્ણવ થવાનું કહ્યું, ત્યારે બન્ને ભાઇ-બ્હેન બહુ પ્રસન્ન થયાં.

પછી કહે, શ્રીગુસાંઇજીને જલ્દી પધરાવો. ત્યારે નરહરિ જોશીએ ખેરાળુમાં આવી શ્રીગુસાંઇજીને વિનતીપત્ર લખ્યો. તેમાં લખ્યું કે, આપ કૃપા કરીને ગુજરાત પધારો તો કેટલાક જીવોનું કલ્યાણ થાય. ત્યારે શ્રીગુસાંઇજી પધાર્યા. ખેરાળુમાં જગન્નાથ જોશીના ઘરે ઉતર્યા. ત્યારે નરહરિ જોશી અલીયાણા ગામમાં જઇ મહીધર અને ફૂલબાઇને કહે, વધાઇ છે. શ્રીગુસાંઇજી ખેરાળુ ગામમાં જગન્નાથ જોશીના ઘરે પધાર્યા છે. ત્યારે ફૂલબાઇએ મહીધરને કહ્યું, કે હવે શું કરિએ? ત્યારે ફૂલબાઇને મહીધરે કહ્યું, કે બ્હેન! તું ચિંતા ન કર. રૂપૈયા-મ્હોરની ખીચડી કરી શ્રીગુસાંઇજીને ન્યોછાવર કરતાં આપણા ઘરે પધરાવીશ.

ભાવપ્રકાશ—એમાં એ જણાવ્યું, કે એટલી ન્યોછાવર કરીશ તો ભેટનો શો સંદેહ કરે છે?

यह सुनिकें फूलबाई नरहरि जोसी मन में बहोत प्रसन्न भये, जो–महीधर की प्रीति तो आछी है। पाछें खेरालु में आई नरहरि जोसी, महीधर, फूलबाई दंडौत करि बिनती करिकें अलियाना गांम में पधराये। तब श्रीगुसांईजी पधारे। सो महीधर और फूलबाई रुपैया मोहोर की खिचरी करि श्रीगुसांईजी के ऊपर न्यौछावर करत लूटावत अनेक बाजिंत्र गानादिक करत घर में पधराये। पाछें महीधर और फूलबाई कों न्हवाई कें नाम निवेदन करवाये। इनके घर में प्रथम श्रीठाकुरजी हते, सो मर्यादा रीति सों श्रीलालजी की पूजा करतें। सा श्रीठाकुरजी कों श्रीगुसांईजी पंचामृत स्नान कराई पाट बैठारे। महीधर और फूलबाई के माथे पधराये। महीधर और फूलबाई श्रीगुसांईजी कों बहोत भेट करिकें प्रीति सों पांच दिन घर में राखे। पुष्टिमारग की रीति सब सीखें। पाछें श्रीगुसांईजी द्वारका पधारे। तब महीधर फूलबाई नें नरहरि जोसी सों बहोत बिनती किये, जो–तुम्हारी कृपातें हम वैष्णव भये। अब हमारो नयो जन्म भयो। श्रीगुसांईजी कृपा किये।

भावप्रकाश—सों वैष्णव को संग ऐसो है। "आद्रांद्रीं करणत्वं" भींज्यो वस्त्र सूके वस्त्र कों लगें, तो सूको हू भींज्यो होई। तेसे वैष्णव के संग तें

---

એ સાંભળીને ફૂલબાઇ નરહરિ જોશી મનમા બહુ પ્રસન્ન થયાં, કે મહીધરની પ્રીતિ તો સારી છે. પછી ખેરાળુમાં આવી નરહરિ જોશી, મહીધર–ફૂલબાઇ દંડવત્ કરી વિનંતી કરીને અલીયાણા ગામમાં પધરાવ્યા. ત્યારે શ્રીગુસાંઇજી પધર્યા. ત્યારે મહીધર અને ફૂલબાઇ રૂપૈયા મહોરની ખીચડી કરી શ્રીગુસાંઇજીના ઉપર ન્યોછાવર કરતાં કરતાં લૂટાવતા અનેક વાજીંત્ર ગાનાદિક કરતાં ઘરમાં પધરાવ્યા. પછી મહીધર અને ફૂલબાઇને ન્હવડાવીને નામ-નિવેદન કરાવ્યું. એમના ઘરમાં પ્રથમ શ્રીઠાકુરજી હતા તે મર્યાદા રીતિથી શ્રીલાલજીની પૂજા કરતા. તે શ્રીઠાકુરજીને શ્રીગુસાંઇજીએ પંચામૃત સ્નાન કરાવી પાટ બેસાડ્યા. મહીધર અને ફૂલબાઇને માથે પધરાવ્યા. મહીધર અને ફૂલબાઇએ શ્રીગુસાંઇજીને બહુ ભેટ કરીને પ્રીતિથી પાંચ દિન ઘરમાં રાખ્યા. પુષ્ટિમાર્ગની રીતિ બધી શિખ્યાં. પછી શ્રીગુસાંઇજી દ્વારિકા પધાર્યા. ત્યારે મહીધર ફૂલબાઇએ નરહરિ જોશીને બહુ વિનંતી કરી, કે તમારી કૃપાથી અમે વૈષ્ણવ થયાં. હવે અમારો નવો જન્મ થયો. શ્રીગુસાંઇજીએ કૃપા કરી.

ભાવપ્રકાશ—તે વૈષ્ણવનો સંગ એવો છે, 'આર્દ્રાદ્રીં કરણત્વં' ભીંજયો વસ્ત્ર સૂકા વસ્ત્રને લાગે તો સૂકા પણ ભીંજ્યો થાય. તેવી રીતે વૈષ્ણવના સંગથી

वैष्णव होई। जैसें गिरिराज के संग तें पुलिंदी कों भगवद्भाव उत्पन्न भयो। तातें सर्वोपरि तादृशी वैष्णव को संग है।

पाछें नरहरि जोसी, भाई–बहनि सों विदा होइ अपने गाम खेरालु में आये। तब जगन्नाथ जोसी सों नरहरि जोसी ने कही, जो–महीधर और फूलबाई की प्रीति न कही जाई, जो–भले वैष्णव भये। तब जगन्नाथ जोसी कहे, श्रीगुसांईजी जापर कृपा करें सो भगवदीय होंइ यामें कहा कहनो? पाछें सेवा करन लागें।

वार्ता–प्रसंग ३—ता पाछें केतेक दिन में अलियाना गाम में आगि लागी। प्रातःकाल समें नरहरि जोसी खेरालु गाम में बाहिर जाई देह–कृत्य तलाव पर करि, नित्य–कर्म करि, फूल की डलिया में फूल–तुलसी धरि हाथ में लिये घर आवत हते। सो ता समें नरहरि जोसी नें जानी, जो–अलियाना गाम में आगि बहोत लगी है। सो मन में विचारे, जो–अबहिं महीधर, फूलबाई नये वैष्णव भये हैं। सो इनको घर जरेगो तो कहेंगे, जो–हम वैष्णव भये तातें उपद्रव भयो। ऐसो मनमें आवेगो तो इनको धर्म जात रहेगो। बिगार होइगो। यह विचारि आछी धरती देखि तुलसी की डलियां भूमि में धरि

---

વૈષ્ણવ થાય. જેમ શ્રીગિરિરાજના સંગથી પુલંદીઓને ભગવદ્ભાવ ઉત્પન્ન થયો. તેથી તાદશી વૈષ્ણવનો સંગ સર્વોપરિ છે.

પછી નરહરિ જોશી ભાઇ–બ્હેનથી વિદાય થઈ પોતાના ગામ ખેરાળુમાં આવ્યા. ત્યારે જગન્નાથ જોશી આગળ નરહરિ જોશીએ કહ્યું, કે મહીધર અને ફૂલબાઇની પ્રીતિ કહી ન જાય. (એવી) છે, એ સારા વૈષ્ણવ થયા. ત્યારે જગન્નાથ જોશી કહે, શ્રીગુસાંઇજી જેના ઉપર કૃપા કરે એ ભગવદીય હોય એમાં શું કહેવું? પછી સેવા કરવા લાગ્યા.

વાર્તા–પ્રસંગ ૩—તે પછી કેટલાક દિવસમાં અલિયાણા ગામમાં આગ લાગી. પ્રાતઃકાલ સમયે નરહરિ જોશી ખેરાળુ ગામમાં બહાર જઈ દેહ–કૃત્ય તલાવ ઉપર કરી નિત્ય–કર્મ કરી ફૂલના કંડિયામાં ફૂલ–તુલસી ધરી, હાથમાં લઈ ઘર આવતા હતા. તે સમયે નરહરિ જોશીએ જાણ્યું, કે અલીયાણા ગામમાં આગ બહુ લાગી છે. તે મનમાં વિચારે, કે મહીધર–ફૂલબાઈ હમણાં જ નવાં વૈષ્ણવ થયાં છે. તેથી એમનું ઘર બળશે તો કહેશે કે અમે વૈષ્ણવ થયાં તેથી ઉપદ્રવ થયો. એવું મનમાં આવશે તો એમનો ધર્મ જતો રહેશે. બગાડ થશે. એમ વિચારી સારી જમીન જોઈ તુલસીની કંડીયા ભૂમિમાં મૂકી ઝારીથી જલ લઈ આસપાસ કુંડાળી કરી પાણી નાખ્યા કર્યું.

झारी सों जल ले आसपास कुंडाली करि पानि डार्यो किये। जब अलियाना गाम में आगि बूझि जानें, तब महीधर को घर या प्रकार बचाई, पाछें नरहरि जोसी फूल लें, तुलसी लें अपने घर आये। पाछें कितनेक दिन पाछें अलियाना गाम में महीधर के घर नरहरि जोसी गये। तब महीधर और फूलबाई ने नरहरि जोसी सों कह्यो, जो-इहां अग्नि को उपद्रव बहोत भयो हतो। सो श्रीगुसांईजी की कृपा तें हमारो घर बच्यो। वैष्णव भये तातें बचे, नाहीं तो कहा जानिये कहा होतो? तब नरहरि जोसी कहें, श्रीगुसांईजी परम दयाल हैं। वैष्णव की सदा रक्षा छाया करत ही आये हैं। तातें वैष्णव को सदा कल्यान ही हैं। या प्रकार भाई-बहनि को समाधान करिकें पाछें विदा होई खेरालु अपने घर आये। तब दोऊ भाई घर में सेवा सों पहोंचिके बैठें। तब नरहरि जोसी ने जगन्नाथ जोसी सों कह्यो, जो-एक दिन अलियाना गाम में आगि लागी। तब मैं प्रातःकाल तलाब पर तें नित्य-कर्म करि आवत हुतो। सो फूल तुलसी की डलियां मेरे हाथ में हती। सो मैं अलियाना गाम में आगि लागी जानि तुलसी की डलिया भूमि में धरि, झारी सों जल लें तुलसी के आसपास पानि को कुंडाला करि तासों महीधर फूलबाई को घर बचायो। तब नरहरि

---

જ્યારે અલિયાણા ગામમાં આગ બુઝી એમ જાણ્યું, ત્યારે મહીધરનું ઘર એ પ્રકારે બચાવી પછી નરહરિ જોશી ફૂલ લઇ, તુલસી લઇ, પોતાના ઘરે આવ્યા. પછી કેટલાક દિવસ પછી અલીયાણા ગામમાં મહીધરના ઘરે નરહરિ જોશી ગયા. ત્યારે મહીધર અને ફૂલબાઇએ નરહરિ જોશીને કહ્યું, કે અહીં અગ્નિનો ઉપદ્રવ ઘણો થયો હતો. તે શ્રીગુસાંઇજીની કૃપાથી અમારૂં ઘર બચ્યું. નહીં તો શું જાણીએ શું થતું ? ત્યારે નરહરિ જોશી કહે, શ્રીગુસાંઇજી પરમદયાલ છે. વૈષ્ણવની સદા રક્ષા છાયા કરતા જ આવ્યા છે. તેથી વૈષ્ણવનું સદા કલ્યાણ જ છે. આ પ્રકારે ભાઇ-બ્હેનનું સમાધાન કરીને પછી વિદાય થઇ ખેરાળુ પોતાના ઘરે આવ્યા. ત્યારે બન્ને ભાઇ ઘરમાં સેવાથી પહોંચીને બેઠા. ત્યારે નરહરિ જોશીએ જગન્નાથ જોશીને કહ્યું, કે એક દિવસ અલિયાણા ગામમાં આગ લાગી. ત્યારે હું પ્રાતઃકાલ તલાવ ઉપરથી નિત્યકર્મ કરીને આવતો હતો, તે ફૂલ તુલસીની કરંડી મારા હાથમાં હતી. તે મેં અલિયાણા ગામમાં આગ લાગી જાણી ત્યારે તુલસીની કરંડી ભૂમિમાં ધરી ઝારીથી જલ લઇ તુલસીની આસપાસ પાણીનું કુંડાળું કરી તેનાથી મહીધર-ફૂલબાઇનું ઘર બચાવ્યું. ત્યારે નરહરિ જોશીને જગન્નાથ જોશીએ કહ્યું, આટલો હઠ કરીને શ્રીઠાકુરજીને શ્રમ કરાવ્યો

जोसी सों जगन्नाथ जोसी ने कही, इतनो हठ करिकें श्रीठाकुरजी कों श्रम करायो सो उचित नाहीं। यह अपुने मारग की रीति नाहीं है। और आपुन कोन हैं, जो-बचावें ? श्रीठाकुरजी सर्व सामर्थ्य युक्त हैं। सो सब लीला करत हैं। तब नरहरि जोसी ने जगन्नाथ जोसी सों कही, मैं श्रीठाकुरजी सों हठ नाहीं कियो। मेरे मन में यह आई, जो-महीधर फुलबाई अबहि नये वैष्णव भये हैं, जो-इनके घर में अग्नि को उपद्रव होइ तो कहूं इनके मन में यह आवे, जो-हम अबहि वैष्णव भये हैं। अबहि आगि लागी। सो एतन्मार्ग में तें प्रीति घटें। सो इनकों भगवद् प्राप्ति में अंतराइ होई। अब इनकों दृढ़ विश्वास श्रीगुसांईजी में और पुष्टिमारग में भयो, जो-वैष्णव भये तो बचे। यह दृढ़ता के लिये मैं इतनो कियो। और मोकों कछु प्रयोजन नाहीं। तब दोऊ भाई हसि कें चुप ह्वै रहे। सो प्रभु बड़े कौतुकी हैं। इनकी इच्छा तें सब होत हैं। सो ये नरहरि जोसी, जगन्नाथ जोसी और इनकी माता ये तीन्यो बड़े भगवदीय हैं। चाहे सो करें। इनके संग तें महीधर और फुलबाई कों श्रीठाकुरजी में दृढ़ विश्वास भयो। प्रीति सों सेवा करन लागे। पाछें कछुक दिन में श्रीठाकुरजी महीधर फुलबाई सों सानुभावता जनावन लागें। तातें इनकी वार्ता कहां

---

તે ઉચિત નહીં. એ આપણા માર્ગની રીતિ નથી. અને આપણે કોણ જે બચાવીએ ? શ્રીઠાકુરજી સર્વ સામર્થ્યયુક્ત છે. તે બધી લીલા કરે છે. ત્યારે નરહરિ જોશીએ જગન્નાથ જોશીને કહ્યું, મેં શ્રીઠાકુરજીથી હઠ નથી કર્યો. મારા મનમાં એ આવ્યું કે મહીધર ફૂલબાઇ હમણાં જ વૈષ્ણવ થયાં છે. તે હમણાં જ આગ લાગી તેથી આ માર્ગમાંથી પ્રીતિ ઘટે તો એમને ભગવદ્ પ્રાપ્તિમાં અંતરાય થાય. હવે એમનો દૃઢ વિશ્વાસ શ્રીગુસાંઇજીમાં અને પુષ્ટિમાર્ગમાં થયો. કેમ જે વૈષ્ણવ થયા તો બચ્યાં. આ દૃઢતાને માટે મેં આટલું કર્યું. અને મને કંઇ પ્રયોજન નથી. ત્યારે બન્ને ભાઇ હસીને ચૂપ થઇ રહ્યા. કેમ જે પ્રભુ મહા કૌતુકી છે. એમની ઇચ્છાથી બધું થાય છે. એ નરહરિ જોશી, જગન્નાથ જોશી એમની માતા એ ત્રણે ભગવદીય હતાં. ચાહે તે કરે. એમના સંગથી મહીધર અને ફૂલબાઇને શ્રીઠાકુરજીમાં દૃઢ વિશ્વાસ થયો. પ્રીતિથી સેવા કરવા લાગ્યા. પછી કેટલાક દિવસમાં શ્રીઠાકુરજી મહીધર-ફૂલબાઇને સાનુભાવતા જણાવવા લાગ્યા. તેથી એમની વાર્તા ક્યાં સુધી કહીએ ? નરહરિ જોશી, જગન્નાથ જોશી અને એમની માતા મળીને વાર્તા એક જાણવી. ॥ વાર્તા ૩૧ ॥

  

लों कहिये। नरहरि जोसी जगन्नाथ जोसी और इनकी माता मिलि के वार्ता एक जाननी। ॥ वार्ता ३१ ॥

※ ※ ※

अब श्रीआचार्यजी महाप्रभुन के सेवक, राना व्यास सांचोरा ब्राह्मन गोधरा के बासी, तिनकी वार्ताको भाव कहत हैं—

भावप्रकाश—ये राना व्यास लीला में इंदुलेखा श्रीस्वामिनीजी की सखी हैं। सो वाकी सखी "नागवेलिका" इनको नाम हैं। सो बरस बारह के ये राना व्यास भये। तब एक बैरागी को इनकों संग भयो। सो बैरागी चारों धाम फिरि आयो हतो। सो बद्रीकाश्रम की बात, श्रीजगन्नाथरायजी की बात, रंगनाथजी की बात, श्रीरनछोड़जी की बात, माहात्म्य कह्यो। सो राना व्यास अर्द्ध-रात्रि कों उठि चले। सो पहले बद्रीकाश्रम गये। तहां बहोत मारग में दुःख पाये। सो बद्रीनाथजी के दरसन किये। परंतु मन में प्रसन्न न भये, जो–इहां सीत बहोत हैं। और मारग ऐसो है, जो–प्रान जाई। पाछें श्रीजगन्नाथरायजी कों गये। तब दरसन करिकें कछुक प्रसन्न भये। पाछे रोग सों मांदे बहोत परे। सो एक महिना में आछे भये। तब मन में कहें, फेरि मांदो परूंगो तो मरूंगो। तातें उहां तें चलें। सो दक्षिण में आई श्रीरंगनाथजी के दरसन किये। तब मन में कहें, इनको दरसन कैसे करों? चरन के करों तो मुख के न होंइ। मुख के करों तो चरन के न होंइ?

---

હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના સેવક, રાણા વ્યાસ સાંચોરા બ્રાહ્મણ ગોધરાના વાસી, તેમની વાર્તાનો ભાવ કહીએ છીએ—

ભાવપ્રકાશ—એ રાણા વ્યાસ લીલામાં ઇન્દુલેખા શ્રીસ્વામિનીજીની સખી છે. તેની સખી 'નાગવેલીકા' એમનું નામ છે. વર્ષ બારના એ રાણા વ્યાસ થયા. ત્યારે એક વૈરાગીનો એમને સંગ થયો. તે વૈરાગી ચારે ધામ ફરી આવ્યો હતો. તે બદ્રીકાશ્રમની વાત, શ્રીજગન્નાથરાયજીની વાત, શ્રીરંગનાથજીની વાત, શ્રીરણછોડજીની વાત–મહાત્મ્ય કહ્યું. પછી રાણા વ્યાસ અડધી રાત્રે ઉઠીને ચાલ્યા. તે પહેલાં બદ્રીકાશ્રમ ગયા. ત્યાં માર્ગમાં બહુ દુઃખ પામ્યા. ત્યાં બદ્રીકાનાથજીનાં દર્શન કર્યાં. પરંતુ મનમાં પ્રસન્ન ન થયા. કેમ જે અહીં ઠંડ ઘણી છે. અને માર્ગ એવો છે, કે પ્રાણ જાય. પછી શ્રીજગન્નાથરાયજી ગયા. ત્યાં દર્શન કરીને કઇક પ્રસન્ન થયા. પછી રોગથી માંદા ઘણા પડ્યા. તે એક મહિનામાં સારા થયા. ત્યારે મનમાં કહે, ફરી માંદો પડીશ તો મરીશ. તેથી ત્યાંથી ચાલ્યા. તે દક્ષિણમાં આવી રંગનાથજીનાં દર્શન કર્યાં. ત્યારે મનમાં કહે, એમનું દર્શન કેવી રીતે કરૂં? ચરણનાં કરૂં તો

ए वड़े वहोत हैं। तातें अव द्वारिका चलूं। सो द्वारिका आये। सो श्रीरनछोड़जी के दरसन किये। सो चरन छुइवे कों कहें। तव उहां पंड्या नें कही, इतनो द्रव्य खरचो तव चरन छूवों। तव राना व्यास मन में विचारे, जो-इहां ब्रह्मचारी द्रव्य के लिये चरन छूवन देत है। और ठाकुर को द्रव्य ले जाई। तातें इहां हू रहनो उचित नाहीं। काहेतें? जहां चित्त में दोष उपजे उहाँ के रहें कल्यान न होई। विगार होई। यह विचारि द्वारिका सों चले। सो गुजरात में गोधरा अपने घर आये।

सो माता-पिता वहोत वृद्ध भये हते। सो आठ वरस में राना व्यास आये। तव माता-पिता नें कही, वेटा! तू कहां निकसि गयो? घर में रहेतो तो तेरो व्याह करते। अजहू घर में रहो। अपनी ज्ञाति की रीति चलो तो व्याह होई। तव राना व्यास ने कही, मैं तो सदा ब्रह्मचारी रहुंगो। व्याह करिकें कहा नर्क में परों? मैं तो इन्द्रीजीत हों। तव माता-पिता चुप होइ रहे। पाछें माता-पिता की देह छूटी। सो संस्कार करि मन में प्रसन्न भये, जो-वंधन कट्यो। अव मैं चाहुंगो सो करूंगो दस पॉच हजार रुपैया हू हैं। या प्रकार इन्द्रीजीत को अहंकार हतो। द्रव्य को अहंकार भयो। सो मारे गर्व के काहू सों वोले नाहीं, वड़े गाम में सिद्ध कहावतें।

---

મુખનાં ન થાય. મુખનાં કરૂં તો ચરણનાં ન થાય! એ મોટા બહુ છે. તેથી હવે દ્વારકા ચાલુ. તે દ્વારકા આવ્યા. ત્યાં શ્રીરણછોડજીનાં દર્શન કર્યાં. તે ચરણ સ્પર્શનું કહ્યું. ત્યારે ત્યાંના પંડયાએ કહ્યું, આટલું દ્રવ્ય ખર્ચો ત્યારે ચરણ સ્પર્શ કરો. ત્યારે રાણા વ્યાસે મનમાં વિચાર્યું, કે અહીં બ્રહ્મચારી દ્રવ્યને માટે ચરણ સ્પર્શ કરવા દે છે. અને ઠાકુરજીનું દ્રવ્ય લઇ જાય છે તેથી અહી પણ રહેવુ ઉચિત નહીં. કેમકે જ્યાં ચિત્તમાં દોષ ઉપજે ત્યાંના રહેવાથી કલ્યાણ ન થાય. બગાડ થાય. એમ વિચારી દ્વારિકાથી ચાલ્યા. તે ગુજરાતમાં ગોધરા પોતાના ઘરે આવ્યા.

ત્યારે માતા-પિતા બહુ વૃદ્ધ થયા હતા. તે આઠ વર્ષે રાણા વ્યાસ આવ્યા. ત્યારે માતા-પિતાએ કહ્યુ, બેટા! તૂ ક્યાં નિકળી ગયો હતો? ઘરમાં રહેતો તો તારૂં લગ્ન કરતાં. હજુ પણ ઘરમાં રહો. આપણી જ્ઞાતિની રીતિએ ચાલો તો લગ્ન થાય. ત્યારે રાણા વ્યાસે કહ્યું, હુ તો સદા બ્રહ્મચારી રહીશ. લગ્ન કરી શુ નર્કમાં પડું? હું તો ઇન્દ્રિયજીત છું. ત્યારે માતા-પિતા ચુપ થઇ રહ્યા. પછી માતા-પિતાની દેહ છુટી ત્યારે સંસ્કાર કરી મનમાં પ્રસન્ન થયા, કે બંધન છૂટયું. હવે હું ચાહીશ તે કરીશ. દશ-પાંચ હજાર રૂપીઆ પણ છે. આ પ્રકારે ઇન્દ્રીજીતનો અહંકાર હતો. દ્રવ્યનો અહંકાર થયો. તે ગર્વના મારે કોઇથી બોલે નહીં.

और जगन्नाथ जोसी हू राना व्यास पास नाम पायो हतो। पाछें माता के कहें सों जगन्नाथ जोसी श्रीआचार्यजी के सेवक भये। पाछें राना व्यास पढ़े हू कछुक हते। सो मन में आई, जो–या गाम में तो सगरे मूरख हैं। कासी में चलि काहू सों वाद करों। यह अहंकार करि राना व्यास घरतें कछुक द्रव्य लें कासी में बड़े–बड़े पंडित जहां बाद करते तहां गये। तहां हारे सो लाज लागी। तब मन में विचारयो, जो–अर्द्ध रात्रि समें गंगाजी में डूबि मरूंगो। सो संझा समें भूखे ही गंगाजी के तीर हनुमान घाट है तहां जाइ बैठें, कहे, जो–रात्रि होई कोई जाने नाहीं तब गंगाजी में डूबों। तहां श्रीआचार्यजी पधारे। सो एक वैष्णव नें श्रीआचार्यजी सों पूछी, जो–महाराज ! गंगाजी में डूब मरें ताकों कछू फल गंगाजी देई ? तब श्रीआचार्यजी कहें, जो–अहंकार करिकें काहूसों लरिकें डूबे को फल नाहीं। सर्प की जोनि पावें। आत्महत्या लागें। महादुष्ट होंइ, जो–ऐसे मरें। रोग सों ग्रसित होई। दैन्यता पूर्वक संन्यास लेई डूबे तो कछू फल मिलें, जो–मरति बेर ठाकुर में मन रहे तो। नाहीं तो दुर्गति होई। यह बात सुनतहि राना व्यास ने जानी, जो–ये महापुरुष हैं। यों जानि आइकें श्रीआचार्यजी सों बिनती करी, जो–महाराज ! भली भई,

---

ગામમાં મોટા સિદ્ધ કહેવડાવતા. જગન્નાથ જોશીએ પણ રાણા વ્યાસ પાસે નામ પામ્યુ હતું. પછી માતાના કહેવાથી જગન્નાથ જોશી શ્રીઆચાર્યજીના સેવક થયા. પછી રાણા વ્યાસ થોડું ભણ્યા પણ હતા. તે મનમાં આવ્યુ કે આ ગામમાં તો બધા મૂરખ છે. કાશીમાં જઇ કોઇથી વાદ કરૂં. તે અહંકાર કરી રાણા વ્યાસ ઘરથી થોડું દ્રવ્ય લઇ કાશીમાં મોટા મોટા પંડિતો જ્યાં વાદ કરતા ત્યાં ગયા. ત્યાં હાર્યા. ત્યારે લાજ લાગી. ત્યારે મનમાં વિચાર્યું કે અડધી રાત્રિએ ગંગાજીમાં ડુબી મરીશ. તે સંઝાસમે ભૂખ્યા જ ગંગાજીના કિનારે હનુમાનઘાટ છે ત્યાં જઇ બેઠા. કહે, જે રાત્રિ થાય, કોઇ જાણે નહી ત્યારે ગંગાજીમાં બૂડું. ત્યાં શ્રીઆચાર્યજી પધાર્યા. ત્યારે એક વૈષ્ણવે શ્રીઆચાર્યજીને પૂછ્યું, કે મહારાજ ! ગંગાજીમાં ડૂબી મરે તેનુ કંઈ ફલ ગંગાજી આપે ? ત્યારે શ્રીઆચાર્યજી કહે, કે અહંકાર કરીને, કોઇનાથી લડીને ડુબે તો ફલ નહીં. સર્પ યોની પામે. આત્મહત્યા લાગે. મહાદુષ્ટ થાય. જો એમ મરે. રોગથી ગ્રસિત થાય, દીનતાપૂર્વક સન્યાસ લઈ ડૂબે તો કંઇ ફલ મળે. જો મરતી સમયે ઠાકુરમાં મન રહે તો. નહી તો દુર્ગતી થાય. એ વાત સાંભળતાં જ રાણા વ્યાસે જાણ્યું, કે એ મહાપુરુષ છે. એમ જાણીને શ્રીઆચાર્યજીને વિનંતી કરી, કે મહારાજ ! ભલી થઇ જે આ વૈષ્ણવે વાત પૂછી.

जो—यह वैष्णव नें बात पूछी। मैं गंगाजी में डूबन अर्थ भूखौ सवेरेसे बैठो हूं। सो अर्द्ध रात्रि जाई तब डूबूं। परंतु अब मेरो उद्धार होइ सो प्रकार बतावो। आपुकी सरनि हों। तब श्रीआचार्यजी कहें, तुमहू तो नाम देत हो? स्वामि कहावत हो, अपने कों बहोत योग्य मानत हो। सो सेवक होन की बात क्यों कहत हो? तब राना व्यास विनती करी, महाराज! अहंकार तो बहोत हतो परंतु कासी में जहां जहां पंडितन सों वाद कियो तहां तहां हारयो। तातें गंगाजी में डूबन कों ठाढ़ो हों। सो मेरे भागि में कछू आछो होनहार है, जो—या समय आपुको दरसन भयो। सो मैं बहोत दीन हों, अनाथ हों। सो आपु मो पर कृपा करो। तब श्री-आचार्यजी राना व्यास सों कहें, जो, जा, गंगाजी में न्हाइ आव। तब राना व्यास गंगाजी में न्हाइ आये। तब श्रीआचार्यजी नाम सुनाइ ब्रह्मसंबंध कराये। और आज्ञा दिये, अब जहां पंडितन सों हारे हो तहां तहां जाईकें सगरे वाद करिकें जीति आवोगे। पाछें रात्रि कों राना व्यास रसोइ करि भोग धरिकें महाप्रसाद लिये। मन में आनंद भयो। पाछें प्रातःकाल न्हाइ के श्रीआचार्यजी कों दंडोत कियो। तब श्रीआचार्यजी चतुःश्लोकी सिखाय कहें, जो—जा, पंडितन सों वाद करि आव। सो सगरे पंडितन कों एक ही वचन में जीते। श्रीआचार्यजी के प्रमेय बल प्रताप

---

हुं गंगाजीमां डूबवा माटे भूख्यो सवारथी बेठो छुं. जे अर्धरात्रि जाय त्यारे डुबुं. परंतु हवे मारो उद्धार होय ते प्रकार बतावो. आपनी शरण छुं. त्यारे श्रीआ-चार्यजी कहे, तमे पण नाम आपो छो. स्वामि कहेवाव छो—पोताने बहु योग्य मानो छो. पछी सेवक थवानी वात केम करो छो? त्यारे राणा व्यासे विनंती करी, महाराज! अहंकार तो घणो हतो परंतु काशीमां ज्यां ज्यां पंडितोथी वाद कर्यो त्यां त्यां हार्यो. त्यारे गंगाजीमां डूबवाने उभो छु. मारा भाग्यमां कइ सारुं थवानुं छे ते आ समये आपनुं दर्शन थयुं. हुं बहु दीन छुं, अनाथ छुं तेथी आप मारा उपर कृपा करो. त्यारे श्रीआचार्यजीए राणा व्यासने कह्युं, के जा, तू गंगाजीमां न्हाइ आव. त्यारे राणा व्यास गंगाजीमां न्हाइ आव्या. त्यारे श्रीआ-चार्यजीए नाम संभळावी ब्रह्मसंबंध कराव्युं. अने आज्ञा आपी के हवे ज्यां-ज्यां पंडितोथी हार्यो छे त्यां-त्यां जइने बधे वाद करीने जीती आवीश. पछी रात्रिए राणाव्यासे रसोइ करी भोग धरीने महाप्रसाद लीधो. मनमां आनंद थयो. पछी प्रातःकाळ न्हाइने श्रीआचार्यजीने दंडवत् कर्या त्यारे श्रीआचार्यजीए 'चतुश्लोकी' शिखावी. पछी कह्युं, के जा, पंडितोथी वाद करी आव. त्यारे

तें। पाछें तीसरे पहर आय श्रीआचार्यजी कों दंडोत करि बिनती कियो। तब श्रीआचार्यजी कहें, पंडित तो जीते परंतु अहंकार मति करियो। अहंकार जा वस्तु को करयो सोई वस्तु को नास होइगो। तब राना व्यास ने बिनती करी, महाराज! अब अहंकार न करूंगो, अहंकार करि बहोत दुःख पायो। अब ऐसी कृपा करो, जो—कछु भगवद् अनुग्रह होई। मेरो जनम ऐसोई बीत्यो भटकतें। तब श्रीआचार्यजी कहें, कहूँ तें भगवद् स्वरूप ले आवो। तब राना व्यास बजार में जाई एक लालजी को स्वरूप न्यौछावर दे कें ले आये। तब श्रीआचार्यजी पंचामृत स्नान कराइ राना व्यास के माथें पधराई कहें, अब तू बहोत भटक्यो। परंतु अब घर में जाई मन लगाई कें भगवद् सेवा करो। तब राना व्यास श्रीआचार्यजी कों दंडोत करि विदा होई अपने घर आये। पाछें सेवा करन लागें।

**वार्ता-प्रसंग १—सो प्रथम जगन्नाथ जोसी राना व्यास के पास नाम पाये हते। सो जब जगन्नाथ जोसी सुनें, जो—राना व्यास श्रीआचार्यजी के सेवक ह्वै आये, तब जगन्नाथ जोसी गोधरा आये। राना व्यास सों मिले। सो दोऊ जनें बहोत प्रसन्न भये। पाछें राना व्यास के पास जगन्नाथ जोसी बहोत रहते।**

---

સઘળા પંડિતોને એક જ વચનમાં જીત્યા. શ્રીઆચાર્યજીના પ્રમેય—બલ પ્રતાપથી પછી ત્રીજા પ્રહરે આવીને શ્રીઆચાર્યજીને દંડવત્ કરી વિનંતી કરી. ત્યારે શ્રીઆચાર્યજી કહે, પંડિત તો જીત્યા પરંતુ અહંકાર ન કરીશ. અહંકાર જે વસ્તુનો કર્યો તેજ વસ્તુનો નાશ થશે. ત્યારે રાણા વ્યાસે વિનંતી કરી, જે મહારાજ! હવે અહંકાર નહી કરૂં. અહંકાર કરી બહુ દુઃખ પામ્યો. હવે એવી કૃપા કરો કે કંઇ ભગવદ્ અનુગ્રહ થાય. મારો જન્મ એમ જ ભટકતાં વીત્યો. ત્યારે શ્રીઆચાર્યજી કહે, કંઈથી ભગવત્સ્વરૂપ લઇ આવો. ત્યારે રાણાવ્યાસે બજારમાં આવી એક લાલજીનું સ્વરૂપ ન્યોછાવર દઇને લઈ આવ્યા, ત્યારે શ્રીઆચાર્યજીએ પંચામૃત સ્નાન કરાવી રાણા વ્યાસને માથે પધરાવી કહ્યું, હવે તૂ ઘણું ભટક્યો. પરંતુ હવે ઘરમાં જઇ મન લગાવીને ભગવદ્સેવા કરો. ત્યારે રાણા વ્યાસ શ્રીઆચાર્યજીને દંડવત્ કરી વિદાય થઈ પોતાના ઘરે આવ્યા. પછી સેવા કરવા લાગ્યા.

વાર્તા—પ્રસંગ ૧—પહેલાં જગન્નાથ જોશી રાણા વ્યાસ પાસે નામ પામ્યા હતા. પછી જ્યારે જગન્નાથ જોશીએ સાંભળ્યું, કે રાણા વ્યાસ શ્રીઆચાર્યજીના સેવક થઈ આવ્યા. ત્યારે જગન્નાથ જોશી ગોધરા આવ્યા, રાણા વ્યાસને મળ્યા. પછી બન્ને જણા બહુ પ્રસન્ન થયા. પછી રાણા વ્યાસની પાસે જગન્નાથ જોશી ઘણું રહેતા.

भावप्रकाश—सो राना व्यास के मनमें पंडिताई को अहंकार तो दूरि भयो । परंतु इंद्रीजीत को अहंकार हतो । सो श्रीठाकुरजी ने यह अहंकार दूरि करिवे के लिये एक कौतुक रच्यो ।

सो भगवद् इच्छा तें गोधरा की देसायनि सों राना व्यास को संग भयो। सो बात काहूने राना व्यास की दरबार में कही। सो वह हाकिम के प्यादे राना व्यास कों लैन आये । तब जगन्नाथ जोसी नें राना व्यास कों और देसायनि कों और गाम भजाई दिये। और राना व्यास के घरमें जगन्नाथ जोसी रहे । भगवद् सेवा करि राजभोग सों पहोंचे। इतने में हाकिम के प्यादे आये। सो कहे, राना व्यास कहां हैं ? तब जगन्नाथ जोसी नें कही, कहा काम है? तब प्यादे कहें, राना व्यास ने अन्याव कियो है सो हाकिम पास ले जाइंगे। तब जगन्नाथ जोसी ने कही, राना व्यास तो कहूं गये हैं। चलो मैं हाकिम कों उत्तर दे आऊं। तब प्यादे जगन्नाथ जोसी कों लिवाइ जाय हाकिम आगें ठाढ़े किये । तब हाकिम ने कही, जो-राना व्यास कहां है, उनकों लावो ? राना व्यास ने पराई स्त्री सों अन्याव कियो है । इनकों क्यों न लाये ? ये तो जगन्नाथ जोसी हैं । इनकों तो नीके जानत हों ।

---

ભાવપ્રકાશ—રાણા વ્યાસના મનમાં પંડિતાઇનો અહંકાર (હતો) તે તો દૂર થયો. પરંતુ ઇંદ્રિયજીતનો અહંકાર (બાકી) હતો. તેથી શ્રીઠાકુરજીએ એ અહંકાર દૂર કરવાને માટે એક કૌતુક રચ્યું

તે ભગવદ્ ઇચ્છાથી ગોધરાની દેસાઇયણથી રાણા વ્યાસનો સંગ થયો. તે વાત કોઇએ રાણા વ્યાસની રાજદ્વારમાં કહી. તેથી તે હાકેમના સિપાઇઓ રાણા વ્યાસને લેવાને આવ્યા. ત્યારે જગન્નાથ જોશીએ રાણા વ્યાસને તથા દેસાઇયણને બીજા ગામ ભગાડી દીધાં. અને રાણા વ્યાસના ઘરમાં જગન્નાથ જોશી રહ્યા. ભગવદ્સેવા કરી રાજભોગથી પહોંચ્યા. એટલામાં હાકેમના સિપાઇઓ આવ્યા. તે કહે, રાણા વ્યાસ ક્યાં છે ? ત્યારે જગન્નાથ જોશીએ કહ્યું, શું કામ છે ? ત્યારે સિપાઇઓ કહે, રાણા વ્યાસે અન્યાય કર્યો છે. તેથી હાકેમ પાસે લઇ જઇશું. ત્યારે જગન્નાથ જોશીએ કહ્યું, કે રાણા વ્યાસ તો કંઇ બહાર ગયા છે. ચાલો, હું હાકેમને ઉત્તર દઈ આવું. ત્યારે સિપાઇઓએ જગન્નાથ જોશીને લઈ જઈ હાકેમ આગળ ઉભા રાખ્યા. ત્યારે હાકેમે કહ્યુ, કે રાણા વ્યાસ ક્યાં છે ? એમને લાવો. રાણા વ્યાસે બીજાની સ્ત્રી સાથે અન્યાય કર્યો છે. એમને કેમ ન લાવ્યા ? આ તો જગન્નાથ જોશી છે ? એમને તો સારી રીતે જાણું છું. જેનું નામ જગન્નનાથ જોશી તે કદીયે અન્યાય ન કરે. તેથી

जो-जाको नाम जगन्नाथ जोसी सो कबहू अन्याव न करें। तातें राना व्यास ने अन्याव कियो है सो राना व्यास कों ले आवो। तब जगन्नाथ जोसी नें कही, जो-तुम मेरी बात सुनो। राना व्यास ने अन्याव नाहीं कियो है। काहू नें झूंठे ही चुगली करी है। जाको नाम राना व्यास सो कबहू अन्याव न करें। तब हाकिम ने कही, कैसे जानिये, राना व्यास अन्याव नाहीं कियो है? तब जगन्नाथ जोसी कहें, जो-कहो तैसेई करूं। तब हाकिम ने गाडी के पैया को एक पहलू मँगायो। ताकों अग्नि में डारि कें तातो कियो। जब लाल भयो तब हाकिम ने कही याकों उठाई कें डारो। न जरो तो राना व्याम सांचे। तब जगन्नाथ जोसी उह पहलू के पास आई ठाड़े होइकें कह्यो, जो-राना व्यास अन्याव कियो होई तो मेरो हाथ जरियो। सो यह कहत ही अग्निमय पहलू सीतल ह्वै गयो। सो जगन्नाथ जोसी हाथ में उठाइ उह पहलू गरे में पहरि लिये। घरी एक ठाढ़े रहे। तब हाकिम ने और सगरे लोगन नें कही, जगन्नाथ जोसी काढ़ि, काढ़ि। तुम सांचे हो। तब जगन्नाथ जोसी कहें, यह कौनके गरे में डारूँ? तब हाकिम नें बहोत मनुहारि करि विनति करी। पाछें भूमि पर डारें। सो भूमि जरि उठी। तब सगरे आश्चर्य पाय कें कहें, जो-जगन्नाथ जोसी तुम धन्य हो। तुम सांचे हो। पाछें हाकिम ने जगन्नाथ जोसी सों

---

રાણા વ્યાસે અન્યાય કર્યો છે. તે રાણા વ્યાસને લઈ આવો. ત્યારે જગન્નાથ જોશીએ કહ્યું, કે તમે મારી વાત સાંભળો. રાણા વ્યાસે અન્યાય નથી કર્યો. કોઇએ જૂઠી જ ચાડી કરી છે. જેનું નામ રાણા વ્યાસ તે કદીય અન્યાય ન કરે. ત્યારે હાકેમે કહ્યું, કેમ જાણિએ ? રાણા વ્યાસે અન્યાય નથી કર્યો ? ત્યારે જગન્નાથ જોશી કહે, જેમ કહો તેમજ કરૂ. ત્યારે હાકેમે ગાડીના પૈયાની લોઢાની વાટ મંગાવી. તેને અગ્નિમાં મૂકીને ગરમ કરી. જ્યારે લાલ થઈ ત્યારે હાકેમે કહ્યુ, આને ઉઠાવીને નાખો. ન બળો તો રાણા વ્યાસ સાચા. ત્યારે જગન્નાથ જોશીએ તે વાટની પાસે આવી ઉભા રહીને કહ્યું, કે રાણા વ્યાસે અન્યાય કર્યો હોય તો મારો હાથ બળજો. એમ કહીને જગન્નાથ જોશીએ હાથમાં ઉઠાવી તે વાટને ગળામાં પહેરી લીધી. ઘડી એક ઉભા રહ્યા. ત્યારે હાકેમે અને બીજા બધા લોકોએ કહ્યું, જગન્નાથ જોશી કાઢો, કાઢો, તમે સાચા છો. ત્યારે જગન્નાથ જોશી કહે, આ કોના ગળામાં નાખું ? ત્યારે હાકેમે બહુ કાલાવાલા કરી વિનતી કરી. પછી ભૂમિ ઉપર નાખી. તે ભૂમિ બળી ઉઠી. ત્યારે બધા આશ્ચર્ય પામીને કહે, કે જગન્નાથ જોશી તમે ધન્ય છો. તમે સાચા છો. પછી હાકેમે

कही, मैं तिहारे ऊपर वहोत प्रसन्न हों तातें तुम कछू मांगो । तव जगन्नाथ जोसी ने उह हाकिम सों कही, तिहारे पास जानें राना व्यास की चुगली करी है तासों कछू मति कहियो । यह मैं मांगि लेत हों । तव जगन्नाथ जोसी के ये वचन सुनिकें हाकिम और सव प्रसन्न भये। कहे तुम धन्य हो। चुगल कों हू बचाये। नाहीं तो मैं वाकों मरवाई डारतो । ऐसे मनुष्य धरती पर कोई एक हैं । तव जगन्नाथ जोसी अपने घर आये। पाछें राना व्यास घर आये। जगन्नाथ जोसी सों कहें तुम मेरे लिये वहोत दुःख पाये। तव जगन्नाथ जोसी कहें, जो-वैष्णव कवहू हीन कार्य न करें।

भावप्रकाश—तव राना व्यास के मनमें इंद्रीजीत को अहंकार हतो सो छूटि गयो।

पाछें राना व्यास भगवद् सेवा में मन लगाये। तव श्रीठाकुरजी सानुभावता जनावन लागें।

भावप्रकाश—यह वार्ता में यह सिद्धांत भयो, जो-अहंकार, गर्व होई तहां तांई श्रीठाकुरजी अनुभव न जतावें । और अपने भक्तन को अहंकार आपुही कृपा करिके दंड देइ छुडावत हैं । और वैष्णव सों कवहू हीन कार्य होई नाहीं ।

---

જગન્નાથ જોશીને કહ્યું, હું તમારા ઉપર બહુ પ્રસન્ન છું તેથી તમે કંઇ માંગો. ત્યારે જગન્નાથ જોશીએ તે હાકેમને કહ્યું, તમારી પાસે જેણે રાણા વ્યાસની ચાડી કરી હોય તેને કંઇ કહેશો નહીં. એ હું માંગી લઉ છું. ત્યારે જગન્નાથ જોશીનાં એ વચન સાંભળીને હાકેમ અને બધા પ્રસન્ન થયા. કહે, તમે ધન્ય છો. ચુગલખોરને પણ બચાવ્યો, નહીં તો હું એને મરાવી નાખતો. આવા મનુષ્ય ધરતી ઉપર કોઇ એક છે. ત્યારે જગન્નાથ જોશી પોતાના ઘરે આવ્યા. પછી રાણા વ્યાસ ઘર આવ્યા. જગન્નાથ જોશીને કહે, તમે મારા માટે બહુ દુઃખ પામ્યા. ત્યારે જગન્નાથ જોશી કહે, કે વૈષ્ણવ ક્યારેય હીન કાર્ય ન કરે.

ભાવપ્રકાશ—ત્યારે રાણા વ્યાસના મનમાં ઇંદ્રિજીતનો અહંકાર હતો તે છુટી ગયો.

પછી રાણા વ્યાસે ભગવદ્‌સેવામાં મન લગાડયું. ત્યારે શ્રીઠાકુરજી સાનુભાવતા જણાવવા લાગ્યા.

ભાવપ્રકાશ—આ વાર્તામાં એ સિદ્ધાંત થયો, કે અહંકાર ગર્વ હોય ત્યાં સુધી શ્રીઠાકુરજી અનુભવ ન જણાવે. વળી પોતાના ભક્તોનો અહંકાર પોતે જ કૃપા કરીને દંડ દઇ છોડાવે છે. અને વૈષ્ણવથી ક્યારેય હીન કાર્ય બને નહી.

और कदाचित भगवदीय सों खोटो काम कछू भयो होई तो मनमें दोष बुद्धि न करनो। ( क्यों जो ) भगवदीय ऐसो करे नाहीं। वामें भगवत्कृति जाननी। और जीवमात्र ऊपर दया राखनी। चोर होई चुगल होई ताहू कों अपने बसतें बचावनो। रक्षा करनी। यह वैष्णव को धर्म है। इत्यादि सिद्धांत प्रकट किये। और राना व्यास पहलें जब घरतें निकसे तब बद्रीनाथ, जगन्नाथ होई पाछें द्वारका में आये। तहां 'माधव सरस्वती' एक पंडित ब्राह्मण हतो ताके सेवक भये, नाम पाये हे। पाछें कासी में श्रीआचार्यजी के सेवक भये। सो तो ऊपर कहि आये हैं।

वार्ता-प्रसंग २—**सो राना व्यास गोधरा तें सिद्धपुर जाइ रहें। सो एक दिन राना व्यास और जगन्नाथ जोसी सरस्वती में न्हाइ कें बैठे संध्या वंदन करत हते। ता समें एक रजपूतानी को धनी मरि गयो। सो वह सती होन कों आई। तब जगन्नाथ जोसी ने राना व्यास सों पूछ्यो, जो–यह सती होत है तिन को कहा प्रकार है? तब राना व्यास नें मूंड हलाय कें जगन्नाथ जोसी सों कह्यो, जो–प्रेत के संग वृथा यह मनुष्य देह जरावति है। ऐसी सुंदर देह भगवद् सेवा में लगें तो उद्धार होई जाई। प्रेत के संग जरति है। सो वृथा जन्म खोवति है। सो प्रकार मूंड हलाय कें राना व्यास कहे। ता समे उह**

---

અને કદાચિત ભગવદીયથી ખોટું કામ કંઈ થાય તો મનમાં દોષબુદ્ધિ ન કરવી. કેમ ? જે ભગવદીય એવું કરે નહીં. તેમાં ભગવત્કૃતિ જાણવી. અને જીવ માત્ર ઉપર દયા રાખવી. ચોર હોય ચુગલ હોય તેને પણ પોતાનું ચાલે ત્યાં સુધી બચાવવો, રક્ષા કરવી. એ વૈષ્ણવનો ધર્મ છે. ઇત્યાદિક સિદ્ધાંત પ્રકટ કર્યો. અને રાણા વ્યાસ પહેલાં જ્યારે ઘરથી નિકળ્યા ત્યારે બદ્રીનાથ, જગન્નાથ થઇ પછી દ્વારકામાં આવ્યા. ત્યાં માધવ સરસ્વતી એક પંડિત બ્રાહ્મણ હતો. તેના સેવક થયા નામ પામ્યા હતા. પછી કાશીમાં શ્રીઆચાર્યજીના સેવક થયા તે તો ઉપર કહી આવ્યા છીએ.

વાર્તા-પ્રસંગ ૨—પછી રાણા વ્યાસ ગોધરાથી સિદ્ધપુર જઈ રહ્યા. તે એક દિવસ રાણા વ્યાસ અને જગન્નાથ જોશી સરસ્વતીમાં ન્હાઇને બેઠા. સંધ્યાવંદન કરતા હતા. તે સમયે એક રજપૂતાણીનો ધણી મરી ગયો. તે સતી થવા આવી. ત્યારે જગન્નાથ જોશીએ રાણા વ્યાસને પૂછ્યું, કે આ સતી થાય છે તેનો શો પ્રકાર છે ? ત્યારે રાણા વ્યાસે માથું હલાવીને જગન્નાથ જોશીને કહ્યું, કે પ્રેતની સાથે વૃથા આ મનુષ્ય દેહ બાળે છે. આવી સુંદર દેહ ભગવદ્સેવામાં લાગે તો ઉદ્ધાર થઈ જાય. પ્રેતના સંગે બળે છે. તે વૃથા જન્મ ખોવે છે. તે પ્રકાર માથું હલાવીને રાણા વ્યાસે કહ્યો. તે

रजपूतानी की दृष्टि राना व्यास पर हती । सो मूंड हलावत देखत ही उह रजपूतानी को सत उतरि गयो । तब रजपूतानी नें साथ के लोगन सों कह्यो, जो-मैं सती न होउंगी । मेरो सत उतरि गयो । तब लोगन नें उह रजपूतानी सों कही, जो-तोकों घर में तो जान न देंगे। तोकों इहांई जरावेंगे। तब रजपूतानी ने कही, जो-मैं घर में नहिं आऊंगी । मोकों इहां नदी के तीर झोंपरी करि दीजो, इहां रहोंगी । और मोकों जोरावरि जरावोगे तो तुम सबन कों हत्या लगेगी। यह कहि सबन कों सोंह दिवाई। जो-मोकों मति जरावो। तब उह मृतक कों जराय सरस्वती नदी पर एक झोंपरी बनाय कें सगे संबंधि अपने अपने घर गये । पाछें दूसरे दिन राना व्यास और जगन्नाथ जोसी सरस्वती न्हान कों गये। तब उह रजपूतानी नें राना व्यास सों पूछी, जो-कालिह तुम मेरी ओर देखिकें मूंड कैसें हिलायो ? तब राना व्यास उह रजपूतानी सों कहे, हम तो आपुस में ऐसे ही अनेक बात करत हसत हते। या बात में तू कहा लेइगी ? तब उह रजपूतानी नें कही, अब मोसों दुराव क्यों करत हो ? तुमने मूंड हलाइ कें बात कही सो मेरो सत उतरि गयो मैं जरी नाहीं। तातें मोसों यथार्थ बात होई, अब, जो-मोकों कर्तव्य होई, सो कहो।

---

સમયે તે રજપૂતાણીની દૃષ્ટિ રાણા વ્યાસ ઉપર હતી. તે માથું હલાવતાં જોઇને તે રજપૂતાણીનું સત ઉતરી ગયું. ત્યારે રજપૂતાણીએ સાથેના લોકોને કહ્યું, કે હું સતી નહીં થઉં. મારું સત ઉતરી ગયું. ત્યારે લોકોએ તે રજપૂતાણીને કહ્યું, કે તને ઘરમાં જવા નહીં દઇએ. તને અહીં જ બાળીશું. ત્યારે રજપૂતાણીએ કહ્યું. કે હું ઘરમાં નહીં આવું. મને અહીં નદીના કિનારે ઝૂંપડી કરી દેજો, હું અહીં રહીશ. અને મને જોરાવરીથી બાળશો તો તમને બધાને હત્યા લાગશે. એમ કહી બધાને સોગંદ દીધા, કે મને ન બાળો. ત્યારે તે મૃતકને બાળી સરસ્વતી નદી ઉપર એક ઝૂંપડી બનાવીને સગાં સંબંધી પોતપોતાના ઘરે ગયાં. પછી બીજા દિવસે રાણા વ્યાસ અને જગન્નાથ જોશી સરસ્વતી ન્હાવાને ગયા. ત્યારે તે રજપૂતાણીએ રાણા વ્યાસને પૂછ્યું, કે કાલે તમે મારી તરફ જોઇને માથું કેમ હલાવ્યું ? ત્યારે રાણા વ્યાસ તે રજપૂતાણીને કહે, અમે તો આપસમાં એવી જ અનેક વાતો કરતા હસતા હતા. એ વાતમાં તું શું લઇશ ? ત્યારે તે રજપૂતાણીએ કહ્યું, હવે મારાથી છુપાવો છો કેમ ? તમે માથું હલાવીને વાત કહી, તેથી મારું સત ઉતરી ગયું. હું બળી નહીં. તેથી મને યથાર્થ વાત હોય. હવે જે મને કર્તવ્ય હોય તે કહો. તેજ હું કરું. તમે અગ્નિમાં બળતાં

सोई मैं करूं। तुमने अग्नि में जरत बचाई तो कृपा करि बात हूं कहि चाहिये। या प्रकार रजपूतानी ने बहोत आग्रह कीनो। तब राना व्यास नें कही, हम आपुस में यह कहत हते, जो–मनुष्य देह परम उत्तम पाइकें वृथा प्रेत के संग जरत है। यह देह सों श्रीठाकुरजी को भजन स्मरन न कियो ताकों धिक्कार है। उह महादुष्ट है।

भावप्रकाश—जो श्रीठाकुरजी के अर्थ यह देह आवें तो कृतार्थ होई। वा बराबरि कोई नाहीं। यह बात कहत हते।

तब उह रजपूतानी नें कही अब मैं तिहारी सरनि हों। जा प्रकार मोसों कहो ताहि प्रकार मैं भजन सुमिरन करों। मेरो परलोक सुधरे। सो मोपर कृपा करो। तब राना व्यास ने कही, अबहि तो तोकों सूतक हैं। सूतक उतरे पाछें आइयो। तब तोसों हम कहेंगे। तब वह रजपूतानी दंडौत करि अपनी झोंपरी में गई। सो आर्ति बहोत बढी। अरु एक एक घरी जुग सम बीते। जो–कब सूतक मिटें, कब राना व्यास मोकों बतावें। तेसेई मैं श्रीठाकुरजी को सुमिरन, भक्ति करों।

भावप्रकाश—या प्रकार की आरति दैवीजीव है तातें भई। लीला में राना व्यास इंदुलेखा की सखी मधुरा और मधुरा की सखी "नागवेलिका" को

---

બચાવી તો કૃપા કરીને વાત પણ કહેવી જોઇએ. આ પ્રકારે રજપૂતાણીએ બહુ આગ્રહ કર્યો. ત્યારે રાણા વ્યાસે કહ્યું, અમે આપસમાં એ કહેતા હતા, કે મનુષ્ય દેહ પરમ ઉત્તમ પામીને વૃથા પ્રેતની સાથે બળે છે. આ દેહથી શ્રીઠાકુરજીનું ભજન-સ્મરણ ન કરે તેને ધિઃક્કાર છે, એ મહા દુષ્ટ છે.

ભાવપ્રકાશ—જો આ દેહ શ્રીઠાકુરજીના અર્થ આવે તો કૃતાર્થ થાય. એના બરોબર કોઇ નહીં. એ વાત કહેતા હતા.

ત્યારે એ રજપૂતાણીએ કહ્યું, હવે હું તમારે શરણ છું. જે પ્રકાર મને કહો તેજ પ્રકારે હું ભજન-સ્મરણ કરૂં. મારો પરલોક સુધરે એવી મારા ઉપર કૃપા કરો. ત્યારે રાણા વ્યાસે કહ્યું, હમણાં તો તને સૂતક છે. સૂતક ઉતર્યા પછી આવજે. ત્યારે તને અમે કહીશું. ત્યારે તે રજપૂતાણી દંડવત્ કરી પોતાની ઝાંપડીમાં ગઈ. પછી આર્તિ બહુ વધી. તે એક ઘડી યુગ સમાન વીતે, કે ક્યારે સૂતક મટે ? ક્યારે રાણા વ્યાસ મને બતાવે તેજ પ્રકારે હું શ્રીઠાકુરજીનું સ્મરણ-ભક્તિ કરૂં.

ભાવપ્રકાશ—આ પ્રકારની આર્તિ દૈવીજીવ છે તેથી થઇ. લીલામાં રાણા વ્યાસ ઇંદુલેખાની સખી મધુરા અને મધુરાની સખી નાગવેલિકાનું પ્રાકટ્ય રાણા

बहोत कही, परि माने नाहीं। कहे मैं वैराग्य लेउँगो। तब पिताने कही, जो–तू कहे तो तेरे दोय विवाह करि देऊं। यह कहि के समुझायो, खवायो। पाछे दिन दस पीछे पिता मरि गयो। तब अच्युतदास और हू दुःख किये। पाछे चारि दिन में माता मरि गई। तब अच्युतदास घरतें निकसे। सो बद्रीनाथ होय, जगन्नाथ-रायजी गये। तहाँ श्रीआचार्यजी पधारे। सो कथा कहत हैं। सो अच्युतदास बैठें, सो कथा सुने। परन्तु दुःख के मारे कछू समुझे नांहो। पाछे कथा करि चुकें। तब श्रीआचार्यजी कहें, अच्युतदास तू ऐसो उदास क्यों है? तब अच्युतदास रोवन लागे, कहें, महाराज! मेरे दुःख को पार नाहीं है। तब श्रीआचार्यजी महाप्रभु कहे, तू अपनो दुःख कहे तो वाको उपाय होय। तब अच्युतदास ने कही, महाराज! स्त्री मा बाप सब मरि गये। मैं कबहूँ दुःख देख्यो नाहीं, सो मैं कहा करूँ? कछू उपाय समुझत नाहीं। तब श्रीआचार्यजी कहें जा न्हाय आउ, तेरो दुःख सब दूरि श्रीठाकुरजी करेंगे। तब अच्युतदास स्नान करि आये। तब श्री-आचार्यजी नाम सुनाय निवेदन कराये। पाछे वेदमंत्र सों पढ़ि एक अंजुलि जल छिड़क्यो। तब अच्युतदास के हृदय में विवेक, धैर्य, भगवान को आश्रय दृढ़ होय

---

બહુ દુ:ખી થયા. ત્યારે એક દિવસે માતા–પિતાએ ઘણું કહ્યુ, પરંતુ માન્યું નહીં. કહ્યું હું વૈરાગ્ય લઈશ? ત્યારે પિતાએ કહ્યું, કે તૂ કહે તો તારા બે લગન કરી દઉં એમ કહીને સમજાવ્યો, ખવાયો. પછી દસ દિવસ પછી પિતા મરી ગયો. ત્યારે અચ્યુતદાસને વિશેષ દુ:ખ થયું. પછી ચાર દિવસમાં માતા મરી ગઇ ત્યારે અચ્યુ-તદાસ ઘરથી નીકળ્યા. તે બદ્રીનાથ થઇ જગન્નાથજી ગયા. ત્યાં શ્રીઆચાર્યજી પધાર્યા. કથા કહે છે ત્યાં અચ્યુતદાસ બેઠા. કથા સાંભળી. પરંતુ દુ:ખના માર્યા કઇ સમજે નહીં. પછી કથા કરી ચુકયા ત્યારે શ્રીઆચાર્યજી કહે, અચ્યુતદાસ તૂ આવો ઉદાસ કેમ છે? ત્યારે અચ્યુતદાસ રોવા લાગ્યા, કહે, મહારાજ! મારા દુ:ખનો પાર નથી. ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુ કહે, તૂ તારૂં દુ:ખ કહે તો તેનો ઉપાય થાય. ત્યારે અચ્યુતદાસે કહ્યુ, મહારાજ! સ્ત્રી, મા–બાપ બધાં મરી ગયાં. મેં કયારેય દુ:ખ જોયુ નથી. તેથી હુ શું કરૂ? કંઈ ઉપાય સમજતો નથી. ત્યારે શ્રીઆચાર્યજી કહે, જા ન્હાય આવ. તારૂં બધું દુ:ખ શ્રીઠાકુરજી દૂર કરશે. ત્યારે અચ્યુતદાસ સ્નાન કરીને આવ્યા. ત્યારે શ્રીઆચાર્યજીએ નામ સંભળાવી નિવેદન કરાવ્યું. પછી વેદ-મંત્રથી ભણી એક અંજલી જલ છાંટયું. ત્યારે અચ્યુતદાસના હૃદયમાં વિવેક, ધૈર્ય, ભગવાનનો આશ્રય દૃઢ થઈ ગયો. ત્યારે શ્રીઆચાર્યજીને દંડવત્ કરીને અ-

गयो। तब श्रीआचार्यजी कों दण्डवत करि अच्युतदास ने कही, महाराज! मैं इतनो दुःख योंही पायो। कौन की स्त्री कौन माता पिता, यह सरीर मेरो नाहीं, तो सरीर के सम्बन्धी को योंही दुःख कियो। मैं भगवान को दास होय के भगवान कों भूल्यो। तातें दुःख पायो। अब मैं आपकी सरनि होय परम सुख पायो। अब मोकों आप टहल बतावो, सो मैं करूं। तब श्रीआचार्यजी कहे, तू हमारे संग रहि। जो टहल होय, तोसों बने सो करियो। तब अच्युतदास श्रीआचार्यजी के संग रहे। सो एक पृथ्वी परिक्रमा में श्रीआचार्यजी महाप्रभुन की भली टहल तन-मन लगाय के कियो। सो श्रीआचार्यजी प्रसन्न होयके अड़ेल पधारे, तब अच्युतदास सों कहे, अब तुम घर जायके सेवा करो। तब अच्युतदास के नेत्रन में जल भरि आयो। कहे, महाराज! आपके वचनामृत सुने विना, दरसन विना, मोकों एक दिन रह्यो न जायगो। लौकिक दुःख सब आप दूरि किये। आप विदा करो तो यह दुःख दूरि करिवे को कौन सामर्थवान है? तब श्रीआचार्यजी प्रसन्न होय अपनी पादुकाजी की सेवा दीनी। और कहे, मैं तोपर बहोत प्रसन्न हों। सो जहाँ तू रहेगो तहाँ मैं तुमकों दरसन देऊंगो। तुमकों जो संदेह होय सो पूछियो। तिहारो संदेह दूरि करोंगो। तातें अब घर जाय भगवद् सेवा करो। तब अच्युतदास

---

च्युतदासे कह्युं, महाराज! में आटलुं दुःख वृथाज कर्युं. कोनी स्त्री, कोना माता-पिता. आ शरीर मारुं नहीं, तो शरीरना संबंधीनुं वृथाज दुःख कर्युं. हुं भगवाननो दास थइने भगवानने भूल्यो. तेथी दुःख पाम्यो. हवे हुं आपना शरणे थई परम सुख पाम्यो. हवे मने आप टहल बतावो, ते हु करूं. त्यारे श्रीआचार्यजी कहे, तू अमारी संग रहे. जे टहल होय, ताराथी बने ते करजे. त्यारे अच्युतदास श्रीआचार्यजीनी साथे रह्या. पछी एक पृथ्वि-परिक्रमामां श्रीआचार्यजी महाप्रभुजीनी सुंदर टहल तनमन लगाडीने करी. पछी श्रीआचार्यजी प्रसन्न थइने अडेल पधार्या त्यारे अच्युतदासने कहे, हवे तमे घर जइने सेवा करो. त्यारे अच्युतदासना नेत्रमां जल भरी आव्युं. कहे, महाराज! आपना वचनामृत सांभळ्या विना दर्शन विना माराथी एक दिवस (पण) नही रहेवाय. लौकिक दुःख आपे दूर कर्युं. (हवे) आप विदाय करो तो ए दुःख दूर करवाने कोण सामर्थ्यवान छे? त्यारे श्रीआचार्यजीए प्रसन्न थई पादुकाजीनी सेवा दीधी. अने कह्युं, हुं तारा उपर घणो प्रसन्न छु. ज्यां तुं रहीश त्यां हुं तने दर्शन दइश. तने जे संदेह होय ते पूछजे. तारो संदेह दूर करीश. तेथी हवे घर जइ भगवद्सेवा करो.

वहोत कही, परि माने नाहीं। कहे मैं वैराग्य लेउँगो। तब पिताने कही, जो–तू कहे तो तेरे दोय विवाह करि देऊं। यह कहि के समुझायो, खवायो। पाछे दिन दस पीछे पिता मरि गयो। तब अच्युतदास और हू दुःख किये। पाछे चारि दिन में माता मरि गई। तव अच्युतदास घरतें निकसे। सो बद्रीनाथ होय, जगन्नाथ-रायजी गये। तहाँ श्रीआचार्यजी पधारे। सो कथा कहत हैं। सो अच्युतदास बैठें, सो कथा सुने। परन्तु दुःख के मारे कछू समुझे नांही। पाछे कथा करि चुकें। तब श्रीआचार्यजी कहें, अच्युतदास तू ऐसो उदास क्यों है? तब अच्युतदास रोवन लागे, कहें, महाराज! मेरे दुःख को पार नाहीं है। तब श्रीआचार्यजी महाप्रभु कहे, तू अपनो दुःख कहे तो वाको उपाय होय। तब अच्युतदास ने कही, महाराज! स्त्री मा बाप सब मरि गये। मैं कबहूँ दुःख देख्यो नाहीं, सो मैं कहा करूँ? कछू उपाय समुझत नाहीं। तब श्रीआचार्यजी कहें जा न्हाय आउ, तेरो दुःख सब दूरि श्रीठाकुरजी करेंगे। तब अच्युतदास स्नान करि आये। तब श्री-आचार्यजी नाम सुनाय निवेदन कराये। पाछे वेदमंत्र सों पढ़ि एक अंजुलि जल छिड़क्यो। तव अच्युतदास के हृदय में विवेक, धैर्य, भगवान को आश्रय दृढ़ होय

---

બહુ દુઃખી થયા. ત્યારે એક દિવસે માતા–પિતાએ ઘણું કહ્યુ, પરંતુ માન્યું નહીં. કહ્યું હું વૈરાગ્ય લઈશ? ત્યારે પિતાએ કહ્યું, કે તૂ કહે તો તારા બે લગન કરી દઉં એમ કહીને સમજાવ્યો, ખવાયો. પછી દસ દિવસ પછી પિતા મરી ગયો. ત્યારે અચ્યુતદાસને વિશેષ દુઃખ થયું. પછી ચાર દિવસમાં માતા મરી ગઇ ત્યારે અચ્યુ-તદાસ ઘરથી નીકળ્યા. તે બદ્રીનાથ થઇ જગન્નાથજી ગયા. ત્યાં શ્રીઆચાર્યજી પધાર્યા. કથા કહે છે ત્યાં અચ્યુતદાસ બેઠા. કથા સાંભળી. પરંતુ દુઃખના માર્યા કંઇ સમજે નહીં. પછી કથા કરી ચુકયા ત્યારે શ્રીઆચાર્યજી કહે, અચ્યુતદાસ તૂ આવો ઉદાસ કેમ છે? ત્યારે અચ્યુતદાસ રોવા લાગ્યા, કહે, મહારાજ! મારા દુઃખનો પાર નથી. ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુ કહે, તૂ તારૂં દુઃખ કહે તો તેનો ઉપાય થાય. ત્યારે અચ્યુતદાસે કહ્યુ, મહારાજ! સ્ત્રી, મા–બાપ બધાં મરી ગયાં. મેં કયારેય દુઃખ જોયુ નથી. તેથી હું શું કરૂં? કંઈ ઉપાય સમજતો નથી. ત્યારે શ્રીઆચાર્યજી કહે, જા ન્હાય આવ. તારૂં બધું દુઃખ શ્રીઠાકુરજી દૂર કરશે. ત્યારે અચ્યુતદાસ સ્નાન કરીને આવ્યા. ત્યારે શ્રીઆચાર્યજીએ નામ સંભળાવી નિવેદન કરાવ્યું. પછી વેદ-મંત્રથી ભણી એક અંજલી જલ છાંટયું. ત્યારે અચ્યુતદાસના હૃદયમાં વિવેક, ધૈર્ય, ભગવાનનો આશ્રય દૃઢ થઈ ગયો. ત્યારે શ્રીઆચાર્યજીને દંડવત્ કરીને અ-

गयो। तब श्रीआचार्यजी कों दण्डवत करि अच्युतदास ने कही, महाराज! मैं इतनो दुःख योंही पायो। कौन की स्त्री कौन माता पिता, यह सरीर मेरो नाहीं, तो सरीर के सम्बन्धी को योंही दुःख कियो। मैं भगवान को दास होय के भगवान कों भूल्यो। तातें दुःख पायो। अब मैं आपकी सरनि होय परम सुख पायो। अब मोकों आप टहल बतावो, सो मैं करूं। तब श्रीआचार्यजी कहे, तू हमारे संग रहि। जो टहल होय, तोसों बने सो करियो। तब अच्युतदास श्रीआचार्यजी के संग रहे। सो एक पृथ्वी परिक्रमा में श्रीआचार्यजी महाप्रभुन की भली टहल तन मन लगाय के कियो। सो श्रीआचार्यजी प्रसन्न होयके अड़ेल पधारे, तब अच्युतदास सों कहे, अब तुम घर जायके सेवा करो। तब अच्युतदास के नेत्रन में जल भरि आयो। कहे, महाराज! आपके वचनामृत सुने विना, दरसन विना, मोकों एक दिन रह्यो न जायगो। लौकिक दुःख सब आप दूरि किये। आप विदा करो तो यह दुःख दूरि करिवे को कौन सामर्थवान है? तब श्रीआचार्यजी प्रसन्न होय अपनी पादुकाजी की सेवा दीनी। और कहे, मैं तोपर बहोत प्रसन्न हों। सो जहाँ तू रहेगो तहाँ मैं तुमकों दरसन देऊँगो। तुमकों जो संदेह होय सो पूछियो। तिहारो संदेह दूरि करोंगो। तातें अब घर जाय भगवद् सेवा करो। तब अच्युतदास

---

च्युतदासे कह्युं, महाराज! में आटलुं दुःख वृथाज कर्युं. कोनी स्त्री, कोना माता–पिता. आ शरीर मारुं नंही, तो शरीरना संबंधीनुं वृथाज दुःख कर्युं. हुं भगवाननो दास थइने भगवानने भूल्यो. तेथी दुःख पाम्यो. हवे हुं आपना शरणे थई परम सुख पाम्यो. हवे मने आप टहल बतावो, ते हुं करुं. त्यारे श्रीआचार्यजी कहे, तू अमारी संग रहे. जे टहल होय, ताराथी बने ते करजे. त्यारे अच्युतदास श्रीआचार्यजीनी साथे रह्या. पछी एक पृथ्वि-परिक्रमामां श्रीआचार्यजी महाप्रभुजीनी सुंदर टहल तनमन लगाडीने करी. पछी श्रीआचार्यजी प्रसन्न थइने अडेल पधार्या त्यारे अच्युतदासने कहे, हवे तमे घर जइने सेवा करो. त्यारे अच्युतदासना नेत्रमां जल भरी आव्युं. कहे, महाराज! आपना वचनामृत सांभळ्या विना दर्शन विना माराथी एक दिवस (पण) नही रहेवाय. लौकिक दुःख आपे दूर कर्युं. (हवे) आप विदाय करो तो ए दुःख दूर करवाने कोण सामर्थ्यवान छे? त्यारे श्रीआचार्यजीए प्रसन्न थई पादुकाजीनी सेवा दीधी. अने कह्युं, हुं तारा उपर घणो प्रसन्न छुं. ज्यां तुं रहीश त्यां हुं तने दर्शन दइश. तने जे संदेह होय ते पूछजे. तारो संदेह दूर करीश. तेथी हवे घर जइ भगवद्सेवा करो.

श्रीआचार्यजी कों दण्डवत करि श्रीआचार्यजी की पादुकाजी माथे पधराय विदा होय कड़ामें घर आये ।

वार्ता–प्रसंग १—सो अच्युतदास भली भांति सों श्रीआचार्यजी की पादुकाजी की सेवा करते। सो श्रीआचार्यजी महाप्रभु अच्युतदास कूँ नित्य दरसन देते, वार्ता करते । पुष्टिमारग की रीति, लीला को भाव कहते। सो अच्युतदास ऐसे भगवदीय हे, कृपापात्र हते। पाछे कछुक दिनमें श्रीआचार्यजी महाप्रभु सन्यास ग्रहण करि कासी पधारे। सो डेढ़ महीना सन्यास राखे पाछे आसुर व्यामोह लीला करी। सो संग एक वैष्णव हतो। सो वाकों बहोत विरह दुःख भयो। सो श्रीआचार्यजी महाप्रभु पहले उह वैष्णव कों कहे, जो–तू कड़ा में अच्युतदास पास जैयो। वे तेरो संदेह दुःख सब दूरि करेंगे। सो जब श्रीआचार्यजी महाप्रभुजी लौकिक आसुर व्यामोह लीला करी तब वह वैष्णव विरह सों दुःखी होय, कड़ा में अच्युतदास पास आयके, श्रीआचार्यजी के सन्यास ग्रहण की आसुर व्यामोह लीला की बात कही। तब अच्युतदास ने कही श्रीआचार्यजी ऐसी कबहू न करें। तोकों मोह भयो होयगो। महाप्रभुजी कबहू ऐसी करेंही नाहीं। तोकों भ्रम भयो है। तब वह वैष्णव ने कही, मैं कासी में श्रीआचार्यजी के संग हतो, सो देखिके आयो हों। तब अच्युतदास कहें,

---

ત્યારે અચ્યુતદાસ શ્રીઆચાર્યજીને દંડવત્ કરી શ્રીઆચાર્યજીની પાદુકાજી માથે પધરાવી વિદાય થઈ કડામાં ઘર આવ્યા.

વાર્તા–પ્રસંગ ૧–તે અચ્યુતદાસ ભલી પ્રકારથી શ્રીઆચાર્યજીની પાદુકાજીની સેવા કરતા. શ્રીઆચાર્યજી મહાપ્રભુ અચ્યુતદાસને નિત્ય દર્શન દેતા. વાર્તા કરતા પુષ્ટિમાર્ગની રીતી (તથા) લીલાનો ભાવ કહેતા. તે અચ્યુતદાસ એવા ભગવદીય કૃપાપાત્ર હતા. પછી કેટલાક દિવસમાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ સન્યાસ ગ્રહણ કરી પછી આસુર વ્યામોહ લીલા કરી. ત્યારે સંગ એક વૈષ્ણવ હતો. તેને બહુ વિરહ દુઃખ થયું. શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ પહેલાં તે વૈષ્ણવને કહ્યું (હતું) કે તૂ કડામાં અચ્યુતદાસ પાસે જજે. એ તારો સંદેહ બધો દૂર કરશે. પછી જ્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુએ લૌકિક આસુર વ્યામોહ લીલા કરી ત્યારે તે વૈષ્ણવ વિરહથી દુઃખી થઈ કડામાં અચ્યુતદાસ પાસે આવીને શ્રીઆચાર્યજીના સન્યાસ ગ્રહણની આસુર વ્યામોહ લીલાની વાત કહી. ત્યારે અચ્યુતદાસે કહ્યું, શ્રીઆચાર્યજી એવું કદીય ન કરે. તને મોહ થયો હશે. મહાપ્રભુજી ક્યારેય એવું કરે જ નહી. તને ભ્રમ થયો છે. ત્યારે તે વૈષ્ણવે કહ્યું, હું

उत्थापन को समय अब दोय घड़ी में होयगो, तब तेरो संदेह दूरि होय जायगो। तब वह वैष्णव बैठि रह्यो। पाछे उत्थापन को समय भयो। तब अच्युतदास न्हाय के मन्दिर के किंवाड खोलि उह वैष्णव कों बुलाय, श्रीआचार्यजी के दरसन कराये। उह वैष्णव देखे तो श्रीआचार्यजी बिराजे पोथी देखत हैं। तब वह वैष्णव दण्डवत करि, चक्रत होय रह्यौ। तब श्रीआचार्यजी उह वैष्णव सों कहें, जो-तू संदेह मति करे, कासी में लौकिक लीला देखि कें। मैं अपने भक्तन के घर सदा बिराजत हों। अब लौकिक लोगन कों दरसन नाहीं, भगवदीयन कों नित्य दरसन है। तब वह वैष्णव को संदेह गयो। सो अच्युतदास सदा संयोग रस में मगन रहते। ऐसे श्रीआचार्यजी के कृपापात्र भगवदीय हे, तातें इनकी वार्ता कहाँ तांई कहिये। वार्ता ॥ ५६ ॥

भावप्रकाश—सो ये श्रीयमुनाजी की सखी हैं। तातें इनकी संयोगी लीला सम्बन्धी वार्ता अनेक हैं, सो प्रगट करी न जाय।

※ ※ ※

अब श्रीआचार्यजी महाप्रभुन के सेवक, नारायणदास कायस्थ, अम्बालय के वासी, तिनकी वार्ता कौ भाव कहत हैं—

भावप्रकाश—ये लीला में कुमारिका की सखी हैं। लीला में इनको

---

કાશીમાં શ્રીઆચાર્યજીની સાથે હતા તે જોઇને આવ્યો છું. ત્યારે અચ્યુતદાસ કહે, ઉત્થાપનનો સમય હવે બે ઘડીમાં થશે ત્યારે તારો સંદેહ દૂર થશે. ત્યારે તે વૈષ્ણવ બેસી રહ્યો. પછી ઉત્થાપનનો સમય થયો. ત્યારે અચ્યુતદાસે ન્હાઇને મંદિરનાં કમાડ ખોલી એ વૈષ્ણવને બોલાવીને શ્રીઆચાર્યજીનાં દર્શન કરાવ્યાં. તે વૈષ્ણવ જુએ તો શ્રીઆ-ચાર્યજી બિરાજી પોથી જુએ છે. ત્યારે તે વૈષ્ણવ દંડવત્ કરી ચકિત થઇ રહ્યો. ત્યારે શ્રીઆચાર્યજી તે વૈષ્ણવને કહે, કે કાશીમાં લૌકિક લીલા જોઇને સંદેહ ન કરીશ. હું મારા ભક્તોને ઘરે સદા બિરાજું છું. હવે લૌકિક લોકોને દર્શન નહી. ભગવદીયોને નિત્ય દર્શન છે. ત્યારે તે વૈષ્ણવનો સંદેહ ગયો. તે અચ્યુતદાસ સદા સંયોગરસમાં મગ્ન રહેતા. તે એવા શ્રીઆચાર્યજીના કૃપાપાત્ર ભગવદીય હતા. તેથી એમની વાર્તા ક્યાં સુધી કહીએ? વાર્તા ॥૫૬॥

ભાવપ્રકાશ—એ શ્રીયમુનાજીની સખી છે. તેથી એમની સંયોગી લીલા સંબંધી વાર્તા અનેક છે તે પ્રકટ કરી ન જાય.

※ ※ ※

नाम 'ब्रज बिलासिनी' हैं। सो अम्बालय में एक कायस्थ के घर जनमे। सो नारायणदास बड़े भये वर्ष बीस के। तब नारायणदास हू पिता के संग जाते। उह देसाधिपति को काम करतो। सो नारायणदास कों जूआ खेलवे को व्यसन बहुत हतो। पिता बहुतेरो मारे, समुझावे। परन्तु जूवा खेले बिना न रहे। सो नारायणदास एक दिन जूवा खेलत में हजार रुपैया हारे। सो नारायणदास के पिता पास मनुष्य मांगन आये। कहें, नारायणदास जूआ में हारयो है, सो वाकों घेरे हैं, तुम देऊ। तब नारायणदास के पिता ने कही, वही नारायणदास देईगो। सो बड़ो रगड़ो भयो। पाछे नारायणदास के पिता ने हजार रुपैया दिये। और वह देसाधिपति सों कहि के नारायणदास कों देस तें बाहिर निकारि दियो। सो नारायणदास दक्षिण देस गये। तहां एक ब्राह्मण पास रहिके कछुक विद्या पढ़े। सो पोथी बांचन लागे, जूआ को व्यसन छूटि गयो। पाछे दस पांच लरिका पढ़ावें, तामें जीविका करें सो एक दिन बजार में एक हाट पर लरिकान कों पढ़ावत हते। सो एक लरिका सों कछु भूल परी तब मारत हते। सो कृष्णदास बजार में श्रीआचार्यजी के लिये

---

હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના સેવક, નારાયણદાસ કાયસ્થ અંબાલયના, તેમની વાર્તાનો ભાવ કહીએ છીએ—

ભાવપ્રકાશ—એ લીલામાં કુમારિકાની સખી છે. લીલામાં એમનુ નામ 'વ્રજવિલાસિની' છે. તે અંબાલયમાં એક કાયસ્થના ઘરે જન્મ્યા. પછી નારાયણદાસ મોટા થયા વર્ષ વીસના ત્યારે નારાયણદાસ પણ પિતાની સાથે જતા. તે (પિતા) દેશાધિપતિનુ કામ કરતો. નારાયણદાસને જુગાર રમવાનુ બહુ વ્યસન હતું પિતા બહુજ મારે સમજાવે. પરંતુ જુગાર રમ્યા વિના ન રહે. પછી નારાયણદાસ એક દિવસ જુગાર રમતાંમાં એક હજાર રૂપીયા હાર્યા. ત્યારે નારાયણદાસના પિતા પાસે મનુષ્યો માંગવા આવ્યા કહે, નારાયણદાસ જુગારમાં હાર્યો છે તે એને ઘેર્યો છે તમે દો. ત્યારે નારાયણદાસના પિતાએ કહ્યુ, એજ નારાયણદાસ દેશે તે બહુ ખેંચતાણ થઈ. પછી નારાયણદાસના પિતાએ હજાર રૂપીઆ આપ્યા અને તે દેશાધિપતિને કહીને નારાયણદાસને દેશથી બહાર કઢાવી દીધો ત્યારે નારાયણદાસ દક્ષિણ દેશ ગયા ત્યાં એક બ્રાહ્મણ પાસે રહીને કંઇક વિદ્યા ભણ્યા. પછી પોથી વાંચવા લાગ્યા. જુગારનુ વ્યસન છુટી ગયુ. પછી દશ–પાંચ છોકરાને ભણાવે તેમાં જીવિકા કરે. ત્યારે એક દિવસ બજારમાં એક દુકાન ઉપર છોકરાઓને ભણાવતા હતા. તે એક છોકરાથી કંઈ ભૂલ પડી ત્યારે મારતા હતા ત્યારે કૃષ્ણદાસ બજારમાં શ્રીઆચાર્યજીને માટે સીધુ સામાન લેવા આવ્યા હતા.

सीधो सामान लेन आये हते, सो कृष्णदास नारायणदास कों दैवी जीव देखिके कहें। नारायणदास ! ऐसे लरिकन कों न मारिये, दया राखिये। तब नारायणदास कहे, तुम अपने काम जाव, तिहारे कहा काम है ? हमारो तो यही काम है । तब कृष्णदास ने कही, या भांति मारत है, सो जूवा के पाछे अम्बालय तें भाज्यो, ऐसे अब जो कोई बालक मरि जायगो तो हत्या लगेगी, और अब भाजिके कहां जायगो ? तब नारायणदास ने कही, तुम अम्बालय की बात कहा जानो, तुमकों कबहू देख्यो नाहीं। तब कृष्णदास ने कही, मैं श्रीआचार्यजी की कृपातें तेरी बात सब जानत हों। मैं हूँ तोकों नाहीं देख्यो, परन्तु तू उत्तम दैवी जीव है, तातें तोसों कह्यो। यह लरिका पढ़ायवे की जीविका छोड़ि दे। तब नारायणदास ने कही, मैं खाऊँ कहां ते ? तब कृष्णदास ने कही, तू कायस्थ है, काहू की चाकरी करि खा। तब नारायणदास ने कही, अब तेरो कह्यो करूं तो खराब होऊं, मेरे यही ठीक है। तब कृष्णदास कहैं, तू जाने, दुःख पावेगो। यह कहि कृष्णदास सीधो सामग्री ले श्रीआचार्यजी के पास आये, श्रीआचार्यजी सों सब बात कहे। महाराज ! नारायणदास कायस्थ एक अम्बालय को यहां है। दैवी जीव है। वाकों मैं समुझायो सो मान्यो नाहीं। बालकन कों पढ़ावत है। तब श्रीआचार्यजी कहैं, न मान्यो तो कहा भयो ? तुमने वाकों समुझायो। तुमकों ढूंढत अब ही

ત્યારે કૃષ્ણદાસે નારાયણદાસને દૈવીજીવ જોઇને કહ્યું, નારાયણદાસ ! આમ છોકરાઓને ન મારિએ, દયા રાખિએ. ત્યારે નારાયણદાસ કહે, તમે તમારે કામે જાવ. તમારે શું કામ છે ? અમારૂં તો આજ કામ છે. ત્યારે કૃષ્ણદાસે કહ્યું, આ રીતે મારે છે તો જુગારની પાછળ અંબાલયથી ભાગ્યો એમ હવે જો કોઇ બાળક મરી જશે તો હત્યા લાગશે અને હવે ભાગીને કયાં જઇશ ! ત્યારે નારાયણદાસે કહ્યું, તમે અંબાલયની વાત શું જાણો ? તમને કયારેય જોયા નથી. ત્યારે કૃષ્ણદાસે કહ્યું, હું શ્રીઆચાર્યજીની કૃપાથી તારી બધી વાત જાણું છું. મેં પણ તને નથી જોયો પરંતુ તું ઉત્તમ દૈવીજીવ છે. તેથી તને કહ્યું, આ બાલક ભણાવવાની જીવિકા છોડી દે. ત્યારે નારાયણદાસે કહ્યું, હું ખાઉં કયાંથી ? ત્યારે કૃષ્ણદાસે કહ્યું, તૂ કાયસ્થ છે કોઇની ચાકરી કરી ખા. ત્યારે નારાયણદાસે કહ્યું, હવે તારૂં કહ્યું કરૂં તો ખરાબ થાઉં. મારે આજ ઠીક છે. ત્યારે કૃષ્ણદાસ કહે, તૂ જાણે, દુઃખ પામીશ. એમ કહી કૃષ્ણદાસ સીધું સામગ્રી લઇ શ્રીઆચાર્યજીની પાસે આવ્યા. શ્રીઆચાર્યજીને બધી વાત કહી. મહારાજ ! નારાયણદાસ કાયસ્થ એક અંબાલયનો અહીં છે દૈવીજીવ છે. એને મેં સમજાવ્યો તે માન્યો નહી. બાલકોને

आवेगो। पाछे श्रीआचार्यजी रसोई करि, भोग धरि भोजन करे, गाम बाहिर बगीची हती तहां पोढ़े। सो तीसरे प्रहर नारायणदास वाकों पाटी खेंचिके मारी। सो वह लरिका मूर्छा खायके गिरयो। तब नारायणदास डरपि के वह लरिका कों कोठा में ले जाय, नाक मुख बहुतेरो मूंद्यो, परन्तु जाग्यो नाहीं। तब नारायणदास कों सुधि आई, जो–दोय प्रहरके उह महापुरुषके वचन साँचे भये। ताते उन कही, जो–मैं तो श्रीआचार्यजी की कृपा तें जानत हों। सो कोई श्रीआचार्यजी के संग होइगो। तब कोठाकों तारो मारि, गांव में सबसों पूछत चले। जो–प्रदेशतें कोई श्रीआचार्यजी आये हैं? तब एक पंडित ब्राह्मण ने कही, जो–श्रीआचार्यजी पधारे हैं, सो मायावाद खंडन किये हैं। भक्तिमार्ग स्थापन किये हैं। सो गाम के बाहिर बगीची में उतरे हैं। सो सुनिके नारायणदास दोरे। वह बगीची के द्वारे आये। सो कृष्णदास कों देखिके नारायणदास ने कही, तुम बात कही, जो–सब साँच भई। उह लरिका कों मैं फेरि मारयो सो मूर्छित भयो। ऐसे कहि कृष्णदासके पाइन परि रोवन लाग्यो। और कह्यो, जो–तुम मेरो अपराध क्षमा करो मैं तिहारो कह्यो न मान्यो। तब कृष्णदास ने कही, तू रोवे मति अब श्रीआचार्यजी को

---

ભણાવે છે. ત્યારે શ્રીઆચાર્યજી કહે ન માન્યો તો શું થયુ. તમે એને સમજાવ્યો તમને એ ખોળતો હમણાંજ આવશે. પછી શ્રીઆચાર્યજી રસોઇ કરી ભોગ ધરી ભોજન કરી ગામ બહાર બગીચી હતી ત્યાં પોઢ્યા પછી ત્રીજે પ્રહર નારાયણદાસે તે છોકરાને જોરથી પાટી ખેંચીને મારી ત્યારે તે છોકરો મૂર્છા ખાઇને પડ્યો. ત્યારે નારાયણદાસ ડરીને તે છોકરાને ઓરડામાં લઈ જઈ નાક મહોંડુ ઘણુંય મૂદ્યું પરંતુ જાગ્યો નહીં. ત્યારે નારાયણદાસને યાદ આવ્યું, કે બે પ્રહર પહેલાંના તે મહાપુરૂષનાં વચન સાચાં થયાં. તેથી એણે કહ્યુ, કે હું શ્રીઆચાર્યજીની કૃપાથી જાણું છુ માટે એ શ્રીઆચાર્યજીની સંગ હશે. ત્યારે ઓરડાને તાળું મારી ગામમાં બધાને પૂછતો ચાલ્યો કે પરદેશથી કોઈ શ્રીઆચાર્યજી આવ્યા છે? ત્યારે એક પંડિત બ્રાહ્મણે કહ્યું, કે શ્રીઆચાર્યજી પધાર્યા છે. માયાવાદ ખંડન કર્યો છે. ભક્તિમાર્ગ સ્થાપન કર્યો છે. એ ગામની બહાર બગીચામાં ઉતર્યા છે.-એ સાંભળીને નારાયણદાસ દોડ્યા. તે બગીચાના દરવાજે આવ્યા. પછી કૃષ્ણદાસને જોઇને નારાયણદાસે કહ્યું, તમે વાત કહી તે બધી સાચી થઈ. તે છોકરાને મે ફરી માર્યો તે મૂર્છિત થયો એમ કહી કૃષ્ણદાસના પગે પડી રોવા લાગ્યો. અને કહ્યુ, કે તમે મારો અપરાધ ક્ષમા કરો. મેં તમારૂ કહ્યુ ન માન્યુ. ત્યારે કૃષ્ણદાસ કહે, તૂ રોઇશ નહી. શ્રીઆચાર્યજીનાં દર્શન કર. એમની

दरसन करि, उनकी कृपातें सब आछो होयगो। तब नारायणदास ने कही, मैं श्रीआचार्यजी कों जानत नाहीं। तुम कृपा करिके ले चलो। तब कृष्णदास नारायणदास कों ले आये। श्रीआचार्यजी पोढ़ि उठे हते। तब नारायणदास ने दण्डवत विनती कीनी, महाराज! मैं इनको कह्यो न मान्यो, सो दुःख पायो। अब मैं आपकी सरनि आयो हूँ। मेरे माथेको कलंक छुड़ावो। वह गृहस्थ को लरिका मूर्छित भयो। सो मैं कोठरी में डारि तारो लगाय के आयो हूँ। तब श्री-आचार्यजी कहें, वह लरिका तो आछो होहि जायगो. परन्तु पाछे तू फेरि उही काम करेगो? तब नारायणदास ने कही, महाराज! मैं आपको दास, गुलाम होय आपके पास रहूँगो। आप आज्ञा देऊगे, सो मैं करूंगो। तब श्रीआचार्यजी झारी तें जल ले वेद-मंत्र सों पढ़ि एक दोना में दिये। और कहे, यह जल लरिका ऊपर छिरकियो, लरिका उठेगो। तब नारायणदास जल लेके आये। कोठरी को तारो खोलि, वह लरिका मूर्छित पर्यो हतो तापर छिरके। सो वह लरिका उठ्यो। पाछे उह लरिका कों विदा करि घर, श्रीआचार्यजी के पास आय दण्डवत करि विनती किये। महाराज! मैं आपकी सरनि हौं, मोकों सेवक करिये। मेरे माथे तें आप हत्या टारी हैं। तब श्रीआचार्यजी कहें, जा, स्नान करि आऊ। तब नारायणदास

---

કૃપાથી બધુ સારૂ થશે. ત્યારે નારાયણદાસે કહ્યું, હું શ્રીઆચાર્યજીને નથી જાણતો. તમે કૃપા કરીને લઈ ચાલો. ત્યારે કૃષ્ણદાસ નારાયણદાસને લઈ આવ્યા. શ્રીઆચાર્યજી પોઢીને ઉઠ્યા હતા. ત્યારે નારાયણદાસે દંડવત્ વિનતી કરી, મહારાજ! મે એમનું કહ્યું ન માન્યું તે દુઃખ પામ્યો. હવે હું આપની શરણે આવ્યો છું. મારા માથાનું કલંક છોડાવો. તે ગૃહસ્થનો છોકરો મૂર્છિત થયો. હું તેને ઓરડીમાં નાખી તાળું લગાવીને આવ્યો છુ. ત્યારે શ્રીઆચાર્યજી કહે, તે છોકરો તો સારો થઈ જશે પરંતુ તૂં ફરી એજ કામ કરીશ? ત્યારે નારાયણદાસે કહ્યુ, મહારાજ! હું આપનો દાસ છું. ગુલામ થઈ આપની પાસે રહીશ. આપ આજ્ઞા કરશો તે હું કરીશ. ત્યારે શ્રીઆચાર્યજી ઝારીથી જલ લઈ વેદમંત્રથી ભણી (તેને) એક પડીયામાં આપ્યું અને કહ્યુ, આ જલ છોકરા ઉપર છાંટજે, છોકરો ઉઠશે ત્યારે નારાયણદાસ જલ લઇને આવ્યા. ઓરડીનું તાળું ખોલી તે છોકરો મૂર્છિત થયો હતો તેના ઉપર છાંટયું કે તે છોકરો ઉઠ્યો. પછી તે છોકરાને ઘર વિદાય કરી શ્રીઆચાર્યજીની પાસે આવી વિનતી કરી, મહારાજ! હું આપની શરણે આવ્યો છુ. મને સેવક કરો. મારા માથેથી આપે હત્યા ટાળી છે. ત્યારે શ્રીઆચાર્યજી કહે, જા સ્નાન કરી આવ. ત્યારે નારાયણદાસ

न्हाय के अपरस में श्रीआचार्यजी के पास आये। तब श्रीआचार्यजी नाम सुनाय ब्रह्मसम्बन्ध कराये। पाछे कहै, अब तू अपनी वस्तू होय सो लेके हमारे पास आय रहो। कहूँ और ठोर जाय रहेगो तो फेर दुःसंग में परेगो। तब नारायणदास गाम जाय सगरे लरिकान कों उनके मा बाप कों सोंपे। अपनी वस्तू लेके श्रीआचार्यजी के पास आय रहै। सो श्रीमुख की वार्ता सुने महाप्रसाद लिये, चित्त में आनन्द पायें। पाछे आप द्वारिका कों पधारें तहां तांई नारायणदास श्रीआचार्यजी के संग रहै। पाछे श्रीआचार्यजी ने कही, नारायणदास! तू अपने घर जा। तब नारायणदास ने विनती करी, महाराज! मोकों पिता जुवारी जानि देस तें निकासि दीनो। सो अब घर में कैसे राखेगो? तब श्रीआचार्यजी कहैं, अब राखेगो, चिन्ता मति करे। तब नारायणदास ने कही, महाराज! माता पिता सेवक नाहीं है, सो मेरो धर्म कैसे निबहेगो? उह प्रतिबंध करे तो मोकूं कठिनता परे। तब श्रीआचार्यजी कहें, तोसों स्वरूप-सेवा निबहेगी नाहीं। पराई चाकरी करनी, घर में कोऊ सेवक नाही, तातें हस्ताक्षर लिख देत हों, सामग्री जो बने सो भोग धरिके महाप्रसाद लीजियो। तब ब्रह्मसम्बन्ध को गद्य को श्लोक अष्टाक्षर लिखिके नारायणदास कूँ दिये। तब नारायणदास दण्डवत् करि बिनती किये, महाराज! इतने दिन

---

न्हाइने अपरसमां श्रीआचार्यजी पासे आव्या. त्यारे श्रीआचार्यजीए नाम संभळावी ब्रह्मसंबंध कराव्युं. पछी कहे, हवे तू तारी वस्तु होय ते लइने अमारी पासे रहे कई बीजी जगाए रहीश तो फरी दुःसंगमां पडीश. त्यारे नारायणदास गाममां जई बधा छोकराओने एमना मा–बापने सोंप्या. पोतानी वस्तु लइने श्रीआचार्यजी पासे आवी रह्या. पछी श्रीआचार्यजीना मुखथी वार्ता सांभळे महाप्रसाद ले. चित्तमां आनन्द पाम्या. पछी आप द्वारका पधार्या. त्यां सुधी नारायणदास श्रीआचार्यजीनी साथे रह्या. पछी श्रीआचार्यजीए कह्युं, नारायणदास! तू तारा घर जा. त्यारे नारायणदासे विनती करी, महाराज! मने पिताए जुगारी जाणीने देशथी काढी मूकयो छे. हवे घरमां केवी रीते राखशे? त्यारे श्रीआचार्यजी कहे, हवे राखशे. चिंता न करीश. त्यारे नारायणदासे कह्युं, महाराज! माता–पिता सेवक नथी. तेथी मारो धर्म केम नभशे? ते प्रतिबंध करे तो मने कठिणता पडे. त्यारे श्रीआचार्यजी कहे, ताराथी स्वरूपसेवा तो नभशे नहीं. बीजानी चाकरी करवी, घरमां कोइ सेवक नथी, तेथी हस्ताक्षर लखी दउ छुं. तेने सामग्री जे बने ते भोग धरीने महाप्रसाद लेजे. त्यारे ब्रह्मसंबंधनो गद्यनो श्लोक अष्टाक्षर लखीने नारायणदासने आप्यो. त्यारे नारायण-

आपके पास रह्यो, परंतु मेरे अन्तःकरन में बोध न भयो। सो ऐसी कृपा करो जो संसार को दुःख सुख कछु मोकों बाधा न करे, चित्त श्रीठाकुरजी के चरणारविंद में लग्यो रहै। तब श्रीआचार्यजी ने अपनो चरणामृत दीनो। और 'बालबोध' ग्रन्थ पढ़ाये। तब नारायणदास श्रीआचार्यजी कों दण्डवत करि द्वारिका तें चले। सो चारि वर्ष पाछे घर में आये। तब माता पिता प्रसन्न होय के कहैं, बहोत दिन में पुत्र आयो। कछू भोजन करो, जल पीवो। तब नारायणदास ने कही, मैं श्री-आचार्यजी को सेवक भयो, सो अपने हाथ कों लेत हों। यह श्रीआचार्यजी की कृपा है। तुम तो मोकों जानत हों, मैं जुवारी हतो। सो सगरो व्यसन श्रीआचार्यजी छुड़ाये। अब थोरी सी मोकों न्यारी ठौर देऊ तहां बैठों, भगवद् नाम लेहूं। तुम काम काज कहो सो करूं। तब पिता बहोत प्रसन्न भयो, जो जुवा को व्यसन तो छूट्यो। पाछे घर में न्यारो कोठा दिये तहां खासा करि नारायणदास रहै। सो बहोत काहू सों बोले नाहीं। माता पिता कहें सो काम करें। अपनी रसोई करि भोग धरि महाप्रसाद ले, नाम लेय। पिता प्रसन्न भयो। जो-मेरे वृद्ध समय नारायणदास आयो, अब याकी बुद्धि (हू) सुन्दर भई। सो पिता नारायणदास कों ले के राजद्वार में गयो। सो बादशाह को काम सब नारायणदास सों करावन

---

દાસે દંડવત્ કરી વિનતી કરી, મહારાજ! આટલા દિવસ આપની પાસે રહ્યો. પરંતુ મારા અંતઃકરણમાં બોધ ન થયો. માટે એવી કૃપા કરો કે સંસારનું દુઃખસુખ કંઇ મને બાધા ન કરે. ચિત્ત શ્રીઠાકુરજીના ચરણારવિંદમાં લાગ્યું રહે. ત્યારે શ્રીઆચાર્યજીએ પોતાનું ચરણામૃત આપ્યું. અને 'બાલબોધ' ગ્રંથ ભણાવ્યો. ત્યારે નારાયણદાસ શ્રીઆચાર્યજીને દંડવત્ કરી દ્વારકાથી ચાલ્યા. તે ચાર વર્ષ પછી ઘરમાં આવ્યા. ત્યારે માતા–પિતા પ્રસન્ન થઇને કહે, ઘણા દિવસે પુત્ર આવ્યો. કંઇ ભોજન કરો. જલ પીઓ. ત્યારે નારાયણદાસે કહ્યું, હું શ્રીઆચાર્યજીનો સેવક થયો એટલે મારા હાથથી લઉં છું. આ શ્રીઆચાર્યજીની કૃપા છે તમે તો મને જાણો છો હું જુગારી હતો. બધું વ્યસન શ્રીઆચાર્યજીએ છોડાવ્યું. હવે મને થોડી અલગ જગા દો ત્યાં બેસું. ભગવન્નામ લઉં. તમે કામકાજ કહો તે કરૂં. ત્યારે પિતા બહુ પ્રસન્ન થયો, કે જુગારનું વ્યસન તો છુટયુ. પછી ઘરમાં અલગ ઓરડો આપ્યો ત્યાં ખાસા કરી નારાયણદાસ રહ્યા. બહુ કોઇથી બોલે નહી. માતા–પિતા કહે તે કામ કરે. પોતાની રસોઈ કરી ભોગ ધરી મહાપ્રસાદ લે. નામ લે. પિતા પ્રસન્ન થયો, કે મારા વૃદ્ધ સમયે નારાયણદાસ આવ્યો. હવે એની બુદ્ધિ સુંદર થઈ. પિતા નારાયણદાસને લઇને રાજદ્વારમાં ગયો.

न्हाय के अपरस में श्रीआचार्यजी के पास आये। तब श्रीआचार्यजी नाम सुनाय ब्रह्मसम्बन्ध कराये। पाछे कहै, अब तू अपनी वस्तू होय सो लेके हमारे पास आय रहो। कहूँ और ठोर जाय रहेगो तो फेर दुःसंग में परेगो। तब नारायणदास गाम जाय सगरे लरिकान कों उनके मा बाप कों सोंपे। अपनी वस्तू लेके श्रीआचार्यजी के पास आय रहै। सो श्रीमुख की वार्ता सुने महाप्रसाद लिये, चित्त में आनन्द पायें। पाछे आप द्वारिका कों पधारें तहां तांई नारायणदास श्रीआचार्यजी के संग रहै। पाछे श्रीआचार्यजी ने कही, नारायणदास! तू अपने घर जा। तब नारायणदास ने बिनती करी, महाराज! मोकों पिता जुवारी जानि देस तें निकासि दीनो। सो अब घर में कैसे राखेगो? तब श्रीआचार्यजी कहैं, अब राखेगो, चिन्ता मति करे। तब नारायणदास ने कही, महाराज! माता पिता सेवक नाहीं है, सो मेरो धर्म कैसे निबहेगो? उह प्रतिबंध करे तो मोकूँ कठिनता परे। तब श्रीआचार्यजी कहैं, तोसों स्वरूप-सेवा निबहेगी नाहीं। पराई चाकरी करनी, घर में कोऊ सेवक नाहीं, तातें हस्ताक्षर लिख देत हों, सामग्री जो बने सो भोग धरिके महाप्रसाद लीजियो। तब ब्रह्मसम्बन्ध को गद्य को श्लोक अष्टाक्षर लिखिके नारायणदास कूँ दिये। तब नारायणदास दण्डवत करि बिनती किये, महाराज! इतने दिन

---

न्हाइने अपरसमां श्रीआचार्यजी पासे आव्या. त्यारे श्रीआचार्यजीए नाम संभळावी ब्रह्मसंबंध कराव्यु. पछी कहे, हवे तूं तारी वस्तु होय ते लइने अमारी पासे रहे. कई बीजी जगाए रहीश तो फरी दुःसंगमां पडीश. त्यारे नारायणदास गाममां जई बधा छोकराओने एमना मा-बापने सोंप्या. पोतानी वस्तु लइने श्रीआचार्यजी पासे आवी रह्या. पछी श्रीआचार्यजीना मुखथी वार्ता सांभळे महाप्रसाद ले. चित्तमां आनन्द पाम्या. पछी आप द्वारका पधार्या. त्यां सुधी नारायणदास श्रीआचार्यजीनी साथे रह्या. पछी श्रीआचार्यजीए कह्युं, नारायणदास! तू तारा घर जा. त्यारे नारायणदासे विनती करी, महाराज! मने पिताए जुगारी जाणीने देशथी काढी मूकयो छे हवे घरमां केवी रीते राखशे? त्यारे श्रीआचार्यजी कहे, हवे राखशे. चिंता न करीश. त्यारे नारायणदासे कह्युं, महाराज! माता-पिता सेवक नथी. तेथी मारो धर्म केम नभशे? ते प्रतिबंध करे तो मने कठिणता पडे. त्यारे श्रीआचार्यजी कहे, ताराथी स्वरूपसेवा तो नभशे नही. बीजानी चाकरी करवी, घरमां कोइ सेवक नथी. तेथी हस्ताक्षर लखी दउ छुं. तेने सामग्री जे बने ते भोग धरीने महाप्रसाद लेजे. त्यारे ब्रह्मसंबंधनो गद्यनो श्लोक अष्टाक्षर लखीने नारायणदासने आप्यो. त्यारे नारायण-

आपके पास रह्यो, परंतु मेरे अन्तःकरन में बोध न भयो। सो ऐसी कृपा करो जो संसार को दुःख सुख कछु मोकों बाधा न करे, चित्त श्रीठाकुरजी के चरणारविंद में लग्यो रहै। तब श्रीआचार्यजी ने अपनो चरणामृत दीनो। और 'बालबोध' ग्रन्थ पढ़ाये। तब नारायणदास श्रीआचार्यजी कों दण्डवत करि द्वारिका तें चले। सो चारि वर्ष पाछे घर में आये। तब माता पिता प्रसन्न होय के कहैं, बहोत दिन में पुत्र आयो। कछु भोजन करो, जल पीवो। तब नारायणदास ने कही, मैं श्री-आचार्यजी को सेवक भयो, सो अपने हाथ कों लेत हों। यह श्रीआचार्यजी की कृपा है। तुम तो मोकों जानत हों, मैं जुवारी हतो। सो सगरो व्यसन श्रीआचार्यजी छुड़ाये। अब थोरी सी मोकों न्यारी ठौर देऊ तहां बैठों, भगवद् नाम लेहूं। तुम काम काज कहो सो करूं। तब पिता बहोत प्रसन्न भयो, जो जुवा को व्यसन तो छूट्यो। पाछे घर में न्यारो कोठा दिये तहां खासा करि नारायणदास रहै। सो बहोत काहू सों बोले नाहीं। माता पिता कहें सो काम करें। अपनी रसोई करि भोग धरि महाप्रसाद ले, नाम लेय। पिता प्रसन्न भयो। जो-मेरे वृद्ध समय नारायणदास आयो, अब याकी बुद्धि (हू) सुन्दर भई। सो पिता नारायणदास कों ले के राजद्वार में गयो। सो बादशाह को काम सब नारायणदास सों करावन

---

દાસે દંડવત્ કરી વિનતી કરી, મહારાજ ! આટલા દિવસ આપની પાસે રહ્યો. પરંતુ મારા અંતઃકરણમાં બોધ ન થયો. માટે એવી કૃપા કરો કે સંસારનું દુઃખસુખ કંઇ મને બાધા ન કરે. ચિત્ત શ્રીઠાકુરજીના ચરણારવિંદમાં લાગ્યું રહે. ત્યારે શ્રીઆચાર્ય-જીએ પોતાનું ચરણામૃત આપ્યું. અને 'બાલબોધ' ગ્રંથ ભણાવ્યો. ત્યારે નારાયણદાસ શ્રીઆચાર્યજીને દંડવત્ કરી દ્વારકાથી ચાલ્યા. તે ચાર વર્ષ પછી ઘરમાં આવ્યા. ત્યારે માતા-પિતા પ્રસન્ન થઇને કહે, ઘણા દિવસે પુત્ર આવ્યો. કંઇ ભોજન કરો. જલ પીઓ. ત્યારે નારાયણદાસે કહ્યું, હું શ્રીઆચાર્યજીનો સેવક થયો એટલે મારા હાથથી લઉં છું. આ શ્રીઆચાર્યજીની કૃપા છે તમે તો મને જાણો છો હું જુગારી હતો. બધું વ્યસન શ્રીઆચાર્યજીએ છોડાવ્યુ. હવે મને થોડી અલગ જગા દો ત્યાં બેસું. ભગ-વન્નામ લઉ. તમે કામકાજ કહો તે કરૂ. ત્યારે પિતા બહુ પ્રસન્ન થયો, કે જુગારનું વ્યસન તો છુટયું. પછી ઘરમાં અલગ ઓરડો આપ્યો ત્યાં ખાસા કરી નારાયણદાસ રહ્યા. બહુ કોઇથી બોલે નહી. માતા-પિતા કહે તે કામ કરે. પોતાની રસોઈ કરી ભોગ ધરી મહાપ્રસાદ લે. નામ લે. પિતા પ્રસન્ન થયો, કે મારા વૃદ્ધ સમયે નારાયણદાસ આવ્યો. હવે એની બુદ્ધિ સુંદર થઈ. પિતા નારાયણદાસને લઇને રાજદ્વારમાં ગયો.

लाग्यो। पाछे कछुक दिन में पिता ने देह छोड़ी।

वार्ता-प्रसंग १—सो नारायणदास हाकिम होय काम करन लाग्यो। सो काम बहोत, छूटि सके नाहीं। श्रीगोकुल आयवे को मन बहोत, श्रीआचार्यजी के दरसन को मन बहोत। तब नारायणदास ने एक मनुष्य चाकर राख्यो। और वाकों महिना रुपैया चारि को कर दियो। और वासों कहें, तेरो यही काम, जो-मोकों घरी घरी में यह कहियो। भैयाजी! श्रीगोकुल श्रीआचार्यजी के दरसन कों कब चलोगे? यही कह्यो करियो। सो वह चाकर नारायणदास के संग रहे। घरी घरी में यह कहे, भैयाजी! श्रीगोकुल श्रीआचार्यजी के दरसन कों कब चलोगे? तब नारायणदास कहते, हाँ, अब चलूंगो। नेत्रन में जल भरि लीला-रसमें मगन होय जाते। फेरि काम काज करते। फेरि वह चाकर कहतो। फेरि मगन होय जाते। और वर्ष के बर्ष श्रीआचार्यजी कों भेट पठावते। सो जन्म भरि या प्रकार श्रीगोकुल को स्मरण करि श्रीआचार्यजी में मन लगाय मगन रहे। सो नारायणदास ऐसे भगवदीय भये। इनकी वार्ता कहां तांई कहिये। वार्ता॥८७॥

* * *

બાદશાહનું કામ બધું નારાયણદાસથી કરાવવા લાગ્યો. પછી કેટલાક દિવસમાં પિતાએ દેહ છોડી.

વાર્તા-પ્રસંગ ૧-તે નારાયણદાસ હાકિમ થઇને કામ કરવા લાગ્યો. તે કામ ઘણું છુટી શકે નહી. શ્રીગોકુલ આવવાનું મન ઘણું. ત્યારે નારાયણદાસે એક મનુષ્ય ચાકર રાખ્યો. અને એને ચાર રૂપીઆનો મહિનો કરી દીધો. અને એને કહે, તારૂં એજ કામ કે મને ઘડીઘડીમાં એજ કહેજે, કે ભૈયાજી! શ્રીગોકુલ શ્રીઆચાર્યજીના દર્શને ક્યારે ચાલશો? એજ કહ્યા કરજે. પછી એ ચાકર નારાયણદાસના સંગે રહે. ઘડીઘડીમાં એ કહે, ભૈયાજી! શ્રીગોકુલ શ્રીઆચાર્યજીના દર્શને ક્યારે ચાલશો. ત્યારે નારાયણદાસ કહેતા, હાં! હમણાં ચાલીશું. નેત્રોમાં જલ ભરી લીલા રસમાં મગ્ન થઇ જતા. ફરી કામકાજ કરતા. ફરી એ ચાકર કહે તો ફરી મગ્ન થઇ જતા. અને વર્ષ ને વર્ષ શ્રીઆચાર્યજીની ભેટ મોકલતા. તે જન્મભર આ પ્રમાણે શ્રીગોકુલજીનું સ્મરણ કરી શ્રીઆચાર્યજીમાં મન લગાડીને મગ્ન રહ્યા. તે નારાયણદાસ એવા ભગવદીય હતા. એમની વાર્તા ક્યાં સુધી કહીએ. વાર્તા ॥૮૭॥

* * *

अब श्रीआचार्यजी महाप्रभुन के सेवक, नारायणदास भाट,
मथुरा में रहते, तिनकी वार्ता को भाव कहत हैं—

**भावप्रकाश**—ये नारायणदास लीला में श्री गोकुल के वानर हैं। सो मथुरा में एक भाट के घर जन्में। सो बड़े भये। परन्तु कवित्त दोहा कछू आवे नाहीं, विश्रान्ति पर बैठे रहें। जो-कोऊ कछू दे जाय ताही में निर्वाह करें। सो श्रीआचार्यजी महाप्रभु पधारे, विश्रान्त घाट पर सन्ध्या वन्दन मध्यान्ह समय करत हे। तब नारायणदास भाट ने श्रीआचार्यजी का दरसन कियो। तब मन में यह आई, जो-ये महापुरुष हैं, इनसों कछू मैं अपने भाग की पूछों तो सही। जो-मेरे भाग में कहा है ? यह विचारि नारायणदास श्रीआचार्यजी कों दण्डवत करि पूछे, महाराज ! हम ऐसे मूर्ख क्यों भये, भाट होय के। न कवित्त आवे न दोहा आवे। आछे बोलतें हू नाहीं आवें। और जबते जन्म्यों तब ते मांगते खाते बीते दिन। कबहू मोकों द्रव्य मिलेगो ? मेरे भाग्य में है के नाहीं ? सो मेरो हाथ तो आप कृपा करि देखो। तब श्रीआचार्यजी कहें, जो-भली भई, जो-कवित्त दोहा नाहीं आवत। जो-आवते तो, राजसी लोगन के आगे पढ़त डोलतो। आछी भई, जो-न पढ्यो। और ओछे पात्र कों प्रभु द्रव्य नाहीं देत। सोऊ कृपा करत हैं। द्रव्य पाये,

---

હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના સેવક, નારાયણદાસ ભાટ, મથુરામાં રહેતા, તેમની વાર્તાનો ભાવ કહીએ છીએ—

**ભાવપ્રકાશ**—એ નારાયણદાસ લીલામાં શ્રીગોકુલના વાંદરા છે. તે મથુરામાં એક ભાટને ત્યાં જન્મ્યા. પછી મોટા થયા. પરંતુ કવિત્ત દોહા કંઇ આવડે નહી. વિશ્રાન્ત ઉપર બેસી રહે. જે કંઈ કોઈ આપી જાય તેમાંજ નિર્વાહ કરે. પછી શ્રીઆચાર્યજી મહાપ્રભુ પધાર્યા. વિશ્રાંત ઘાટ ઉપર સંધ્યાવંદન મધ્યાહ્ન સમય કરતા હતા. ત્યારે નારાયણદાસ ભાટે શ્રીઆચાર્યજીનાં દર્શન કર્યાં. ત્યારે મનમાં એ આવ્યું કે એ મહાપુરુષ છે. એમને હું કંઇ મારા ભાગ્યનું પૂછું તો ખરો, કે મારા ભાગ્યમાં શું છે ? એમ વિચારી નારાયણદાસે શ્રીઆચાર્યજીને દંડવત્ કરી પૂછ્યું, મહારાજ ! અમે એવા મુર્ખ કેમ થયા ભાટ થઇને ? ન કવિત્ત આવડે ન દોહા આવડે. સારૂં બોલવું પણ ન આવડયું ? વળી જ્યારથી જન્મ્યો ત્યારથી માગતાં ખાતાં દિવસો વીત્યા. કયારેય મને દ્રવ્ય મળશે ? મારા ભાગ્યમાં છે કે નહી ? તે મારો હાથ તો કૃપા કરી જુઓ. ત્યારે શ્રીઆચાર્યજી કહે, કે ભલું થયું કે કવિત્ત દોહા નથી આવડતા. જો આવડતા તો રાજસી લોકોના આગળ ભણતો ફરતો. સારૂં થયું કે ન ભણ્યો. વળી ઓછા પાત્રને પ્રભુ દ્રવ્ય નથી આપતા. તે પણ કૃપા

द्रव्य-मदसों अनेक जीवन को बुरो करे। विषय आदि पाप करे। और भूखो तो कबहू रह्यो नाहीं। तातें द्रव्य तेरे भाग्य में नाहीं है। परन्तु ओछो पात्र जानि प्रभु द्रव्य नाहीं देत है। तू रात्रिकों ध्रुवघाट जैयो। तहां द्रव्य देखेगो परि लीजो मति। तब नारायणदास उठिके घर आये सो रात्र भई। तब नारायणदास उठि के ध्रुवघाट पर गये। सो देखे तो सोना रूपा के ढ़ेर पडे हैं। सो लोभ करि लेन लागे। तब श्रीयमुनाजी के भीतर तें दोय मनुष्य आय नारायणदास कों मारे। जो–तोकों श्रीआचार्यजी लेन की कही है? जो–लेन आयो? तोकों श्रीआचार्यजी के वचन साँचे मानिवे के लिये द्रव्य दिखायो है। सो श्रीआचार्यजी की आज्ञा लाऊ, तब ले जैयो। तब नारायणदास घर आय सोय रहे। पाछे सवेरे विश्रान्त घाट पर नारायणदास आय बैठि रह्यो। सो श्रीआचार्यजी प्रातःकाल की संध्या–वंदन करन कों विश्रान्त पधारे। तब नारायणदास ने दण्डवत कियो। तब श्रीआचार्यजी कहैं, आखरि पशु तो सही, विश्वास नाहीं। तब नारायणदास ने बिनती करी, महाराज! आपके बचन सब साँचे हैं। ध्रुव घाट पर द्रव्य देख्यो, सो लोभ करि लेन लाग्यो। तब दोय मनुष्य जलतें निकसि मारन लागे। और कहे, श्रीआचार्यजी की आज्ञा होय तो ले जा। सो महाराज!

---

કરે છે. દ્રવ્ય મળે દ્રવ્યમદથી અનેક જીવોનું અહિત કરે. વિષય આદિ પાપ કરે. વળી ભૂખ્યો તો ક્યારેય રહ્યો નથી. તેથી દ્રવ્ય તારા ભાગ્યમાં નથી. પરંતુ ઓછો પાત્ર જાણી પ્રભુ દ્રવ્ય નથી આપતા. રાત્રે ધ્રુવઘાટ જજે. ત્યાં દ્રવ્ય જોઈશ પરંતુ લઇશ નહી. ત્યારે નારાયણદાસ ઉઠીને ઘર આવ્યા. તે રાત્રિ થઇ ત્યારે નારાયણદાસ ઉઠીને ધ્રુવઘાટ ગયા. ત્યાં જુએ તો સોના રૂપાના ઢગલા પડ્યા છે. તે લોભ કરી લેવા લાગ્યા. ત્યારે શ્રીયમુનાજીના અંદરથી બે મનુષ્ય આવી નારાયણદાસને માર્યા, કે તને શ્રીઆચાર્યજીએ લેવાનું કહ્યું છે તે લેવા આવ્યો? તને શ્રીઆચાર્યજીનાં વચન સાચાં માનવાને માટે દ્રવ્ય દેખાડયુ છે. શ્રીઆચાર્યજીની આજ્ઞા લાવ ત્યારે લઈ જજે. ત્યારે નારાયણદાસ ઘર આવીને સૂઇ રહ્યા. પછી સવારે વિશ્રાન્ત ઘાટ ઉપર નારાયણદાસ આવી બેસી રહ્યો. પછી શ્રીઆચાર્યજી પ્રાતઃકાલની સંધ્યાવંદન કરવાને વિશ્રાંત પધાર્યા. ત્યારે નારાયણદાસે દંડવત્ કર્યા. ત્યારે શ્રીઆચાર્યજી કહે, આખર પશુ તો ખરો. વિશ્વાસ નહી. ત્યારે નારાયણદાસે વિનતી કરી, મહારાજ! આપનાં વચન બધાં સાચાં છે. ધ્રુવઘાટ ઉપર દ્રવ્ય જોયું. તે લોભ કરીને લેવા લાગ્યો. ત્યારે બે મનુષ્ય જલથી નીકળીને મારવા લાગ્યા. અને કહે, શ્રીઆચાર્યજીની આજ્ઞા હોય તો લઈ જા. તે મહારાજ! એ બે મનુષ્ય કોણ હતા? અને આપે

वे दोय जने कौन हे ? और आप मोकों पशु कहें, ताको कारन कहा ? सो कृपा करि के कहिये। तब श्रीआचार्यजी कहें, वे दोऊ वरुण के दूत हे, सो तोकों लेन न दिये। और तू लेतो तो तेरो जनम बिगरि जातो। और तू लीला में वानर श्रीगोकुल को है, सो असमर्पित खाय के संसार में परयो दुःख भोगत हैं। तब नारायणदास दण्डवत करि विनती किये, महाराज ! मोकों या संसार दुःख सों छुड़ाईये। अब मोकों द्रव्य की चाह नाहीं हैं। तब श्रीआचार्यजी नारायणदास कों श्रीयमुनाजी में स्नान कराय कें नाम निवेदन कराये। तब नारायणदास ने कही, महाराज ! मोकों भगवद् सेवा पधराय दीजिये ! तब श्रीआचार्यजी कहें, पशु सों कहूँ पुष्टिमार्ग की सेवा बनी है ? तातें तू अष्टाक्षर मंत्र कों रात्र दिन कह्यो करियो। तोकों याही तें भगवद् प्राप्ति होयगी। और आजु पाछे श्रीयमुनाजी के तीर काहु सों कछू लीजो मति। तू घर में रहियो, तोकों घर में ही सब कछु आय रहेगो। विश्वास दृढ़ राखियो। यह कहि आप सन्ध्या वन्दन करि महावन पधारे। नारायणदास घर में आय बैठि रहे। अष्टाक्षर मंत्र मुख सों कहन लागे। सो वाही दिन एक जनो रुपैया दस घर में दे गयो। तातें नारायणदास को विश्वास बढ्यो। पाछे घर में रह्यो करते, श्रीआचार्यजी को आश्रय करि अष्टाक्षर जप्यो करते।

---

પશુ કહ્યો તેનું કારણ શું ? તે કૃપા કરીને કહીએ. ત્યારે શ્રીઆચાર્યજી કહે, એ બે વરુણના દૂત હતા. એને તને લેવા ન દીધો અને તૂ લેતો તો તારો જન્મ બગડી જતો. અને તૂ લીલામાં શ્રીગોકુલનો વાંદરો છે. તે અસમર્પિત ખાઇને સંસારમાં પડયો દુઃખ ભોગવે છે. ત્યારે નારાયણદાસે વિનંતી કરી, મહારાજ ! મને આ સંસાર દુઃખથી છોડાવો. હવે મને દ્રવ્યની ચાહના નથી. ત્યારે શ્રીઆચાર્યજીએ નારાયણદાસને શ્રીયમુનાજીમાં સ્નાન કરાવીને નામ–નિવેદન કરાવ્યું. ત્યારે નારાયણદાસે કહ્યું, મહારાજ ! મને ભગવદ્સેવા પધરાવી આપો. ત્યારે શ્રીઆચાર્યજી કહે, પશુથી કંઈ પુષ્ટિમાર્ગની સેવા બની છે? તેથી તૂ અષ્ટાક્ષર મંત્રને રાત દિવસ કહ્યો કર. તને એનાથી જ ભગવદ્પ્રાપ્તિ થશે. અને આજ પછી શ્રીયમુનાજીના કિનારે કોઈથી કંઈ લઈશ નહી. તૂ ઘરમાં રહેજે. તને ઘરમાં જ સર્વ કંઈ આવી રહેશે. વિશ્વાસ દૃઢ રાખજે. એમ કહી આપ સંધ્યાવંદન કરી મહાવન પધાર્યા. નારાયણદાસ ઘરમાં આવીને બેસી રહ્યા. અષ્ટાક્ષર મંત્ર મુખથી કહેવા લાગ્યા. તે તેજ દિવસે એક જણો રૂપીઆ દશ ઘરમાં દઇ ગયો. તેથી નારાયણદાસને વિશ્વાસ વધ્યો. પછી ઘરમાં રહ્યા આવતા. શ્રીઆચાર્યજીનો આશ્રય કરી અષ્ટાક્ષર જપ્યા કરતા.

वार्ता प्रसंग १—सो नारायणदास भाटकों श्रीमदनमोहनजी ने आज्ञा दीनी । जो–मैं बृन्दावन में राधाबाग में हो । सो तू मोकों धरती खोदि के बाहिर पधराऊ। तब नारायणदास बृन्दावन में जाय राधाबाग में खोदि के श्रीमदनमोहनजी कों पधराय, मथुरा आये । सो कोइक दिन में अडे़ल तें श्रीगोपीनाथजी मथुरा पधारे । तब नारायणदास ने श्रीगोपीनाथजी सों सगरे समाचार कहे । तब श्रीगोपीनाथजी ने मदनमोहनजी कों पंचामृत स्नान कराय पाट बैठारे । सो कछुक दिनलों नारायणदास ने सेवा कीनी । पाछे नारायणदास ने देह छोडी ता पाछे नारायणदास के सगे संबंधी कुटुंबी कोई न हतो । ताते वैष्णव ने श्रीगुसांईजी सों कह्यो, महाराज ! नारायणदास की देह छूटी । अब श्रीमदनमोहनजी कों कहाँ पधरावें । तब बंगाली कछुक दिन श्रीनाथजी की सेवा करी हती, सो बंगाली कों श्रीमदनमोहनजी दिये । वार्ता ॥५८॥

भावप्रकाश—ताको कारन यह है, जो–श्रीगोपीनाथजी के पाट बैठारे हते। सो गोपीनाथजी बलदेवजी को रूप है । तिनके सेव्य मर्यादा मार्गीय ठाकुर हे । ताते श्रीगुसांईजी बंगालीन कों मर्यादा मार्गीय पूजा करन कों दिये । पुष्टिमार्गीय वैष्णव कों नाहीं दिये, न आप राखें । जो–श्रीआचार्यजी के सेव्य होते

---

વાર્તા-પ્રસંગ ૧–તે નારાયણદાસ ભાટને શ્રીમદનમોહનજીએ આજ્ઞા દીધી કે હું વૃંદાવનમાં રાધાબાગમાં છું. ત્યાંથી તૂ મને ધરતી ખોદીને બહાર પધરાવ. ત્યારે નારાયણદાસ વૃંદાવનમાં જઇ રાધાબાગમાં ખોદીને શ્રીમદનમોહનજીને પધરાવી મથુરા આવ્યા. પછી કેટલા દિવસમાં અડેલથી શ્રીગોપીનાથજી મથુરા પધાર્યા ત્યારે નારાયણદાસે શ્રીગોપીનાથજીને બધા સમાચાર કહ્યા. ત્યારે શ્રીગોપીનાથજીએ મદનમોહનજીને પંચામૃત સ્નાન કરાવી પાટ બેસાડ્યા. તે કેટલાક દિવસ સુધી નારાયણદાસે સેવા કરી. પછી નારાયણદાસની દેહ છુટી. તેમને સગુ સંબંધી કોઇ ન હતું. તેથી વૈષ્ણવે શ્રીગુસાંઇજીને કહ્યું, મહારાજ ! નારાયણદાસની દેહ છુટી. હવે શ્રીમદનમોહનજીને ક્યાં પધરાવીએ ? ત્યારે બંગાલીએ કેટલાક દિવસ શ્રીનાથજીની સેવા કરી હતી. તે બંગાલીને શ્રીમદનમોહનજી દીધા. વાર્તા ॥ ૫૮ ॥

ભાવપ્રકાશ—તેનું કારણ એ કે શ્રીગોપીનાથજીના પાટ બેસાડેલા હતા. તે શ્રીગોપીનાથજી બલદેવજીનું સ્વરૂપ છે. તેમના સેવ્ય મર્યાદામાર્ગીય ઠાકુરજી હતા તેથી શ્રીગુસાંઇજીએ બંગાલીઓને મર્યાદામાર્ગીય પૂજા કરવાને આપ્યા. પુષ્ટિમાર્ગીય વૈષ્ણવને નહી આપ્યા. ન પોતે રાખ્યા. શ્રીઆચાર્યજીના સેવ્ય હોતા તો

तो आप राखते। श्रीगोपीनाथजी पाट बैठारे हते तातें श्रीवल्लभकुल वैष्णव दरसन कूं जात हैं। सो नारायणदास ऐसे भगवदीय हे। वैष्णव ॥५८॥

* * *

**अब श्रीआचार्यजी महाप्रभुन के सेवक, नारायणदास लुहाणा, ठट्टा के वासी, तिनकी वार्ता कौ भाव कहत हैं—**

**भावप्रकाश**—सो नारायणदास लीला में विसाखाजी की सखी हैं। लीला में इनको नाम 'केतकी' है। सो ठट्ठा गाम में एक लुहाणा के घर प्रगटे। सो लुहाणा गाम में एक बड़ो सेठ हतो। सो बडी बधाई करी। पाछे नारायणदास पांच वर्ष के भये। सो नारायणदास के सगरे देह पर फोड़ा भये। सो पिताने देस देसतें गुनी बुलाय औषध कियो। परन्तु काहू सों आछे न भये। तब नारायणदास के पिताने सबन सों कही, जो—नारायणदास कों कोऊ आछो करे तो लाख रुपैया उनकों देय। सो पांच वर्ष बीति गये, परन्तु फोरा न गये। सो नारायणदास सूकि गये। पाछे पृथ्वी परिक्रमा करत श्रीआचार्यजी ठट्ठे पधारे। सो काहू नें नारायणदास के पिता सों कही, श्रीवल्लभाचार्यजी पधारे हैं, मायावाद खंडन किये हैं। सो उनकी कृपा होय तो नारायणदास अब आछे होय जाय। तब नारायणदास

---

પોતે રાખતા. શ્રીગોપીનાથજીએ પાટ બેસાડયા તેથી શ્રીવલ્લભકુલ વૈષ્ણવ દર્શન કરવા જાય છે. તે નારાયણદાસ એવા ભગવદીય હતા. વૈષ્ણવ ॥૫૮॥

* * *

હવે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના સેવક, નારાયણદાસ લુહાણા, ઠઠ્ઠાના વાસી, તેમની વાર્તાનો ભાવ કહીએ છીએ:—

**ભાવપ્રકાશ**—તે નારાયણદાસ લીલામાં વિશાખાજીની સખી છે. લીલામાં એમનું નામ 'કેતકી' છે. તે ઠઠ્ઠા ગામમાં એક લુવાણાના ઘરે પ્રકટ્યા. તે લુવાણો ગામમાં એક મોટો શેઠ હતો. તેણે મોટી વધાઈ કરી. પછી નારાયણદાસ પાંચ વર્ષના થયા. ત્યારે નારાયણદાસના બધા દેહે ગુમડાં થયાં ત્યારે પિતાએ દેશ દેશથી ગુણી બોલાવી ઔષધ કર્યું. પરંતુ કોઇનાથી સારા ન થયા. ત્યારે નારાયણદાસના પિતાએ બધાને કહ્યું, કે નારાયણદાસને સારો કરે તો લાખ રૂપીઆ એને દઉં. તે પાંચ વર્ષ વીતી ગયાં પરંતુ ફોડા ન ગયા. નારાયણદાસ સુકાઇ ગયા. પછી પૃથ્વી પરિક્રમા કરતાં શ્રીઆચાર્યજી ઠઠ્ઠે પધાર્યા. તે કોઇએ નારાયણદાસના પિતાને કહ્યું, શ્રીવલ્લભાચાર્યજી પધાર્યા છે. માયાવાદ ખંડન કર્યો છે. એમની કૃપા થાય તો નારાયણદાસ હમણાં સારા થઈ જાય. ત્યારે નારાયણદાસના પિતા નારાયણદાસને ડોલીમાં

को पिता नारायणदास कूं डोली में बैठारि हजार रुपैया भेट ले आयो। पाछे श्रीआचार्यजी महाप्रभुन कों दण्डवत कियो, हजार रुपैया आगे धरयो। तब श्रीआचार्यजी खीज के कहैं, कहा हम वैद्य हैं, जो–फोरा आछे करें ? हमारे तो, जो–कोई हमारो सेवक है तिनको लेत हैं, उनकों भगवद् नाम सुनावत हैं। श्रीठाकुरजी को नाम हमतें सुनि जा, और यह द्रव्य ले जा। हमकों नाहीं चाहिये। तब नारायणदास के पिता ने पाग श्रीआचार्यजी के आगे धरी। ओर चरन पकरि दण्डवत करि परयो रह्यो, कह्यो आप ईश्वर हो। यह पुत्र अपनी ओर तें मोकों देत हों। मैं आपकी सरनि हों। मोपर कृपा करोगे तब मैं घर कों जाऊंगो। तब श्रीआचार्यजी कहैं, अब तू अपने बेटा कों ले घर जा। हम तेरे घर पधारि के आछो करि देंयगे, तब जगत जानेगो नाहीं। अब जो–आछो करे तो सगरो जगत अनेक दुःख सों लपटे हैं सो हमारे पीछे पड़े। तब नारायणदास के पिता ने कही, महाराज ! मैं घर जाऊँ। (और) आप (अन्यत्र) पधारो तो मैं फिर आपके चरन कहां पाऊँ ? तातें मेरे माथे हाथ धरो, जो हम तेरे घर आवेंगे। तथा चरन धरो तो मोकों विश्वास होय। या प्रकार बचन देहो तो मैं जाऊँ। तब श्रीआचार्यजी कहै, तेरे माथे तो चरन हाथ कछू नाहि धरूं, तू दैवी नाहीं। अपने स्वार्थ के लिये

---

બેસાડી હજાર રૂપીઆ ભેટ લઇને આવ્યો. પછી શ્રીઆચાર્યજી મહાપ્રભુને દંડવત્ કર્યા, હજાર રૂપીઆ આગળ ધર્યા. ત્યારે શ્રીઆચાર્યજીએ ખીજીને કહ્યું, શું અમે વૈદ્ય છીએ જેથી ફોડા સારા કરીએ ? અમારે તો જે કોઈ અમારો સેવક છે તેનું લઈએ છીએ. એમને ભગવન્નામ સંભળાવીએ છીએ. શ્રીઠાકુરજીનું નામ અમારાથી સાંભળી જા અને આ દ્રવ્ય લઇ જા. અમારે નથી જોઈતું. ત્યારે નારાયણદાસના પિતાએ શ્રીઆચાર્યજીના આગળ પાગ ધરી અને ચરણ પકડી દંડવત્ કરીને પડી રહ્યો. કહ્યું, આપ ઈશ્વર છો. આ પુત્ર આપના તરફથી મને દો છો. હુ આપની શરણ છું. મારા ઉપર કૃપા કરશો ત્યારે હું ઘરે જઇશ. ત્યારે શ્રીઆચાર્યજી કહે, હવે તૂ તારા બેટાને લઈ ઘર જા. અમે તારા ઘર પધારીને સારો કરી દઇશું. ત્યારે જગત જાણશે નહી. હમણાં જો સારો કરીએ તો બધું જગત જે અનેક દુઃખોથી લપટયું છે તે અમારી પાછળ પડે. ત્યારે નારાયણદાસના પિતાએ કહ્યું, મહારાજ ! હું ઘર જાઉં અને આપ અન્યત્ર પધારો તો હું ફરી આપના ચરણારવિંદ કયાં મેળવું ? તેથી મારા માથે હાથ ધરો કે અમે તારા ઘર આવીશું. તથા ચરણ ધરો તો મને વિશ્વાસ થાય. આ પ્રકારે વચન દો તો હું જાઉં. ત્યારે શ્રીઆચાર્યજી કહે,

दैन्यता करत है। तेरे कछू प्रीति नाहीं है। नारायणदास दैवी जीव है, याकों सरनि लेनो है। सो याके माथे हाथ धरूंगो। तब नारायणदास के पिता ने कही, महाराज! मैं इतनी विनती या पुत्र के लिये ही करत हों, और मोय कछू नाहीं चहिये। याही के माथे हाथ धरो। तब श्रीआचार्यजी नारायणदास के पास डोली में जाय देखें तो परयो है। सो दोऊ चरन माथे पर छाती पर धरि परदा डारि दिये। कहे, अब घर ले जा। तब नारायणदास को पिता घर ले जाय नारायणदास कों देखें तो कहूं फोड़ा को नाम नहीं, सुन्दर देही है। तब पुत्र कों गोद लेन लाग्यो। तब नारायणदास ने कही, मोकों आछो किये सो कहां है? तब नारायणदास के पिता ने कही, गाम बाहिर तलाव पर हैं। तब नारायणदास ने कही, एक मनुष्य मेरे साथ करि देऊ, तहाँ मैं जाऊँगो। तब पिता ने कही असवारी पर बैठि के जाऊ, घोड़ा है पालकी है। तब नारायणदास ने कही, तू मूर्ख है। भगवान के दरसन कों पायन जैये। तब नारायणदास संग मनुष्य ले श्रीआचार्यजी के पास आय दण्डवत करिके विनती करी, मोकों कृपा करिके सरनि लीजिये। और मोकों आप आछो कियो, मेरे मस्तक पर छाती पर चरन धरे परन्तु मोकों

---

તારા માથે તો ચરણ-હાથ કઇ નહીં ધરૂં. તૂ દૈવી નથી. તારા સ્વાર્થના માટે દીનતા કરે છે. તારામાં કંઈ પ્રીતિ નથી. નારાયણદાસ દૈવી જીવ છે એને શરણે લેવો છે તેથી એને માથે હાથ ધરીશ. ત્યારે નારાયણદાસના પિતાએ કહ્યું, મહારાજ! હું આટલી વિનંતી આ પુત્રને માટે જ કરૂં છું. બીજું મને કંઈ ન જોઇએ એનાજ માથે હાથ ધરો. ત્યારે શ્રીઆચાર્યજી નારાયણદાસને પાસે ડોલીમાં જઈ જુએ તો પડયો છે. ત્યારે બન્ને ચરણ માથા ઉપર છાતી ઉપર ધરી પડદો નાખી દીધો. કહે, હવે ઘર લઈ જા. ત્યારે નારાયણદાસનો પિતા ઘરે લઈ જઈ નારાયણદાસને જુએ તો કંઈ ગુમડાનું નામ નહીં. સુંદર દેહ છે. ત્યારે પુત્રને ગોદ લેવા લાગ્યો. ત્યારે નારાયણદાસે કહ્યુ, મને સારો કર્યો તે કયાં છે? ત્યારે નારાયણદાસના પિતાએ કહ્યું, ગામ બહાર તલાવ ઉપર છે. ત્યારે નારાયણદાસે કહ્યું, એક મનુષ્ય મારી સાથે કરી દો ત્યાં હું જઇશ. ત્યારે પિતાએ કહ્યુ, અસવારી ઉપર બેસીને જા. ઘોડા છે પાલખી છે. ત્યારે નારાયણદાસે કહ્યુ, તૂ મુર્ખ છે. ભગવાનના દર્શને પગે જઇએ. ત્યારે નારાયણદાસ સાથે મનુષ્ય લઇ શ્રીઆચાર્યજીની પાસે આવી દંડવત્ કરી વિનતી કરી, મને કૃપા કરીને શરણે લો. અને મને આપ સારો કર્યો. મારા મસ્તક ઉપર છાતી ઉપર ચરણ ધર્યા પરંતુ મને દર્શન દીધાં નહી તેનું શું કારણ? ત્યારે શ્રી-

दरसन दिये नाहीं ताको कहा कारण ? तब श्रीआचार्यजी तलाव में नारायणदास कों न्हवाय के नाम सुनाये । तब नारायणदास ने कही, महाराज ! मैं महा अनाथ हतो सरीर हूँ करि, और बड़े घर में जन्म भयो दुःसंग सों घिरघो अष्ट प्रहर। ऐसो मैं महादुष्ट पापी तापर आप इतनी कृपा करी, सो आप ही सों बने । अब मोकों जो आज्ञा आप देऊ सो मैं करूँ, जामें मेरो उद्धार होय । विवेक, धैर्य, कबहू छूटे नाहीं. आपके चरन में मन लग्यो ही रहैं । तब श्रीआचार्यजी कहें, यह तो तोकूँ जब माथे पर, हृदय पर चरन धरघो तब ही सगरो धर्म धरि दियो । अब तोकों भगवत सेवा देत हों, तिनकी सेवा करियो । सो कुंकुम मँगाय दोऊ चरणारविन्द में लगाय एक वस्त्र पर छाप के चरणारविन्द की सेवा दीनी । और कहें, अब तुम घर जाऊ । तुमकों दृढ़ भक्ति दीनी है । और यह पिता हजार रुपैया डारि गयो है सो पिता कों दीज्यो । तब नारायणदास ने कही, महाराज ! यह मेरी ओर तें भेट राखो । तब श्रीआचार्यजी कहै, तेरी ओर की बहुतेरी भेट राखेंगे । पिता तो थोरे दिनन में मरेगो । तब राखेंगे । यह दैवी द्रव्य नाहीं है । तब श्रीआचार्यजी कहें, तेरो नाम नारायणदास ! आगे सब कोऊ नरिया कहते । तब नारायणदास दंडवत करि श्रीआचार्यजी सों बिदा होय घर आये । पिता कों

---

આચાર્યજીએ તલાવમાં નારાયણદાસને ન્હવડાવીને નામ સંભળાવ્યું. ત્યારે નારાયણદાસે કહ્યુ, મહારાજ ! હુ મહા અનાથ હતો શરીરે કરીને, અને મોટા ઘરમાં જન્મ થયો. તે દુઃસગથી અષ્ટપ્રહર ઘેર્યો. એવો હું મહા દુષ્ટ પાપી તેના ઉપર આપે આટલી કૃપા કરી. તે આપથી જ બને. હવે મને જે આજ્ઞા આપ દો તે હુ કરૂં. જેમાં મારો ઉદ્ધાર થાય. વિવેક ધૈર્ય કદીય છૂટે નહીં. આપના ચરણમાં મન લાગ્યું જ રહે. ત્યારે શ્રીઆચાર્યજી કહે, એ તો તને જ્યારે માથા ઉપર હૃદય ઉપર ચરણ ધર્યા ત્યારે જ બધો ધર્મ ધરી દીધો. હવે તને ભગવત્સેવા દઉં છું તેની સેવા કરજે. પછી કંકુ મંગાવી બન્ને ચરણારવિંદમાં લગાડી એક વસ્ત્ર ઉપર છાપીને આપના ચરણારવિંદની સેવા દીધી અને કહ્યું, હવે તમે ઘર જાવ. તમને દઢ ભક્તિ દીધી છે. વળી આ હજાર રૂપૈયા ( તારો ) પિતા નાખી ગયો છે તે તેને આપજે. ત્યારે નારાયણદાસે કહ્યુ, મહારાજ ! આ મારી તરફથી ભેટ રાખો. ત્યારે શ્રીઆચાર્યજી કહે, તારી તરફથી ઘણી ભેટ રાખીશું. પિતા તો થોડા દિવસોમાં મરશે ત્યારે રાખીશું. આ દૈવી દ્રવ્ય નથી. પછી શ્રીઆચાર્યજી કહે, તારૂ નામ નારાયણદાસ, પહેલાં બધા નરિયા કહેતા. ત્યારે નારાયણદાસ દંડવત્ કરી શ્રીઆચાર્યજીથી વિદાય થઇ ઘરે

हजार रुपैया दिये। तब पिताने कही, यह तो मैं श्रीआचार्यजी के भेट करयो हतो, तू क्यों ले आयो? उह मेरे उपर बड़ो उपकार किये हैं। जो-तोकों आछो कियो। और अधिक लेवे को मन होय तो दस पाँच हजार ले जा। तब नारायणदास ने कही, उनकों कछु नाहीं चहिये। वे तो केवल परमार्थ करन के लिये प्रगटे हैं। तब पिता चुप होय रह्यो। तब नारायणदास एक हवेली न्यारी लेके रहे। तहाँ सेवा श्रीआचार्यजी के चरणारविन्दकी करन लागे। पाछे श्रीआचार्यजी पृथ्वी परिक्रमा करन कों पधारे। यहां नारायणदास सबके हाथ को जल छोड़ि दिये। कोई वैष्णव आवे तो भरें, के आप भरें। सो पिता सुनिके नारायणदास पर खीज्यौ। जो तू कहा मजूर है? जो जल भरत हैं। ताते यह किनने तोकों सिखायो है? तब नारायणदास ने कही, तू मोसों मति बोले। मेरे मन में आवेगी सो मैं करूँगो। तू कोंन मैं कोन? यह बात सुनिके पिता क्रोध करिके कह्यो, मेरे द्रव्य सों बैठो खात है, खर्च करत है। और मोसों डेढ़ो बोलत है? तब नारायणदास ने गहना, कपड़ा, वासन जो द्रव्य हतो सो सब पिता के घर पठाय दियो। तब पिता रूठि गयो। सो यह सगरी बात बादशाहने सुनी। सो बादशाह ने नारायणदास कों कुलदीवानगीरी दीनी। सो वह देसाधिपति के यहां नारायण-

---

આવ્યા. પિતાને હજાર રૂપીઆ આપ્યા. ત્યારે પિતાએ કહ્યું, આ તો મે શ્રીઆચાર્યજીને ભેટ કર્યા હતા. તૂ કેમ લઈ આવ્યો ? એમણે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે, જે તને સારો કર્યો. બીજા વધુ લેવાની ઈચ્છા હોય તો દશ પાંચ હજાર લઈ જા. ત્યારે નારાયણદાસે કહ્યું, એમને કંઈ નથી જોઇતુ. એ તો કેવળ પરમાર્થ કરવાને માટે પ્રકટ્યા છે. ત્યારે પિતા ચૂપ થઇ રહ્યો. ત્યારે નારાયણદાસ એક હવેલી અલગ લઇને રહ્યા. ત્યાં શ્રીઆચાર્યજીના ચરણારવિંદની સેવા કરવા લાગ્યા. પછી શ્રીઆચાર્યજી પૃથ્વી પરિક્રમા કરવાને પધાર્યા. અહીં નારાયણદાસે બધાના હાથનું જલ છોડી દીધું. કોઇ વૈષ્ણવ આવે તો ભરે કે પોતે ભરે. ત્યારે પિતા સાંભળીને નારાયણદાસ ઉપર ખીજ્યો., કે તૂ શું મજૂર છે? કે પાણી ભરે છે? તેથી તને આ કોણે શિખવાડયું છે? ત્યારે નારાયણદાસે કહ્યું, તૂં મારાથી ન બોલીશ. મારા મનમાં આવશે તે હું કરીશ. તૂ કોણ હું કોણ? એ વાત સાંભળીને પિતા ક્રોધ કરીને કહે, મારા દ્રવ્યથી બેઠ્યો ખાય છે. ખર્ચ કરે છે.-હવે મારાથી વાંકું બોલે છે? ત્યારે નારાયણદાસે ઘરેણાં કપડાં વાસણ જે દ્રવ્ય હતું તે બધું પિતાના ઘરે મોકલી દીધું. ત્યારે પિતા રિસાયો. આ બધી વાત બાદશાહે સાંભળી. તે બાદશાહે નારાયણદાસને કુલ્લ

निवेदन करवायो। जब श्रीगोवर्द्धननाथजी को वैभव बढ्यो तब कृष्णदास के मन में आई जो मृदंगी चहिये। तब गोवर्द्धनधर कहे, जो–गोकुल में स्यामकुम्हार है, सो मृदंग आछी बजावत है। ताकों श्रीगुसांईजी कों कहिके यहां राखो। तब कृष्णदास ने श्रीगुसांईजीसों कह्यो, जो–स्यामकुम्हार कों श्रीगोवर्द्धनधर की सेवा में राखो। जो–यह इच्छा प्रभुन की है। तब श्रीगुसांईजी आपु स्यामकुम्हार कों श्रीगोकुल तें बुलायके श्रीनाथजी की सेवा में राखे। सो ता दिन तें स्यामकुम्हार श्रीनाथजी के आगे मृदंग बजावतो। या प्रकार स्यामकुम्हार श्रीगिरिराज रह्यो।

**तब कृष्णदास ने स्यामकुम्हार कों बुलायके कह्यो, जो–श्रीगोवर्द्धननाथजी की इच्छा आजु परासोली में रास करिबे की है, सो मृदंग ले आवो, सेन आरती पीछे चलेंगे। तब स्यामकुम्हारने कह्यो, जो–मोहू कों आज्ञा दीनी है, तासों मृदंग लेके तिहारे पास आयो हूं। सो जब सेन आरती श्रीगोवर्द्धननाथजीकी होय चुकी, तब कृष्णदास स्यामकुम्हार कों लेके परासोली में चंद्रसरोवर है, तहां आये। तहां देखे तो श्रीगोवर्द्धनधर और श्रीस्वामिनीजी सगरी सखीन सहित बिराजे हैं। तब श्रीगोवर्द्धनधरने स्यामकुम्हार सों कही, जो–तू तो मृदंग बजाव, और कृष्णदास सों कह्यो, जो–तू कीर्तन गाव। सो चैत्र सुद १५ पून्यो के दिन रात्रि प्रहर डेढ़ गई, उजियारी फैल**

---

કુંભારને નામ નિવેદન કરાવ્યું. ( પછી ) જ્યારે શ્રીગોવર્દ્ધનનાથજીનો વૈભવ વધ્યો ત્યારે કૃષ્ણદાસના મનમાં આવ્યું કે મૃદંગી જોઈએ. ત્યારે શ્રીગોવર્દ્ધનનાથજી કહે, કે શ્રીગોકુલમાં શ્યામકુંભાર છે તે મૃદંગ સારી વગાડે છે. તેને શ્રીગુસાંઇજીને કહીને અહીં રાખો. ત્યારે કૃષ્ણદાસે શ્રીગુસાંઇજીને કહ્યું, કે શ્યામકુંભારને શ્રીગોવર્દ્ધનધરની સેવામાં રાખો. એ ઇચ્છા પ્રભુની છે. ત્યારે શ્રીગુસાંઇજીએ પોતે શ્યામકુંભારને શ્રીગોકુલથી બોલાવીને શ્રીનાથજીની સેવામાં રાખ્યા. તે દિવસથી શ્યામકુંભાર શ્રીનાથજીની આગળ મૃદંગ વગાડતો. એ પ્રકારે શ્યામકુંભાર શ્રીગિરિરાજ રહ્યો.

ત્યારે કૃષ્ણદાસે શ્યામકુંભારને બોલાવીને કહ્યુ, કે શ્રીગોવર્દ્ધનનાથજીની ઇચ્છા આજ પરાસોલીમાં રાસ કરવાની છે. તેથી મૃદંગ લઇ આવો સેન આર્તિ પછી ચાલીશું. ત્યારે શ્યામકુંભારે કહ્યું, કે મને પણ આજ્ઞા આપી છે તેથી મૃદંગ લઇને તમારી પાસે આવ્યો છું. પછી જ્યારે સેન આર્તિ શ્રીગોવર્દ્ધનનાથજીની થઇ ચૂકી ત્યારે કૃષ્ણદાસ શ્યામકુંભારને લઇને પરાસોલીમાં ચંદ્ર સરોવર છે ત્યાં આવ્યા. ત્યાં જુએ તો શ્રીગોવર્દ્ધનધર અને શ્રીસ્વામિનીજી બધી સખીઓ સહિત બિરાજ્યાં છે. ત્યારે શ્રીગોવર્દ્ધનધરે શ્યામકુંભારને કહ્યું, કે તૂ તો મૃદંગ બજાવ અને

गई सो अलौकिक रात्रि भई। तब स्यामकुम्हारने मृदंग बजायो। सो वसंत ऋतु के सुंदर फूल लतानसों फूलि रहे। सो श्रीगोवर्द्धनधर श्रीस्वामिनीजी सहित नृत्य करन लागे। ता समय कृष्णदासने यह पद गायो। सो पद—

राग केदारो—श्रीवृषभाननंदनी नाचत लाल गिरिधरन संग, लाग डाट उरप तिरप रास रंग राच्यो। झप ताल मिल्यो राग केदारो सप्त सुरन अवघट २ सुघरतान गान रंग राच्यो ॥ १ ॥ पाई सुख सुरनि सिद्धि भरत काम विविध रिद्धि अभिनव वदन सम सुहाग हुलास रंग राच्यो। वनिता सत-जूथप पिय निरखि थक्यो सघन चंद वलिहारी 'कृष्णदास' सुघर रंग राच्यो ॥ २ ॥

सो यह पद सुनिके श्रीगोवर्द्धनधर प्रसन्न होयके अपने श्री-कंठ की प्रसादी कुंद कुसुमन की माला दीनी। सो कृष्णदास अपने परम भाग्य माने सो रोमरोम में आनंद भरि गयो। सो तब रस में मगन होयके यह पद गायो सो पद—

राग मालव—(१) अलग लागत उरप तिरप गति नटवत् व्रजललना रासें। उघटत सब्द ततथेइ ततथेइ मृगनयनी इषद हासे ॥ १ ॥ भाल चंद लजावत गावत बांधत मदन भोंह पासे। चलत उरज कटि किंकिनी कुंडल श्रमजल-कन सोभित आसे ॥ २ ॥ नूपुर कुनित क्वणित कटिमेखला कटितट काछे नील सु वासे। अवघट तानमान बंधाने मोहित विश्व चरन न्यासे ॥ ३ ॥ मोहनलाल गोवर्द्धनधारी रिझवत छेल सुघर लासे। अपने कंठ की श्रमजल दलमलि माला देति 'कृष्णदासे' ॥ ४ ॥

(२) ततथेई रासमंडल में बने नाचत पियके संग प्रीतमप्यारी। गावत सरस सुजात मिलवत चपल कुटिल भोंह अनियारी ॥ १ ॥ मालव राग अलापति भामिनी लेति उरप नागर नारी। प्यारी के संग वेनु बजावत सुघरराय श्रीगोवर्द्धन-धारी ॥ २ ॥ 'कृष्णदास' प्रभु सोभग सींवा सब युवतिन में सुकुमारी। जोरी अद्भुत प्रगटित भूतल केलिकलारस मनुहारी ॥ ३ ॥

---

કૃષ્ણદાસને કહ્યું, કે તૂ કીર્તન ગા. તે ચૈત્ર સુદી ૧૫ પુનમના દિવસે રાત્રિ દોઢ પ્રહર ગઇ અજવાળું ફેલાઇ ગયું. તે અલૌકિક રાત્રિ થઇ. ત્યારે શ્યામકુંભારે મૃદંગ વગાડી. વસંત ઋતુનાં સુંદર ફૂલ લતાઓથી ફૂલી રહ્યાં છે. ત્યારે શ્રીગોવર્દ્ધનધર શ્રીસ્વામિ-નીજી સહિત નૃત્ય કરવા લાગ્યા. તે સમયે કૃષ્ણદાસે આ પદ ગાયું. તે પદ—'શ્રીવૃષ-ભાનનંદની નાચત૦' ( ઉપર જુઓ ). એ પદ સાંભળીને શ્રીગોવર્દ્ધનધરે પ્રસન્ન થઇને પોતાના શ્રીકંઠની પ્રસાદી માળા, કુંદના ફૂલોની માળા આપી. ત્યારે કૃષ્ણદાસે પોતાનાં પરમ ભાગ્ય માન્યાં. એથી રોમરોમમાં આનંદ ભરાઇ ગયો. ત્યારે રસમાં મગન થઇને આ પદ ગાયાં. તે પદ ( ૧ ) 'અલાગ લાગિન૦' ( ૨ ) 'તતા થેઇ'

(३) चंद गोविंद गोपी तारा गन बने रास में बनवारी। मुख प्रताप रंजित वृंदावन नवल युवतिजन सुखकारी ॥ १ ॥ कमलनयन कमनीय मनोहर मनहरनी गोकुल-नारी। हस्तकमल पर गलित कुसुमदल नृत्यमान् प्रीतम प्यारी ॥ २ ॥ रसमयरास-रसिकनि भामिनी अतिरसाल बने बिहारी। 'कृष्णदास' प्रभु रसिक शिरोमनि रसिकराय गिरिवरधारी ॥

(४) सिखवति हरिकों मुरली बजावत। सप्त रंध्र पर धरत अंगुली दल कंध बाहु धरि मधुरे गावत ॥ १ ॥ सरसभेद गति राग कान्हरो गति बिलासवर नयन नचावत।'कृष्णदास' बलि बलि वैभवकी गिरिधर पिय प्यारी मन भावत ॥२॥

सो या प्रकार बहोत कीर्तन कृष्णदासजी गाये। तब स्याम-कुम्हार मृदंग बहोत सुंदर बजायो। सो श्रीगोवर्द्धनधर, श्रीस्वामिनीजी सगरे व्रजभक्तन सहित परम अद्भुत नृत्य किये। सो श्रीआचार्यजी महाप्रभुन की कानि तें कृष्णदास पर श्रीगोवर्द्धनधर एसी कृपा करते। ता पाछें श्रीगोवर्द्धनधर श्रीस्वामिनीजी सहित सगरे व्रजभक्त अंतर्धान भये। तब कृष्णदास और स्यामकुम्हार मृदंग लेके गोपालपुर आये, सो कृष्णदास ने समे २ के कीर्तन किये।

वार्ता-प्रसंग ४—और एक दिन सूरदासजीनें कृष्णदाससों कही, जो-कृष्णदास! तुमने जितने कीर्तन किये तामें मेरी छाया आवत है। तब कृष्णदासने कही, जो-अबके ऐसो पद करूं सो तामें तिहारी छाया न आवे। पाछें कृष्णदास एकांत में बेठिके विचार किये एकाग्र मन करिके, जो-सूरदास जो वस्तु न गाये होय सो गावनो, यह विचार किये। सो जा लीला को विचार कियो ताही लीला के पद

---

રાસમંડલ૦' (૩) 'ચંદ ગોવિંદ ગોપી તારાગન૦' (૪) 'સિખવત પિયકો૦' એ પ્રકારે ઘણાં કીર્તન કૃષ્ણદાસે ગાયાં ત્યારે શ્યામકુંભારે મૃદંગ બહુ સુંદર વગાડી. ત્યારે શ્રીગોવર્દ્ધનધર શ્રીસ્વામિનીજીએ બધા વ્રજભક્તો સહિત અદ્‌ભુત નૃત્ય કર્યું. તે શ્રીઆચાર્યજી મહાપ્રભુની કાનિથી કૃષ્ણદાસ ઉપર શ્રીગોવર્દ્ધનધર એવી કૃપા કરતા. તે પછી શ્રીગોવર્દ્ધનધર શ્રીસ્વામિનીજી સહિત બધા વ્રજભક્તો અંતર્ધાન થયાં. ત્યારે કૃષ્ણદાસ અને શ્યામકુંભાર મૃદંગ લઇને ગોપાલપુર આવ્યા. કૃષ્ણદાસે સમય સમયનાં કીર્તન ઘણાં કર્યાં.

વાર્તા-પ્રસંગ ૪-વળી એક દિવસ સૂરદાસજીએ કૃષ્ણદાસજીને કહ્યું, કે કૃષ્ણદાસ! તમે જેટલાં કીર્તન કર્યાં તેમાં મારી છાયા આવે છે. ત્યારે કૃષ્ણદાસે કહ્યું, કે હવે એવું પદ કરૂં કે તેમાં તમારી છાયા ન આવે. પછી કૃષ્ણદાસે એકાંતમાં બેસીને વિચાર કર્યો. એકાગ્ર મન કરીને, કે સૂરદાસે જે વાત ન ગાઈ હોય તે ગાવી એ વિચાર કર્યો.

सूरदासजी (नें) गाये हैं। सो दान, मान, और गायन को वर्णन सब लीला के पद सूरदासजीने गाये हते। सो कृष्णदासजी विचार करत हारे। मनमें महाचिंता भई। सो कृष्णदासजी कों प्रहर एक गयो, सो हारिके उठि बैठे। जो कागज लेखनी द्वारा कलम धरिके महाप्रसाद लेन गये। तब श्रीगोवर्द्धनधर आयके पद पूरो करि गये। सो पद—

राग गोरी—आवत बने कान्ह गोप-बालक संग नेचुकी खुर-रेनु छुरित अलकावली। भौंह मन्मथ-चाप वक्रलोचन बान सीस सोभित मत्त मयूर-चंद्रावली ॥ १ ॥ उदित उडुराज सुंदर सिरोमनि वदन निरखि फूली नवल जुवति कुमुदावली। अरुन सकुचित अधरबिंब फल हसत कछू प्रगट होत कुंद दसनावली ॥ २ ॥ श्रवन कुंडल भाल तिलक बेसरि नाक, कंठ कौस्तुभमनि सुभ त्रिवलावली। रत्न हाटक खचित, उरसि पदिकनि पांति, बीच राजति सुभ्र झलक मुक्तावली ॥ ३ ॥ वलय कंकन बाजूबंद आजानुभुज मुद्रिका कर-दल विराजति नखावली। कुनित कर मुरलिका मोहित अखिल विश्व गोपिका जन-मनसि ग्रथित प्रेमावली ॥ ४ ॥ कटि छुद्र घंटिका जटित हीरामनि नाभि अंबुज वलित भ्रंग रोमावली। धाइ कवहुक चलत भक्त हित जानि पिय गंड मंडित रुचिर श्रमजल-कणावली ॥ ५ ॥ पीत कौशेय परिधान सुंदर अंग चलत नूपुर गीत सब्दावली। हृदय 'कृष्णदास' गिरिधरनलाल की चरन-नख-चंद्रिका हरति तिमिरावली ॥ ६ ॥

यह पद लिखिके आपु तो पधारे। सो 'नेचुकी' गायन को वर्णन सूरदासजीने नाहीं कियो हतो। जो 'नेचुकी' गाय, वासों कहिये, जो-पहले ब्यांत होय, ताको स्नेह बछरा ऊपर बहोत होय। सो ऐसी नेचुकी गाय काहू सखा ग्वाल सों घिरत नाहीं हैं, सो बारंबार अपने बछरा के तांई घर कों ही भाजत है। जो ऐसी नेचुकी के जूथ में

---

પછી જે લીલાનો વિચાર કરે તેજ લીલાનાં પદ સૂરદાસજીએ ગાયાં છે. દાન, માન, અને ગાયોનાં વર્ણન, બધી લીલાનાં પદ સૂરદાસજીએ ગાયાં હતાં. તેથી કૃષ્ણદાસજી વિચાર કરતાં થાકયા. મનમાં મોટી ચિંતા થઇ તેમાં કૃષ્ણદાસજીને એક પ્રહર ગયો. પછી થાકીને ઉઠી બેઠા. કાગળ, લેખની, ખડીયો, કલમ ધરીને મહાપ્રસાદ લેવા ગયા. ત્યારે શ્રીગોવર્દ્ધનધર આવીને પદ પુરૂં કરી ગયા. તે પદ—'આવત બને કાન્હ૦' ( ઉપર જુઓ ). એ પદ લખીને આપ તો પધાર્યા. તે નેચુકી ગાયનું વર્ણન સૂરદાસજીએ કર્યું ન હતું. નેચુકી ગાય એને કહીએ જે પહેલીવાર વિયાહી હોય તેનો સ્નેહ વાછડા ઉપર ઘણો હોય એવી નેચુકી ગાય કોઇ સખા-ગ્વાલથી ઘેરાતી નથી. એ વારંવાર પોતાના વાછડાને માટે ઘર તરફ જ ભાગે છે. એવી નેચુકીના યૂથમાં

श्रीठाकुरजी आपु पधारे हैं। तब नेचुकी गायकी खुर रेनु मुख पर अलकन पर लगी हैं। सो यह श्रीठाकुरजी आपु एक तुक करि कागज के ऊपर लिखिके पधारे। ता पाछें कृष्णदास महाप्रसाद आनंद सों लेके आये सो कीर्तन पूरन किये। सो पद—

राग गौरी—आवत बने०।

सो या प्रकार कीर्तन पूरो करिके कृष्णदासजी प्रसन्न होयके सूरदासजी के पास आये, हसत-हसत। तब सूरदासजी ने पूछी, जो आज बहोत प्रसन्न हसत आवत हो, सो कहा नौतन पद किये? तब कृष्णदास नें कह्यो, जो-आजु ऐसो पद कियो है, तामें तिहारे पदन की छाया नाहीं है। जो वस्तु तुमने गाई नहीं है। तब सूरदासजी कहे, जो-तुम मोकों बांचिके सुनावो तो सुनों। तब कृष्णदास (ने) पहली ही तुक कही, जो-ताही कों सुनिके कृष्णदास सों सूरदासजी बोले, जो-कृष्णदास! मेरे तिहारे वाद है। कछु तिहारे बापसों विवाद नाहीं है। सो यामें तिहारो कहा है? जो मैंने नेचुकी नाहीं गाई सो प्रभु कहि दिये। और तो श्रीअंगके वरनन के मेरे हजारन पद हैं, सोई तुमने गायके पूरन किये हैं। यह सूरदासजी के बचन सुनिके कृष्णदास चुप होय रहे।

भावप्रकाश—सो तहां यह संदेह होय, जो-कृष्णदासजी तो ललिताजी

---

શ્રીઠાકુરજી પોતે પધારે છે. ત્યારે નેચુકી ગાયની ખુર-રેણુ મુખ ઉપર અલકો (વાળ) ઉપર લાગી છે એ શ્રીઠાકુરજી પોતે એક તુક કરી કાગળ ઉપર લખીને પધાર્યા. તે પછી કૃષ્ણદાસે મહાપ્રસાદ આનંદથી લઇને આવીને તે કીર્તન પુરૂં કર્યું. 'આવત બને૦' આ પ્રકારે કીર્તન પુરૂં કરીને કૃષ્ણદાસજી પ્રસન્ન થઇને સૂરદાસજીની પાસે આવ્યા હસતા હસતા. ત્યારે સૂરદાસજીએ પુછ્યું, કે આજ ઘણા પ્રસન્ન હસતા આવો છો તે શું નવીન પદ કર્યું ? ત્યારે કૃષ્ણદાસે કહ્યું, કે આજ એવું પદ કર્યું છે જેમાં તમારા પદોની છાયા નથી. એ વસ્તુ તમે ગાઇ નથી. ત્યારે સૂરદાસજી કહે, કે તમે મને વાંચીને સંભળાવો તો સાંભળું. ત્યારે કૃષ્ણદાસે પહેલીજ તુક કહી તેને જ સાંભળીને કૃષ્ણદાસથી સૂરદાસ બોલ્યા, કે કૃષ્ણદાસ મારે તમારે વાદ છે કંઇ તમારા બાપથી વાદ નથી. આમાં તમારૂં શું છે ? મેં નેચુકી ન ગાઇ તે પ્રભુએ કહી દીધું. બીજાં તો શ્રીઅંગનાં વર્ણનનાં મારાં હજારો પદ છે તેજ તમે ગાઇને પૂરાં કર્યાં છે. આ સૂરદાસજીનું વચન સાંભળીને કૃષ્ણદાસજી ચુપ થઇ રહ્યા.

ભાવપ્રકાશ—ત્યાં આ સંદેહ થાય કે કૃષ્ણદાસજી તો લલિતાજીનું સ્વરૂપ છે

को स्वरूप हैं, और श्रीगोवर्द्धननाथजी कृष्णदास की पक्ष किये, सो पद बनाये। तोहू सूरदासजी सों न जीते। ताको कारन कहा है? तहां कहत हैं, जो–कृष्णदासजी ललितारूप हैं। सो तैसेही सूरदासजी चंपकलतारूप हैं। परंतु अपनो अधिकार-भेद है। सो लीलाहू में श्रीललिताजी की सेवा श्रेष्ठ है। तैसेही यहां 'सेवा की भांत तें' कृष्णदास श्रेष्ठ। सो सगरे सेवकन की सेवा में चोकसी, सगरी वस्तु समारनी, सेवा को मंडान विस्तार करनो। यामें कृष्णदास परम चतुर। जैसे सुनार सों दरजी की सेवा न होय और दरजी सों सुनार के आभूषन को काम न होय। सो सब अपनी अपनी सेवा में चतुर हैं। और श्रीस्वामिनीजी की सखी दोऊ प्रिय हैं। तासों श्रीगोवर्द्धननाथजी की प्रीति तो दोउन के ऊपर है। परन्तु कृष्णदास के मन में रंचक अहंकार आयो, जो–मैं हू कीर्तन बहोत किये हैं।

सो वे कृष्णदास श्रीआचार्यजी के ऐसे कृपापात्र भगवदीय हते।

वार्ता-प्रसंग ५—और एक समय श्रीगोवर्द्धननाथजी के मंदिरमें सामग्री चहियत हती, सो तब कृष्णदास गाड़ा लिवाय आपु रथपर असवार होयके श्रीगोवर्द्धन सों, आगरे आये। सो जब आगरे के बजार में गये, तहां एक वेस्या अपनी छोरीकों नृत्य सिखावत हती। सो वह छोरी परम सुंदर बरस बारह की हती, कंठहू परम सुंदर

---

અને શ્રીગોવર્દ્ધનનાથજીએ કૃષ્ણદાસનો પક્ષ કર્યો, તે પદ બનાવ્યાં. તો પણ સૂરદાસજીથી જીત્યા નહીં તેનું શું કારણ છે? ત્યાં કહીએ છીએ, કે કૃષ્ણદાસજી લલિતા રૂપ છે. તેજ રીતે સૂરદાસજી ચંપકલતા રૂપ છે. પરંતુ પોતાનો અધિકાર ભેદ છે. લીલામાં પણ શ્રીલલિતાજીની સેવા શ્રેષ્ઠ છે તેજ રીતે અહીં સેવાના ભેદથી કૃષ્ણદાસ શ્રેષ્ઠ. તે બધા સેવકોની સેવામાં ચોકસી બધી વસ્તુ સંભાળવી સેવાના મંડાણનો વિસ્તાર કરવો. એમાં કૃષ્ણદાસ પરમ ચતુર. જેમ સોનીથી દરજીની સેવા ન થાય અને દરજીથી સોનીનાં આભૂષણનું કામ ન થાય. તે બધા પોતપોતાની સેવામાં ચતુર છે. વળી શ્રીસ્વામિનીજીની બન્ને પ્રિય સખી છે. તેથી શ્રીગોવર્દ્ધનનાથજીની પ્રીતિ તો બન્નેના ઉપર છે. પરંતુ કૃષ્ણદાસના મનમાં રંચક અહંકાર આવ્યો કે મેં પણ કીર્તન ઘણાં કર્યાં છે.

એ કૃષ્ણદાસ શ્રીઆચાર્યજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

વાર્તા-પ્રસંગ ૫-વળી એક સમય શ્રીગોવર્દ્ધનનાથજીના મંદિરમાં સામગ્રી જોઈતી હતી ત્યારે કૃષ્ણદાસ ગાડું મંગાવી પોતે રથ ઉપર અસવાર થઈને શ્રીગોવર્દ્ધનથી આગ્રા આવ્યા. જ્યારે આગ્રાના બજારમાં ગયા (ત્યારે) ત્યાં એક વેશ્યા પોતાની છોકરીને નૃત્ય શિખાવતી હતી. તે છોકરી પરમ સુંદર વર્ષ બારની હતી. કંઠ પણ પરમ સુંદર

हतो। सो गाननृत्य में चतुर बहोत हती। सो वह वेस्या ख्याल टप्पा गावत हती। सो वह छोरी को गान कृष्णदास के कानपें पर्यो हतो सो कृष्णदास के मनमें बैठि गयो, सो प्रसन्न होय गये। तब कृष्णदास ने तहां अपनो रथ ठाड़ो कियो। सो भीड़ सरकायके वा छोरी को रूप देखे, सो तहां गान सुनिके मोहित होय गये।

भावप्रकाश—तहां यह संदेह होय, जो–कृष्णदास श्रीआचार्यजी महाप्रभुन के कृपापात्र सेवक वेस्या के गान पर मोहित क्यों भये ? जो-ये तो श्रीठाकुरजी के ऊपर मोहित हैं। सो उनकों अप्सरा देवांगना तुच्छ दीसत हैं। और श्रीआचार्यजी आपु जलभेद ग्रंथ में कहे हैं, जो—

'वेश्यादिसहिता मत्ता गायका गर्तसंज्ञिताः।
जलार्थमेव गर्तास्तु नीचा गानोपजीविनः॥

वेस्यादि महित गायक भाट, डोम, नीच को गान सूकर के गड़ेला के जलवत् है। सो वामें न्हाय, पीवे, सो जैसें नीच को गानरस पीवे। या प्रकार के दोष श्रीआचार्यजी कहे हैं। सो कृष्णदास परमज्ञानवान मर्यादा के रक्षक। सो ये वेस्या के गानपें रीझे ? सो इनकी देखादेखी करे सो बहिर्मुख होय। ये तो सब कों सिक्षा देवे कों उद्धार करन कों प्रगटे हैं, तासों ये कृष्णदास वेस्या के ऊपर क्यों रीझे ? यह संदेह होय तहां कहत हैं, जो–यहां कारन और है। जो–यह

---

હતો. ગાન-નૃત્યમાં ચતુર ઘણી હતી. એ વેશ્યા ખ્યાલ–ટપ્પા ગાતી હતી. તે છોકરીનું ગાન કૃષ્ણદાસના કાન ઉપર પડયું હતું. તે કૃષ્ણદાસના મનમાં બેસી ગયું. તેથી પ્રસન્ન થઇ ગયા. ત્યારે કૃષ્ણદાસે ત્યાં પોતાનો રથ ઉભો રાખ્યો. પછી ભીડ ખસેડીને એ છોકરીનું રૂપ જોયું અને ત્યાં ગાન સાંભળીને મોહિત થઇ ગયા.

ભાવપ્રકાશ—અહીં સંદેહ થાય કે કૃષ્ણદાસ શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના કૃપાપાત્ર સેવક વેશ્યાના ગાન ઉપર મોહિત કેમ થયા ? એ તો શ્રીઠાકુરજી ઉપર મોહિત છે. એમને અપ્સરા દેવાંગના તુચ્છ દેખાય છે વળી શ્રીઆચાર્યજી પોતે 'જલભેદ' ગ્રંથમાં કહે છે કે 'વેશ્યાદિ મહિતા' ( ઉપર જુઓ ). વેશ્યાદિ સહિત ગાયક ભાટ, ડોમ. નીચનું ગાન. ભૂંડના ખાડાના જલવત્ છે. તેમાં ન્હાય પીવે તેમ નીચનું ગાન રસ પીવું છે. આ પ્રકારનો દોષ શ્રીઆચાર્યજીએ કહ્યો છે. તેથી કૃષ્ણદાસ પરમજ્ઞાનવાન મર્યાદાના રક્ષક તે વેશ્યાના ગાન ઉપર રીઝયા ? એમની દેખાદેખી કરે તે બહિર્મુખ થાય. એતો બધાને શિક્ષા દેવાને ઉદ્ધાર કરવાને પ્રકટ્યા છે. તેથી એ કૃષ્ણદાસ વેશ્યાના ઉપર કેમ રીઝયા ? એ સંદેહ થાય ત્યાં કહે છે કે અહીં કારણ બીજું છે. આ વેશ્યાની

वेस्या की छोरी लीला संबंधी दैवी जीव ललिताजी की सखी हैं, सो लीला में इनको नाम 'बहुभाषिनी' है। सो एक दिन ललिताजी श्रीठाकुरजी के लिये सामग्री करत हती, तब ललिताजी ने बहुभाषिनी सों कही, जो–तू मिश्री पीसिके ले आउ। सो बहुभाषिनी मिश्री को डबरा भरिके ले चली। सो दूसरी सखी सों बात करते करते छांटा उड्यो, सो मिश्री में पर्‍यो। सो बहुभाषिनी कों खबरि नाहीं। पाछे मिश्री को डबरा लेके ललिताजी के पास आई, तब ललिताजी परम चतुर हती, सो जानि गई। पाछे बहुभाषिनी सों कही, जो–यह सामग्री छुइ गई, जो–तेरे मुख तें छांटा पर्‍यो है। सो भगवद् इच्छा होनहार। तब बहुभाषिनी ने कही, जो–तुम झूठ कहत हों, छींटा तो नाहीं पर्‍यो। और श्रीठाकुरजी सखामंडली में सबकी जूठनि हू लेत हैं। सो तब ललिताजी ने कह्यो, जो-प्रभुन की लीला तू कहा जाने? प्रभु प्रसन्न होय चाहे सो करें सोई छाजे। जो-अपने मन तें कछू हीन क्रिया करे सोई भ्रष्ट। तासों तू हीन ठिकाने जनमेगी। तब बहुभाषिनी ने कही, जो-तुमहू शूद्र के घर जनम लेके मेरो उद्धार करो। जो-तुमकों छोड़िके मैं कहां जाऊँ? सो या प्रकार परस्पर शाप भयो। तब कृष्णदास शूद्र के घर जन्मे, और बहुभाषिनी को जनम वेस्या के घर मात्र भयो, सो लौकिक पुरुष को मुंह नाहीं देख्यो। सो कृष्णदास कों श्रीगोवर्द्धनधर प्रेरिके आगरे में वा वेस्या के अंगीकार के लिये पठाये। तासों कृष्णदास के हृदय में वेस्या को गान प्रिय लग्यो।

---

છોકરી લીલા સંબંધી દૈવી જીવ લલિતાજીની સખી છે. લીલામાં એમનું નામ 'બહુભાષિની' છે. એક દિવસ લલિતાજી શ્રીઠાકુરજીને માટે સામગ્રી કરતી હતી ત્યારે લલિતાજીએ બહુભાષિનીને કહ્યું, કે તૂ મિશ્રી પીસીને લઇ આવ. એટલે બહુભાષિની મિશ્રીનો ડબરો ભરીને લઇ ચાલી ત્યારે બીજી સખીને વાત કરતાં કરતાં છાંટો ઉડ્યો તે મિશ્રીમાં પડયો. તેની બહુભાષિનીને ખબર નહીં. પછી મિશ્રીનો ડબરો લઈને લલિતાજીની પાસે આવી. ત્યારે લલિતાજી પરમ ચતુર હતી તે જાણી ગઇ. પછી બહુભાષિનીને કહ્યું, કે આ સામગ્રી છેવાઇ ગઇ છે. તારા મુખથી છાંટો પડયો છે. પછી ભગવદીચ્છા હોનહાર ત્યારે બહુભાષિનીએ કહ્યું. કે તમે જૂઠું બોલો છો છાંટો તો નથી પડ્યો. વળી શ્રીઠાકુરજી સખા મંડલીમાં બધાની જૂઠ પણ લે છે ત્યારે લલિતાજીએ કહ્યું, કે પ્રભુની લીલાને તૂ શું જાણે? પ્રભુ પ્રસન્ન થઇ ચાહે તે કરે તેય શોભે પરંતુ પોતાના મનથી કંઇ હીન ક્રિયા કરે તે ભ્રષ્ટ. તેથી તૂ હીન જગાએ જન્મીશ. ત્યારે બહુભાષિનીએ કહ્યું, કે તમે પણ શુદ્રના ઘરે જન્મ લઇ મારો ઉદ્ધાર કરો. તમને છોડીને હું ક્યાં જઉં? આ પ્રકારે પરસ્પર શાપ થયો. ત્યારે કૃષ્ણદાસ શૂદ્રના ઘરે જન્મ્યા અને બહુભાષિનીનો

सो ठाड़े होयके गान नृत्य सुनिके मनमें विचारे, जो–यह सामग्री तो अति उत्तम है, और दैवी जीव है, सो श्रीगोवर्द्धननाथजी के लायक है। तासों श्रीगोवर्द्धननाथजी आपु वाकों अंगीकार करें तो आछो है। सो यह कृष्णदासजी अपने मन में विचार करिके दस रुपैया वा वेस्याकों देके कहे, जो–हमारे डेगन पर रात्रिकों आइयो। यह कहिके कृष्णदासजी जहां हवेली में हमेस उतरते ताही हवेलीमें उतरे, और सामग्री जो लेनी हती सो गाड़ा लदाय दिये। ता पाछें रात्रि प्रहर एक गई, तब वह वेस्या समाज सहित आई, सो तब नृत्य गान कियो। सो कृष्णदास बहोत प्रसन्न भये। तब वा वेस्या कों रुपैया १००) सौ दिये। और वा वेस्या सों कहे, जो–तेरो रूप, गान, नृत्य सब आछे हैं। तासों सवारे हम श्रीगोवर्द्धन जायगें, और हमारो सेठ तो उहां हैं, जो–तेरो मन होय तो तू चलियो। तब वा वेस्या ने कही, जो–हमकों तो यही चहिये। पाछें वह वेस्या अपने मनमें बहोत प्रसन्न भई, जो–ये इतने रुपैया दिये तो सेठ न जाने कहा देयगो? सो तब वेस्या ने घर आयके अपनी गाड़ी सिद्ध कराई, सो गायवे को साज सब आछे बनाय गाड़ी ऊपर धरि राख्यो। तब

---

જન્મ માત્ર વેશ્યાના ઘરે થયો પણ લૌકિકપુરુષનુ મુખ ન જોયું. એટલે કૃષ્ણદાસને શ્રીગોવર્દ્ધનધરે પ્રેરીને આગ્રામાં તે વેશ્યાના ઘરે મોકલ્યા. તેથી કૃષ્ણદાસના હૃદયમાં વેશ્યાનું ગાન પ્રિય લાગ્યું.

એથી ઉભા રહીને ગાન નૃત્ય સાંભળીને મનમાં વિચાર્યું, કે આ સામગ્રી તો અતિ ઉત્તમ છે. વળી દૈવી જીવ છે એથી શ્રીગોવર્દ્ધનનાથજીના લાયક છે. તેથી શ્રીગોવર્દ્ધનનાથજી પોતે એનો અંગીકાર કરે તો સારૂં છે. એમ કૃષ્ણદાસે પોતાના મનમાં વિચાર કરીને દશ રૂપૈયા એ વેશ્યાને આપીને કહે, કે અમારા મુકામે રાત્રિએ આવજો. એમ કહીને કૃષ્ણદાસજી જ્યાં હવેલીમાં હંમેશ ઉતરતા હતા તેજ હવેલીમાં ઉતર્યા અને સામગ્રી જે લેવી હતી તેનું ગાડું ભરાવી દીધું. તે પછી રાત્રિ પ્રહર એક ગઇ. ત્યારે એ વેશ્યા સમાજ સહિત આવી ત્યારે નૃત્યગાન કર્યું. તેથી કૃષ્ણદાસ બહુ પ્રસન્ન થયા. ત્યારે એ વેશ્યાને રૂપીઆ ૧૦૦) સો આપ્યા અને એ વેશ્યાને કહે, કે તારૂં રૂપ, ગાન, નૃત્ય બધું સારૂં છે. તેથી સવારે અમો શ્રીગોવર્દ્ધન જઇશું અને અમારો શેઠ તો ત્યાં છે. જો તારૂં મન હોય તો તૂ ચાલજે. ત્યારે એ વેશ્યાએ કહ્યું, કે અમારે તો આજ જોઇએ. પછી એ વેશ્યા પોતાના મનમાં બહુ પ્રસન્ન થઇ, કે આમણે આટલા રૂપીઆ આપ્યા તો શેઠ ન જાણે શું આપશે? ત્યાર પછી વેશ્યાએ ઘર

सवारे भये कृष्णदास के पास आई। पाछें कृष्णदास वा वेस्या कों लिवाय के ले चले, सो मथुरा आय रहे। तब दूसरे दिन मथुरा तें चले सो मध्यान्ह समय गोपालपुर में आये। पाछें वा वेस्या कों न्हवाय के नवीन वस्त्र पहेरवेकों दियो, सो वाने पहर्‍यो। तब कृष्णदास अपने मन में विचारे, जो-यह ख्याल टप्पा गायगी सो श्रीगोवर्द्धनधर सुनेंगे। तासों मैं याकों एक पद सिखाऊं। तब कृष्णदास ने वा वेस्या कों एक पद सिखायो। और कह्यो, जो-ये पद तू पूरवी राग में गाइयो। सो पद—

राग पूर्वी—मेरो मन गिरिधर छवि पर अटक्यो। ललित त्रिभंगी अंगन ऊपर चलि गयो तहां ही ठठक्यो॥ १॥ सजल स्यामघन नील बरन है फिरि चित्त अनतन भटक्यो। 'कृष्णदास' कियो प्रान न्योछावरि यह तन जग सिर पटक्यो॥ २॥

यह पद कृष्णदासने वा वेस्या कों सिखायो। ता पाछें उत्थापन के दरसन होय चुके, तब भोग के दरसन के समय वा वेस्या कों समाज सहित कृष्णदास परवत के ऊपर ले गये।

भावप्रकाश—सो भोग के समय यातें ले गये, जो-उत्थापन के समय निकुंज में जागिके (श्रीठाकुरजी) उठत हैं। तातें उत्थापन भोग वेगि आयो चहिये। और भोग के दरसन-व्रज के मारग में पधारत हैं, सो अनेक भक्तन कों अंगीकार हैं। तासों याहू को अंगीकार करनो है। तासों भोग के समय कृष्णदास वेस्या कों परवत उपर ले गये।

---

આવીને પોતાની ગાદી સિદ્ધ કરાવી. પછી ગાવાનો સાજ બધો સુંદર બનાવી ગાદી ઉપર ધરી રાખ્યો. પછી સવાર થયે કૃષ્ણદાસની પાસે આવી. પછી કૃષ્ણદાસ એ વેશ્યાને સાથે લઇને ચાલ્યા તે મથુરા આવી રહ્યા. ત્યારે બીજા દિવસે મથુરાથી ચાલ્યા તે મધ્યાહ્ન સમયે ગોપાલપુરમાં આવ્યા. પછી એ વેશ્યાને ન્હવડાવીને નવીન વસ્ત્ર પહેરવાને આપ્યું એ એણે પહેર્યું. ત્યારે કૃષ્ણદાસ પોતાના મનમાં વિચારે, કે આ ખ્યાલ-ટપ્પા ગાશે તે શ્રીગોવર્દ્ધનધર સાંભળશે. તેથી હું એને એક પદ શિખવાડું. ત્યારે કૃષ્ણદાસે એ વેશ્યાને એક પદ શિખવાડ્યું અને કહ્યું, કે તું પૂર્વી રાગમાં ગાજે. તે પદ—'મેરો મન ગિરિધર છબી પર અટક્યો૦' (ઉપર જુઓ). એ પદ કૃષ્ણદાસે એ વેશ્યાને શિખવાડ્યું. તે પછી ઉત્થાપનનાં દર્શન થઇ ચૂક્યાં. ત્યારે ભોગના દર્શનના સમયે એ વેશ્યાને સમાજ સહિત કૃષ્ણદાસ પર્વત ઉપર લઇ ગયા.

ભાવપ્રકાશ—ભોગના સમયે એથી લઇ ગયા કે ઉત્થાપનના સમયે નિકુંજમાં જાગીને (શ્રીઠાકુરજી) ઉઠે છે. તેથી ઉત્થાપનનો ભોગ વ્હેલો આવવો જોઇએ અને ભોગનાં દર્શન (એટલે) વ્રજના માર્ગમાં પધારે છે ત્યારે અનેક ભક્તોને અંગીકાર

सो ठाड़े होयके गान नृत्य सुनिके मनमें विचारे, जो–यह सामग्री तो अति उत्तम है, और दैवी जीव है, सो श्रीगोवर्द्धननाथजी के लायक है। तासों श्रीगोवर्द्धननाथजी आपु वाकों अंगीकार करें तो आछो है। सो यह कृष्णदासजी अपने मन में विचार करिके दस रुपैया वा वेस्याकों देके कहे, जो–हमारे डेरान पर रात्रिकों आइयो। यह कहिके कृष्णदासजी जहां हवेली में हमेस उतरते ताही हवेलीमें उतरे, और सामग्री जो लेनी हती सो गाड़ा लदाय दिये। ता पाछें रात्रि प्रहर एक गई, तब वह वेस्या समाज सहित आई, सो तब नृत्य गान कियो। सो कृष्णदास बहोत प्रसन्न भये। तब वा वेस्या कों रुपैया १००) सौ दिये। और वा वेस्या सों कहे, जो–तेरो रूप, गान, नृत्य सब आछे हैं। तासों सवारे हम श्रीगोवर्द्धन जायगें, और हमारो सेठ तो उहां हैं, जो–तेरो मन होय तो तू चलियो। तब वा वेस्या ने कही, जो–हमकों तो यही चहिये। पाछें वह वेस्या अपने मनमें बहोत प्रसन्न भई, जो–ये इतने रुपैया दिये तो सेठ न जाने कहा देयगो? सो तब वेस्या ने घर आयके अपनी गाड़ी सिद्ध कराई, सो गायवे को साज सब आछे बनाय गाड़ी ऊपर धरि राख्यो। तब

---

જન્મ માત્ર વેશ્યાના ઘરે થયો પણ લૌકિકપુરુષનું મુખ ન જોયું. એટલે કૃષ્ણદાસને શ્રીગોવર્દ્ધનધરે પ્રેરીને આગ્રામાં તે વેશ્યાના ઘરે મોકલ્યા. તેથી કૃષ્ણદાસના હૃદયમાં વેશ્યાનું ગાન પ્રિય લાગ્યું.

એથી ઉભા રહીને ગાન નૃત્ય સાંભળીને મનમાં વિચાર્યું, કે આ સામગ્રી તો અતિ ઉત્તમ છે. વળી દૈવી જીવ છે એથી શ્રીગોવર્દ્ધનનાથજીના લાયક છે. તેથી શ્રીગોવર્દ્ધનનાથજી પોતે એનો અંગીકાર કરે તો સારૂં છે. એમ કૃષ્ણદાસે પોતાના મનમાં વિચાર કરીને દશ રૂપૈયા એ વેશ્યાને આપીને કહે, કે અમારા મુકામે રાત્રિએ આવજો. એમ કહીને કૃષ્ણદાસજી જ્યાં હવેલીમાં હંમેશ ઉતરતા હતા તેજ હવેલીમાં ઉતર્યા અને સામગ્રી જે લેવી હતી તેનું ગાડું ભરાવી દીધું. તે પછી રાત્રિ પ્રહર એક ગઇ. ત્યારે એ વેશ્યા સમાજ સહિત આવી ત્યારે નૃત્યગાન કર્યું. તેથી કૃષ્ણદાસ બહુ પ્રસન્ન થયા. ત્યારે એ વેશ્યાને રૂપીઆ ૧૦૦) સો આપ્યા અને એ વેશ્યાને કહે, કે તારૂં રૂપ, ગાન, નૃત્ય બહુ સારૂં છે. તેથી સવારે અમો શ્રીગોવર્દ્ધન જઇશું અને અમારો શેઠ તો ત્યાં છે. જો તારૂં મન હોય તો તું ચાલજે. ત્યારે એ વેશ્યાએ કહ્યું, કે અમારે તો આજ જોઇએ. પછી એ વેશ્યા પોતાના મનમાં બહુ પ્રસન્ન થઇ, કે આમણે આટલા રૂપીઆ આપ્યા તો શેઠ ન જાણે શું આપશે? ત્યાર પછી વેશ્યાએ ઘર

सवारे भये कृष्णदास के पास आई। पाछें कृष्णदास वा वेस्या कों लिवाय के ले चले, सो मथुरा आय रहे। तब दूसरे दिन मथुरा तें चले सो मध्यान्ह समय गोपालपुर में आये। पाछें वा वेस्या कों न्हवाय के नवीन वस्त्र पहेरवेकों दियो, सो वाने पहर्यो। तब कृष्णदास अपने मन में विचारे, जो-यह ख्याल टप्पा गायगी सो श्रीगोवर्द्धनधर सुनेंगे। तासों मैं याकों एक पद सिखाऊं। तब कृष्णदास ने वा वेस्या कों एक पद सिखायो। और कह्यो, जो-ये पद तू पूरवी राग में गाइयो। सो पद—

राग पूर्वी—मेरो मन गिरिधर छवि पर अटक्यो। ललित त्रिभंगी अंगन ऊपर चलि गयो तहां ही ठठक्यो ॥ १ ॥ सजल स्यामघन नील वरन है फिरि चित्त अनतन भटक्यो। 'कृष्णदास' कियो प्रान न्योछावरि यह तन जग सिर पटक्यो ॥ २॥

यह पद कृष्णदासने वा वेस्या कों सिखायो। ता पाछें उत्थापन के दरसन होय चुके, तब भोग के दरसन के समय वा वेस्या कों समाज सहित कृष्णदास परवत के ऊपर ले गये।

भावप्रकाश—सो भोग के समय यातें ले गये, जो-उत्थापन के समय निकुंज में जागिके (श्रीठाकुरजी) उठत हैं। तातें उत्थापन भोग वेगि आयो चहिये। और भोग के दरसन-व्रज के मारग में पधारत हैं, सो अनेक भक्तन कों अंगीकार हैं। तासों याहू को अंगीकार करनो है। तामों भोग के समय कृष્णदास वेस्या कों परवत उपर ले गये।

---

આવીને પોતાની ગાઠી સિદ્ધ કરાવી. પછી ગાવાનો સાજ બધો સુંદર બનાવી ગાડી ઉપર ધરી રાખ્યો. પછી સવાર થયે કૃષ્ણદાસની પાસે આવી. પછી કૃષ્ણદાસ એ વેશ્યાને સાથે લઇને ચાલ્યા તે મથુરા આવી રહ્યા. ત્યારે બીજા દિવસે મથુરાથી ચાલ્યા તે મધ્યાહ્ન સમયે ગોપાલપુરમાં આવ્યા. પછી એ વેશ્યાને ન્હવડાવીને નવીન વસ્ત્ર પહેરવાને આપ્યું એ એણે પહેર્યું. ત્યારે કૃષ્ણદાસ પોતાના મનમાં વિચારે, કે આ ખ્યાલ-ટપ્પા ગાશે તે શ્રીગોવર્દ્ધનધર સાંભળશે. તેથી હું એને એક પદ શિખવાડું. ત્યારે કૃષ્ણદાસે એ વેશ્યાને એક પદ શિખવાડ્યું અને કહ્યું. કે તું પૂર્વી રાગમાં ગાજે. તે પદ—'મેરો મન ગિરિધર છબી પર અટક્યો૦' (ઉપર જુઓ). એ પદ કૃષ્ણદાસે એ વેશ્યાને શિખવાડ્યું. તે પછી ઉત્થાપનનાં દર્શન થઇ ચૂક્યાં. ત્યારે ભોગના દર્શનના સમયે એ વેશ્યાને સમાજ સહિત કૃષ્ણદાસ પર્વત ઉપર લઇ ગયા.

ભાવપ્રકાશ—ભોગના સમયે એથી લઇ ગયા કે ઉત્થાપનના સમયે નિકુંજમાં જાગીને (શ્રીઠાકુરજી) ઉઠે છે. તેથી ઉત્થાપનનો ભોગ વ્હેલો આવવો જોઇએ અને ભોગનાં દર્શન (એટલે) વ્રજના માર્ગમાં પધારે છે ત્યારે અનેક ભક્તોને અંગીકાર

पाछें भोगके किवाड़ खुले। तब वह वेस्या ने पहले नृत्य कियो, ता पाछें गान करन लागी। सो कृष्णदास ने पद करिके सिखायो हतो सो गायो। सो गावत २ जब छेली तुक आई, जो–'कृष्णदास कियो प्रान न्योछावरि यह तन जग सिर पटक्यो' या पद को गान करत ही वा वेस्या की देह छूटि गई, सो दिव्य देह होय लीला में प्राप्त भई सो तब सगरे समाजी तथा वा वेस्याकी माता रोवन लागी। जो हम यासों कमाय खाते, अब हम कहा करेंगे? तब कृष्णदासने उनकों नीचे ले जायके कह्यो, जो–अब तो भई सो भई, जो याकी इतनी आरबल हती। सो या बात को कोऊ कहा करे? अब तुम कहो सो तुमकों देऊँ। तब उन कही, जो–हजार रुपैया देऊ जो–कछुक दिन खांय। पाछें जो होनहार होयगी सो सही। तब कृष्णदास नें हजार रुपैया देके उन सबन कों बिदा किये। सो या प्रकार वा वेस्या की छोरी कों श्रीगोवर्द्धननाथजी कृष्णदास की कानि तें आपु अंगीकार किये।

भावप्रकाश—तहां यह संदेह होय, जो–श्रीआचार्यजी के संबंध विना लीला की प्राप्ति कैसे भई? तहां कहत है, जो–कृष्णदास के हृदय में श्रीआचा-

---

કરે છે. તેથી આનો પણ અંગીકાર કરવો છે. જેથી ભોગના સમયે કૃષ્ણદાસ વેશ્યાને પર્વત ઉપર લઇ ગયા.

પછી ભોગનાં કમાડ ખુલ્યાં. ત્યારે એ વેશ્યાએ પહેલાં નૃત્ય કર્યું. તે પછી ગાન કરવા લાગી. કૃષ્ણદાસે પદ કરીને શિખવાડયું હતું તે ગાયું. તે ગાતાં ગાતાં જયારે છેલ્લી તુક આવી કે 'કૃષ્ણદાસ કિયો પ્રાન ન્યોછાવર યહ તન જગ શિર પટકયો' એ પદનું ગાન કરતાં જ તે વેશ્યાની દેહ છુટી ગઇ. તે દિવ્ય દેહથી લીલામાં પ્રાપ્ત થઇ. ત્યારે બધા સમાજી તથા તે વેશ્યાની માતા રોવા લાગી, કે અમે આનાથી કમાઇ ખાતાં હતા હવે અમે શું કરીશું? ત્યારે કૃષ્ણદાસે એમને નીચે લઇ જઇને કહ્યું, કે હવેતો થયું તે થયું. એની એટલી જ આયુષ્ય હતી. એ વાતને કોઇ શું કરે? હવે તમે કહો તે તમને આપું? ત્યારે એણે કહ્યું, કે હજાર રૂપેયા આપો જે થોડાક દિવસ ખાઇએ. પછી જે થવા કાળ હશે તે થશે. ત્યારે કૃષ્ણદાસે હજાર રૂપૈયા દઇને તે બધાંને વિદાય કર્યા. એ પ્રકારે એ વેશ્યાની છોકરીને શ્રીગોવર્દ્ધનનાથજીએ પોતે કૃષ્ણદાસની કાનિથી અંગીકાર કરી.

ભાવપ્રકાશ—ત્યાં એ સંદેહ થાય કે શ્રીઆચાર્યજીના સંબંધ વિના લીલાની પ્રાપ્તિ કેમ થઇ? ત્યાં કહીએ છીએ, જે કૃષ્ણદાસના હૃદયમાં શ્રીઆચાર્યજી બિરાજે છે.

र्यजी बिराजत हैं। सो कृष्णदास ने पद वेस्या की छोरी कों सिखायो, सो देखिवे मात्र है। या पद द्वारा श्रीआचार्यजी को संबंध कराये। तासों यह पहिली तुक में कहे, जो–'मेरो मन गिरधर–छवि पर अटक्यो' सो सगरो धरम, मन लगायवे की रीति करी है। जीव अपनी सत्ता मानि स्त्री, पुत्र, देह में मन लगायो (है) तामों समर्पन करावत हैं। तहां कोऊ कहे, जो-जीव सब दे चुक्यो है, जो-अपनी सत्ता छोड़िके प्रभुन की सत्ता सब है। तासों मोकों तो एक श्रीकृष्ण ही गति हैं। तासों या पद में कहे, जो-मेरो मन श्रीगोवर्द्धनधर की छवि पर अटक्यो, सो सब छोडिके। या प्रकार कृष्णदास द्वारा श्रीआचार्यजी आपु संबंध कराये, यह जाननो। तोहू संदेह होय, जो-गुरु विना लीला में कैसे प्राप्ति भई? सो अलीखान कों प्रभु दरसन दिये। पाछे अलीखान कों और अलीखान की बेटी कों सेवक होयवे की कही, सो सेवक कराये। यहां नाहीं कराये, यह संदेह होय। सो काहेते? जो-ब्रह्मसंबंध में श्रीगोवर्द्धनधर की हू यही आज्ञा है, जो-जाकों तुम ब्रह्म-संबंध करवावोगे, ताकूं मैं अंगीकार करूंगो। तासों इनकों श्रीआचार्यजी महाप्रभु, श्रीगुसांईजी द्वारा ब्रह्मसंबंध न भयो और लीला की प्राप्ति कैसे भई? उद्धार होय परंतु लीला की प्राप्ति अत्यंत दुर्लभ। सो ब्रह्मसंबंध को दान करिवे के लिये श्री-आचार्यजी के कुल को विस्तार भयो। सो काहे तें? जो-सेवकन कों श्रीआचार्यजी

---

કૃષ્ણદાસે પદ વેશ્યાની છોકરીને શિખવાડ્યું. તે દેખવા માત્ર છે. (પરંતુ) એ પદ દ્વારા શ્રીઆચાર્યજીનો સંબંધ કરાવ્યો તેથી એ પહેલી તુકમાં કહે કે 'મેરો મન ગિરિધર છબિ પર અટક્યો ' સઘળો ધર્મ, મન લગાડવાની રીત કરી છે. જીવે પોતાની સત્તા માની સ્ત્રી, પુત્ર, દેહમાં મન લગાડ્યું છે તેથી સમર્પણ કરાવે છે, ત્યાં કોઇ કહે જીવ બધું દઇ ચૂક્યો છે એટલે કે પોતાની સત્તા છોડીને પ્રભુની બધી સત્તા છે તેથી મને તો એક શ્રીકૃષ્ણ જ ગતિ છે તેથી આ પદમાં કહ્યું કે મારૂં મન શ્રીગોવર્દ્ધનધરની છબિ ઉપર અટક્યું તે બધું છોડીને એ પ્રકારે કૃષ્ણદાસ દ્વારા શ્રીઆચા-જીએ પોતે સંબંધ કરાવ્યો એ જાણવું. તો પણ સંદેહ થાય કે ગુરુ વિના લીલામાં કેવી રીતે પ્રાપ્તિ થઇ? અલીખાનને પ્રભુએ દર્શન દીધાં પછી અલીખાનને અને અલી-ખાનની બેટીને સેવક થવાનું કહ્યું તેમને સેવક કરાવ્યાં. અહીં નહીં કરાવી. એ સંદેહ થાય કેમકે બ્રહ્મસંબંધમાં શ્રીગોવર્દ્ધનધરની પણ એજ આજ્ઞા છે. કે જેને તમે બ્રહ્મસંબંધ કરાવશો તેનો હું અંગીકાર કરીશ તેથી આને શ્રીઆચાર્યજી મહાપ્રભુ શ્રીગુસાંઇજી દ્વારા બ્રહ્મસંબંધ ન થયું અને લીલાની પ્રાપ્તિ કેમ થઇ? ઉદ્ધાર થાય પરંતુ લીલાની પ્રાપ્તિ અત્યંત દુર્લભ બ્રહ્મસંબંધનું દાન કરવાને માટેજ શ્રીઆચાર્યજીના કુલનો

आपु नाम सुनायवे की आज्ञा दीनी, परि ब्रह्मसंबंध की नाहीं। तामों ब्रह्मसंबंध को दान वल्लभकुल ही तें होय। सो औग्तें फलित नाहीं है। यह संदेह होय, तहां कहत हैं, जो-वेस्या की छोरी देह तजिके लीला में गई। तहां लीला में ललिता, श्रीस्वामिनीजी सदा बिराजत हैं। सो कृष्णदासजी लीला में ललिता रूप होय जगत तें काढिके लीला में पठाये, सो लीला में श्रीललिताजी ने श्रीस्वामिनीजी द्वारा ब्रह्मसंबंध कराय अपनी सेवा में राखे। सो काहेतें? जो--ललिताजी की सखी है। या प्रकार ब्रह्मसंबंध भयो। सो जैसे मथुरा में नागर की बेटी कों लीला में ब्रह्मसंबंध श्रीगुसांईजी कराये, यह भाव जाननो।

सो वे कृष्णदास ऐसे भगवदीय हते। जो वेस्या कों अंगीकार करायो।

वार्ता-प्रसंग ६—और एक समय सगरे वैष्णव मिलिके कुंभनदासजी के पास आये। सो उनकों प्रीति सों बैठारिके पूछे, जो-आजु बड़ी कृपा करी, जो-कछु आज्ञा करिये। तब वैष्णवनने कही, जो-तुमसों कछु मारग की रीति सुनिवे कों आये हैं। तब कुंभनदासजी कह्यो, जो-मारग की रीति में तो कृष्णदास अधिकारी निपुण हैं, सो उनसों पूछो। तब उन वैष्णवनने कही, जो-हमारी सामर्थ्य नाहीं है, जो-कृष्णदास सों पूछि सकें। तब कुंभनदासजी ने कह्यो, जो-तुम

---

વિસ્તાર થયો, કેમકે સેવકોને શ્રીઆચાર્યજીએ નામ સંભળાવવાની આજ્ઞા આપી પરંતુ બ્રહ્મસંબંધની નહીં. તેથી બ્રહ્મસંબંધનું દાન વલ્લભકુલથીજ થાય. બીજાથી ફલિત નથી. એ સંદેહ હોય ત્યાં કહીએ છીએ કે વેશ્યાની છોકરી દેહ છોડીને લીલામાં ગઇ ત્યાં લીલામાં લલિતા, શ્રીસ્વામિનીજી સદા બિરાજે છે. તે કૃષ્ણદાસજી લીલામાં લલિતા રૂપ થઇ જગતમાંથી કાઢીને લીલામાં મોકલી. તે લીલામાં લલિતાજીએ શ્રીસ્વામિનીજી દ્વારા બ્રહ્મસંબંધ કરાવી પોતાની સેવામાં રાખી. કેમકે તે લલિતાજીની સખી છે. એ પ્રકારે બ્રહ્મસંબંધ થયું. જેમ મથુરામાં નાગરની બેટીને લીલામાં બ્રહ્મસંબંધ શ્રીગુસાંઇજીએ કરાવ્યું એ ભાવ જાણવો.

એ કૃષ્ણદાસ એવા ભગવદીય હતા, જે વેશ્યાનો અંગીકાર કરાવ્યો.

વાર્તા-પ્રસંગ ૬-વળી એક સમય બધા વૈષ્ણવો મળીને કુંભનદાસજીની પાસે આવ્યા. ત્યારે એમને પ્રીતિથી બેસાડીને પૂછયું, કે આજ મહાન્ કૃપા કરી કંઇ આજ્ઞા કરો. ત્યારે વૈષ્ણવોએ કહ્યું, કે તમારી પાસેથી કંઇ માર્ગની રીતિ સાંભળવાને આવ્યા છીએ. ત્યારે કુંભનદાસજીએ કહ્યું, કે માર્ગની રીતિમાં તો કૃષ્ણદાસ અધિકારી નિપુણ છે તેથી એમને પૂછો. ત્યારે એ વૈષ્ણવોએ કહ્યું, કે અમારી સામર્થ્ય નહીં જે

मेरे संग चलो, जो-तिहारी ओर तें हम पूछेंगे। तब सगरे वैष्णव कुंभनदासजी के संग गये।

भावप्रकाश—सो कुंभनदासजी यातें नाहीं कहे, जो-कुंभनदासजी को मन रहस्य लीला में मगन है। सो कहा जानिये जो प्रेम में कहा वस्तु निकसि पडे ? और कीर्तन में गूढ रीति सों लीला वरनन करत हैं। तासों जाको जैसो अधिकार है, ताकों तैसो कीर्तन में भासत है। और वैष्णवन सों कहनो परे सो खोलिके समुझावनो परे। तासों कुंभनदासजी कृष्णदास के पास सगरे वैष्णवन कों संग लेके आये।

सो तब सब वैष्णवन कों देखिके कृष्णदास बहोत प्रसन्न भये, और सबन कों आदर करिके बैठारे। ता समय कृष्णदासनें यह कीर्तन गायो। सो पद—

राग सारंग—गिरिधर जब अपुनो करि जाने। ताकौ मन भक्तन की सेवा भक्त चरनरज सदा लुभाने ॥ १ ॥ भक्तन में मति भक्तन में गति हरिजन हरि एक करि माने। 'कृष्णदास' मन वच क्रम करि हरिजन संगे हरि उर आने ॥ २ ॥

यह पद कृष्णदासने कह्यो। पाछें कृष्णदासने पूछी, जो-आज मो पर सगरे भगवदीय कृपा करे, सो-मेरे पास पधारे। तासों अब जो प्रसन्न होयके आज्ञा करो सो मैं करूं। तब कुंभनदासजीने कह्यो, जो-सगरे वैष्णवन को मन पुष्टिमारग की रीति सुनिवे को है। सो कहा कहिये ? कहा सुमिरन करिये ? जासों ऐसे पुष्टिमारगको अनुभव

---

(અમે) કૃષ્ણદાસને પૂછી શકીએ. ત્યારે કુંભનદાસજીએ કહ્યું, કે તમે મારી સાથે ચાલો. તમારી તરફથી અમે પૂછીશું. ત્યારે બધા વૈષ્ણવો કુંભનદાસજીની સાથે ગયા.

ભાવપ્રકાશ—કુંભનદાસજીએ એથી ના કહી કે કુંભનદાસનું મન રહસ્ય લીલામાં મગન છે. તેથી શું જાણિએ કે પ્રેમમાં કઇ વસ્તુ નિકળી જાય ? અને કીર્તનમાં (તો) ગૂઢ રીતિથી લીલા વર્ણન કરે છે તેથી જેનો જેવો અધિકાર છે તેને તેવું કીર્તનમાં દેખાય છે અને વૈષ્ણવોને કહેવું પડે તે (તો) ખોલીને સમજાવવું પડે તેથી કુંભનદાસજી કૃષ્ણદાસની પાસે બધા વૈષ્ણવોને સંગે લઇને આવ્યા

ત્યારે બધા વૈષ્ણવોને જોઇને કૃષ્ણદાસ બહુ પ્રસન્ન થયા અને બધાને આદર કરીને બેસાડ્યા. તે સમયે કૃષ્ણદાસે આ કીર્તન ગાયું. એ પદ—'ગિરિધર જબ અપુનો કરિ જાને' (ઉપર જુઓ). એ પદ કૃષ્ણદાસે ગાયું. પછી કૃષ્ણદાસે પૂછ્યું, કે આજ મારા ઉપર બધા ભગવદીયોએ કૃપા કરી, જે મારી પાસે પધાર્યા. તેથી હવે પ્રસન્ન થઇને જે આજ્ઞા કરો તે હું કરૂં. ત્યારે કુંભનદાસજીએ કહ્યું, કે બધા વૈષ્ણવોનું મન

होय, सो कृपा करिके सुनावो। तब कृष्णदासने कह्यो, जो–कुंभनदासजी! तुम सगरे प्रकार करिके योग्य हो, जो–श्रीआचार्यजी के कृपापात्र भगवदीय हो, सो उचित है। तुम बड़े हो, जो–तिहारे आगे मैं कहा कहूं? तुमसों कछू छानी नाहीं है। तब कुंभनदासजी कृष्णदाससों कहे, जो–तुम कहो, हमारी आज्ञा है। जो सगरे सेवकन में तुम मुख्य हो। सेवकन को कार्य तिहारे हाथ है, जो–यह पुष्टिमारग के अधिकारी तुम हो, तातें तुम कहो। तब कृष्णदासने पहले अष्टाक्षर को भाव कीर्तन में कह्यो, सो पद—

राग सारंग—कृष्ण श्रीकृष्णः शरणं मम उच्चरे। रेन दिन नित्य प्रति सदा पल छिन घडी करत विध्वंस जन अखिल अघ परिहरे॥१॥ होत हरिरूप व्रजभूप भावे सदा अगम भवसिंधुकों बिना साधन तरे। रहत निसदिवस आनंद उरमें भरे पुष्टि लीला सकल सार उर में धरे॥२॥ रमा अज सिव सेष सनकादि सुक सारदा व्यास नारद रटे पल मुख ना टरे। लाल गिरिधरनकी महिमा अतुल जगमगे सरन 'कृष्णदास' निगम नेति नेति करे॥३॥

सो यह अष्टाक्षरको भाव कहिके अब पंचाक्षरको भाव कीर्तन में गाये। सो पद—

राग सारंग—कृष्ण ये कृष्ण मन मांह गति जानिए। देह ईंद्रिय प्रान दारागारादि वित्त आतमा सकल श्रीकृष्ण की मानिए॥१॥ कृष्ण मम स्वामी हों दास मन वच क्रम, कर्ता येही सदा जिय आनिए। 'कृष्णदासनिनाथ' हरिदासवर्यधर चरनरज वल्लभाधीश मन सानिए॥२॥

सो ये दोय कीर्तन कृष्णदासने गाय सुनाये। तब सगरे वैष्णव प्रसन्न होयके कहे, जो–कृष्णदास! तुम धन्य हो, जो–दोय कीर्तन में

---

પુષ્ટિમાર્ગની રીતિ સાંભળવાનું છે. તેથી શું કહીએ? શું સ્મરણ કરીએ? જેનાથી આવા પુષ્ટિમાર્ગનો અનુભવ થાય? તે કૃપા કરીને સંભળાવો. ત્યારે કૃષ્ણદાસે કહ્યું, કે કુંભનદાસજી! તમે બધી રીતે યોગ્ય છો. શ્રીઆચાર્યજીના કૃપાપાત્ર ભગવદીય છો તેથી ઉચિત છે (જે તમે કહો) તમે મોટા છો. તમારી આગળ હું શું કહું? તમારાથી કંઇ છાનું નથી. ત્યારે કુંભનદાસજી કૃષ્ણદાસને કહે, કે તમે કહો અમારી આજ્ઞા છે. બધા સેવકોમાં તમે મુખ્ય છો. સેવકોનું કાર્ય તમારે હાથ છે. આ પુષ્ટિમાર્ગના અધિકારી તમે છો તેથી તમે કહો. ત્યારે કૃષ્ણદાસે પહેલાં અષ્ટાક્ષરનો ભાવ કીર્તનમાં કહ્યો, તે પદ—'કૃષ્ણ શ્રીકૃષ્ણ: શરણં મમ ઉચ્ચરે' (ઉપર જુઓ). આ અષ્ટાક્ષરનો ભાવ કહીને હવે પંચાક્ષરનો ભાવ કીર્તનમાં ગાયો. તે પદ—'કૃષ્ણ યે કૃષ્ણ મનમાંહ ગતિ જાનિયે' (ઉપર જુઓ). આ બે કીર્તન કૃષ્ણદાસે ગાઇ

संदेह दूरि कियो। और मारग को सब सिद्धांत बतायो। ता पाछें कृष्णदाससों विदा होयके सगरे वैष्णव अपने घर कों गये। सो वे कृष्णदास श्रीआचार्यजी के ऐसे कृपापात्र भगवदीय हते।

वार्ता-प्रसंग ७—और कृष्णदासको गंगाबाइ क्षत्रानीसों बहोत स्नेह हतो।

भावप्रकाश—सो काहेतें ? जो-लीला में गंगाबाई श्रुतिरूपा के जूथ में तामसी भक्त हैं। सो मथुरा के एक क्षत्री के घर जन्मी। पाछे वरस ११ की भई। तब गंगाबाई को मथुरा में एक क्षत्री के बेटा सों ब्याह भयो। पाछे गंगाबाई क्षत्राणी के जो बेटा होय सो मरि जाय, सो नौ बेटा भये। ता पाछे एक बेटी भई। सो बेटी को विवाह गंगाबाई क्षत्राणी ने कियो। सो गंगाबाई की बेटी के गहना बहोत हतो। सो वह बेटी मरी। सो बेटी को गहनो लाख रुपया को दाबि राख्यो, सो कछू मथुरा के हाकिम कों देके गहनो सब राख्यो। ता पाछे वरस ५५ की भई तब झगडा के लिये श्रीनाथजीद्वार आयके रही। सो कृष्णदास सों मिलिके श्रीआचार्यजी सों सेवक होयवे की कही। तब कृष्णदासने श्रीआचार्यजी सों विनती कीनी, जो-महाराज ! गंगाबाई क्षत्राणी कों सरन लीजिये। तब श्रीआचार्यजी आपु कहे, जो-जीव तो दैवी है, परंतु अभी मन श्रीठाकुरजी में

---

સંભળાવ્યાં ત્યારે બધા વૈષ્ણવો પ્રસન્ન થઇને કહે, કે કૃષ્ણદાસ ! તમે ધન્ય છો. જે કીર્તનમાં સંદેહ દૂર કર્યો અને માર્ગનો બધો સિદ્ધાંત બતાવ્યો. તે પછી કૃષ્ણદાસથી વિદાય થઇને બધા વૈષ્ણવો પોતાને ઘરે ગયા. એ કૃષ્ણદાસ શ્રીઆચાર્યજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

વાર્તા-પ્રસંગ ૭-વળી કૃષ્ણદાસને ગંગાબાઇ ક્ષત્રાણીથી બહુ સ્નેહ હતો.

ભાવપ્રકાશ—કેમકે લીલામાં ગંગાબાઇ શ્રુતિરૂપાના યૂથમાં તામસી ભક્ત છે તે મથુરાના એક ક્ષત્રીને ઘરે જન્મી. પછી વર્ષ ૧૧ ની થઈ ત્યારે ગંગાબાઇનું મથુરામાં એક ક્ષત્રીના બેટાથી લગ્ન થયું. પછી ગંગાબાઇ ક્ષત્રાણીને જે પુત્ર થાય તે મરી જાય. એમ નવ પુત્ર થયા. તે પછી એક પુત્રી થઇ. એ પુત્રીનો વિવાહ ગંગાબાઇ ક્ષત્રાણીએ કર્યો. તે ગંગાબાઇની પુત્રીને ઘરેણું ઘણું હતું. તે પુત્રી મરી ગઇ ત્યારે પુત્રીનું ઘરેણું લાખ રૂપીઆનું સંતાડી રાખ્યું. થોડું મથુરાના હાકેમને દઇને ઘરેણું બધું રાખ્યું. તે પછી વર્ષ ૫૫ની થઇ ત્યારે ઝઘડાને લીધે શ્રીનાથજીદ્વાર આવીને રહી. ત્યારે કૃષ્ણદાસને મળીને શ્રીઆચાર્યજીથી સેવક થવાનું કહ્યું. ત્યારે કૃષ્ણદાસે શ્રીઆચાર્યજીને વિનંતી કરી કે, મહારાજ ! ગંગાબાઇ ક્ષત્રાણીને શરણે લો. ત્યારે શ્રીઆચાર્યજી પોતે કહે, કે જીવ તો દૈવી છે પરંતુ હજુ મન શ્રીઠાકુરજીમાં નથી. ત્યારે કૃષ્ણદાસે

नाहीं है। तब कृष्णदास ने बिनती कीनी, जो–महाराज! आपकी कृपा तें श्रीगोवर्द्धननाथजी कृपा करेगें। पाछे श्रीआचार्यजी आपु कृष्णदास के आग्रह सों गंगाबाई कों नामनिवेदन करवायो। सो कृष्णदास पहले श्रीगोवर्द्धननाथजी के भेटिया होय के परदेस कों जाते, तब गंगाबाई क्षत्राणी मथुरा कों आवती। पाछे कृष्णदास श्रीनाथजीद्वार आवते तब गंगा क्षत्राणी हू मथुरा सों सगरी वस्तु ले श्रीजीद्वार आवती। सो कृष्णदास गंगाबाई को मन भगवद्धर्म में लगायवे के तांई दोऊ समे को महाप्रसाद श्रीनाथजी को वाके घर पठावते। क्यों? जो–गंगाबाई की खानपान में प्रीति बहोत हती। सो कृष्णदास बहोत सुंदर सामग्री श्रीनाथजी कों आरोगावते, और गंगाबाई कों भगवद्धर्म समुझावते। पाछे कृष्णदास गंगाबाई कों श्रीनाथजी के सगरे दरसन हू करावते। सो कृष्णदास के संग तें गंगा क्षत्राणी को मन अलौकिक भयो।

सो एक दिन श्रीगुसांईजी आपु श्रीगोवर्द्धननाथजी कों राजभोग समर्पत हते, सो सामग्री के ऊपर गंगाबाई की दृष्टि परी। तब श्रीगोवर्द्धननाथजी आपु राजभोग आरोगे नाहीं। ता पाछें श्रीगुसांईजी आपु भोग सरायो। पाछें राजभोग आरती करि अनोसर करि आपु परवत तें नीचे पधारे। सो सेवक भीतरिया महाप्रसाद

---

વિનંતી કરી કે મહારાજ! આપની કૃપાથી શ્રીગોવર્દ્ધનનાથજી કૃપા કરશે. પછી શ્રીઆચાર્યજીએ પોતે કૃષ્ણદાસના આગ્રહથી ગંગાબાઇને નામ નિવેદન કરાવ્યું. તે કૃષ્ણદાસ પહેલાં શ્રીગોવર્દ્ધનનાથજીના ભેટીઆ થઇને પરદેશમાં જતા ત્યારે ગંગાબાઇ ક્ષત્રાણી મથુરામાં આવતી પછી કૃષ્ણદાસ શ્રીનાથજીદ્વાર આવતા ત્યારે ગંગાક્ષત્રાણી પણ મથુરાથી બધી વસ્તુ લઇને શ્રીનાથજીદ્વાર આવતી. તે કૃષ્ણદાસ ગંગાબાઇનું મન ભગવદ્ધર્મમાં લગાડવાને માટે બન્ને સમયનો મહાપ્રસાદ શ્રીનાથજીનો એના ઘરે મોકલતા. કેમ? જે ગંગાબાઇની ખાનપાનમાં પ્રીતિ ઘણી હતી. તે કૃષ્ણદાસ બહુજ સુંદર સામગ્રી શ્રીનાથજીને આરોગાવતા અને ગંગાબાઇને ભગવદ્ધર્મ સમજાવતા. પછી કૃષ્ણદાસ ગંગાબાઇને શ્રીનાથજીનાં બધાં દર્શન કરાવતા. તે કૃષ્ણદાસના સંગથી ગંગા ક્ષત્રાણીનું મન અલૌકિક થયું.

તે એક દિવસ શ્રીગુસાંઇજી પોતે શ્રીગોવર્દ્ધનનાથજીને રાજભોગ સમર્પતા હતા. તે સામગ્રી ઉપર ગંગાબાઇની દૃષ્ટિ પડી. ત્યારે શ્રીગોવર્દ્ધનનાથજી પોતે રાજભોગ આરોગ્યા નહીં. તે પછી શ્રીગુસાંઇજીએ પોતે ભોગ સરાવ્યો. પછી રાજભોગ આર્તિ કરી અનોસર કરી પોતે પર્વતથી નીચે પધાર્યા. પછી સેવક ભીતરિયાએ મહાપ્રસાદ

लिये। और श्रीगुसांईजी आपहू महाप्रसाद लेके पौढ़े। ता पाछें श्रीगोवर्द्धननाथजी आय रामदास भीतरियाकों लात मारिके जगाये। तब रामदासजी जागे। सो देखे तो श्रीगोवर्द्धननाथजी हैं। सो रामदासजी दंडवत् करिके हाथ जोड़िके ठाड़े भये। तब श्रीगोवर्द्धननाथजी आपु रामदाससों कहे, जो–मैं तो भूख्यो हूं। पाछें रामदासजी ने श्रीगोवर्द्धननाथजी सों बिनती कीनी, जो–महाराज! श्रीगुसांईजी ने राजभोग समर्प्यो हतो, और तुम भूखे क्यों रहे? तब श्रीगोवर्द्धननाथजी ने कही, जो–राजभोग में तो सामग्री ऊपर गंगाबाई की दृष्टि परी, तासों मैं नाहीं आरोग्यो हूं। तब रामदासजी भीतरिया श्रीगुसांईजी के पास जाय चरणारविंद दाबिके जगाये, और बिनती कीनी, जो–महाराज! श्रीगोवर्द्धननाथजी आपु भूखे हैं। सो राजभोग में गंगाबाई की दृष्टि परी है, तासों श्रीगोवर्द्धननाथजी आपु राजभोग नाहीं आरोगे हैं। सो यह सुनत ही श्रीगुसांईजी आपु तत्काल उठिके स्नान करिके श्रीगोवर्द्धननाथजी के मंदिरमें पधारे। पाछें रामदासजी न्हाय के आये, इतने में सब भीतरिया हू स्नान करिके आये। तब श्रीगुसांईजी आपु सीतकाल देखिके भीतरियान सों कहे, जो–बड़ी और भात करो। सो वेगि सिद्ध होय जायगो, तातें तैयार करो। तब भीतरिया ने बड़ी और भात कियो। सो

---

લીધો અને શ્રીગુસાંઇજી પોતે પણ મહાપ્રસાદ લઇને પોઢયા. તે પછી શ્રીગોવર્દ્ધનનાથજીએ આવીને રામદાસ ભીતરિયાને લાત મારીને જગાડ્યા ત્યારે જાગ્યા. તે જુએ તો શ્રીગોવર્દ્ધનનાથજી છે. ત્યારે રામદાસજી દંડવત્ કરીને હાથ જોડીને ઉભા રહ્યા. ત્યારે શ્રીગોવર્દ્ધનનાથજી પોતે રામદાસને કહે, કે હું તો ભૂખ્યો છું. પછી રામદાસજીએ શ્રીગોવર્દ્ધનનાથજીને વિનંતી કરી, કે મહારાજ! શ્રીગુસાંઇજીએ રાજભોગ સમર્પ્યો હતો અને તમે ભૂખ્યા કેમ રહ્યા? ત્યારે શ્રીગોવર્દ્ધનનાથજીએ કહ્યું, કે રાજભોગમાં તો સામગ્રી ઉપર ગંગાબાઇની દૃષ્ટિ પડી તેથી હું આરોગ્યો નથી. ત્યારે રામદાસ ભીતરિયાએ શ્રીગુસાંઇજીની પાસે જઇને ચરણારવિંદ દાબીને (આપને) જગાડ્યા અને વિનંતી કરી કે, મહારાજ! શ્રીગોવર્દ્ધનનાથજી આપ ભૂખ્યા છે. રાજભોગમાં ગંગાબાઇની દૃષ્ટિ પડી છે તેથી શ્રીગોવર્દ્ધનનાથજી પોતે રાજભોગ આરોગ્યા નથી. એ સાંભળતાંજ શ્રીગુસાંઇજી પોતે તત્કાલ ઉઠીને સ્નાન કરીને શ્રીગોવર્દ્ધનનાથજીના મંદિરમાં પધાર્યા. પછી રામદાસજી ન્હાઇને આવ્યા એટલામાં બધા ભીતરિયા પણ સ્નાન કરીને આવ્યા. ત્યારે શ્રીગુસાંઇજી પોતે શીતકાલ જાણીને બધા ભીતરિયાઓને કહે, કે વડી અને ભાત કરો. તે જલ્દી સિદ્ધ થઇ જશે તેથી તૈયાર કરો. ત્યારે ભીતરિયાએ વડી

श्रीगुसांईजी आपु श्रीगोवर्द्धननथाजी कों भोग धरे। ता पाछें राज-भोग की सगरी सामग्री सिद्ध भई, और सेन भोगकी हू सगरी सामग्री सिद्ध भई। सो राजभोग, सेनभोग दोउ भोग संग ही श्रीगुसांईजी ने धरे। पाछें समय भये भोग सरायो। ता पाछें श्री-गोवर्द्धननाथजी कों पोढ़ायके अनोसर करवायके बाहिर पधारे। सो एक डबरा में बड़ीभात श्रीगुसांईजी अपुने श्रीहस्त में लेके परवत तें नीचे पधारे। पाछें सगरे सेवकन कों बड़ीभात अपने हाथ सों रंच-रंच दियो, और रंचक श्रीगुसांईजी आपु आरोगे। बड़ी भात महाप्रसाद बहुत स्वाद भयो, सो श्रीगुसांईजी आपु श्रीमुख सों बहोत सरहायो। पाछें रामदास आदि सब सेवकनने श्रीगुसांईजी सों कह्यो, महाराज! यह सामग्री तो सीतकाल में कितनीक बार करी है, परंतु आजु बहोत स्वाद भयो। तब श्रीगुसांईजी आपु कहे, जो-श्रीगोवर्द्धननाथजी आपु भूखे हते सो प्रीति सों आरोगे, तासों स्वाद अद्भुत भयो। ता समय कृष्णदास पास ठाड़े हते। सो कृष्णदास ने कही, जो-महाराज! आपुही करनहारे और आपुही आरोगनहारे, सो स्वाद क्यों न होय? तब श्रीगुसांईजी आपु वा समय श्रीमुखसों कहे, जो-ये तिहारे ही किये भोग भोगत हैं।

---

અને ભાત કર્યો. તે શ્રીગુસાંઇજી પોતે શ્રીગોવર્દ્ધનનાથજીને ભોગ ધર્યો. તે પછી રાજ-ભોગની બધી સામગ્રી સિદ્ધ થઇ અને સેનભોગની પણ બધી સામગ્રી સિદ્ધ થઇ તેથી રાજભોગ, સેનભોગ બન્ને ભોગ સંગે જ શ્રીગુસાંઇજીએ ધર્યા. પછી સમય થયે ભોગ સરાયો. ત્યાર પછી શ્રીગોવર્દ્ધનનાથજીને પોઢાવીને અનોસર કરાવીને બાહર પધાર્યા. ત્યારે એક ડબરામાં વડી-ભાત શ્રીગુસાંઇજી પોતાના શ્રીહસ્તમાં લઇને પર્વતથી નીચે ઉતર્યા. પછી બધા સેવકોને વડી-ભાત પોતાના હાથથી રંચ-રંચ આપ્યો અને રંચક શ્રીગુસાંઇજી પોતે આરોગ્યા. વડી-ભાત મહાપ્રસાદ (નો) બહુજ સ્વાદ થયો. તેને શ્રીગુસાંઇજીએ પોતે શ્રીમુખથી બહુ વખાણ્યો. પછી રામદાસ આદિ બધા સેવકોએ શ્રીગુસાંઇજીને કહ્યું, કે મહારાજ! આ સામગ્રી તો શીતકાલમાં કેટલીય વાર કરી છે પરંતુ આજ બહુ સ્વાદ થયો. ત્યારે શ્રીગુસાંઇજી પોતે કહે, કે શ્રીગોવ-ર્દ્ધનનાથજી આપ ભૂખ્યા હતા તેથી પ્રીતિથી આરોગ્યા તેથી સ્વાદ અદ્ભુત થયો. તે સમયે કૃષ્ણદાસ પાસે ઉભા હતા તે કૃષ્ણદાસે કહ્યું, કે મહારાજ! આપજ કરવા-વાળા અને આપજ આરોગવાવાળા, સ્વાદ કેમ ન થાય? ત્યારે શ્રીગુસાંઇજીએ પોતે તે સમયે શ્રીમુખથી કહ્યું, કે એ તમારાં જ કર્યા ભોગ ભોગવીએ છીએ.

भावप्रकाश—तहां यह संदेह होय, जो-श्रीगोवर्द्धननाथजी आरोगे नाहीं। सो श्रीगुसांईजी आपु भोग सराये, आचमन मुख वस्त्र करायो। पाछे श्रीगोवर्द्धनधर कों बीरी आरोगाये। सो भूखे श्रीगुसांईजी ने न जानें ? और बीरी आरोगत श्रीगोवर्द्धनधर श्रीगुसांईजी सों न कहे, जो-मैं राजभोग नाहीं आरोग्यो ? ताको कारन कहा ? जो-रामदास भीतरिया सों क्यों कहे ? सो यह संदेह होय तहां कहत हैं, जो-श्रीगोवर्द्धननाथजी वा दिना श्रीगोकुल में श्रीनवनीतप्रियजी के यहां श्रीगिरधरजी ने बड़ीभात करायो हतो, श्रीसोभावेटीजी किये। सो तब श्रीगिरधरजी और श्रीसोभावेटीजी के मन में आई, जो-श्रीगोवर्द्धनधर आपु पधारे और नौतन सामग्री आरोगें। तासों उहां वह दूसरो स्वरूप (भक्तोद्धारक) श्रीगिरिराजतें पधारिके श्रीगोवर्द्धनधर बड़ीभात आरोगे। और श्रीगिरिधरजी, श्रीसोभावेटीजी को तो मनोरथ, सो भक्तन कों अनुभव करावत हैं। सो स्वरूप तो आरोगि पाछें श्रीगिरिराज पर्वत के ऊपर पधारे। सो उहां (गिरिराजपें) सगरे सेवक महाप्रसाद ले चुके। और श्रीगुसांईजी आपु पोंढ़े। ता समय मंदिर में श्रीस्वामिनीजी ने पूछो, जो—कहो, कहां होय आये हो ? तब श्रीगोवर्द्धननाथजी कहे, जो—बड़ीभात श्रीगोकुल में श्रीगिरिधरजी श्रीसोभावेटीजी को मनोरथ (हतो) सो आरोग के आयो हूं। यह सुनिके श्रीस्वामिनीजी हू बड़ीभात आरोगवे को

---

ભાવપ્રકાશ—ત્યાં આ સંદેહ થાય કે શ્રીગોવર્દ્ધનનાથજી આરોગ્યા નહીં તો શ્રીગુસાંઇજીએ પોતે ભોગ સરાવી આચમન મુખ વસ્ત્ર કરાવ્યું. પછી શ્રીગોવર્દ્ધનધરને બીડી આરોગાવી ત્યારે ભૂખ્યા શ્રીગુસાંઇજીએ ન જાણ્યા અને બીડી આરોગતાં શ્રીગોવર્દ્ધનધરે શ્રીગુસાંઇજીને ન કહ્યું, કે હું રાજભોગ નથી આરોગ્યો ? તેનું કારણ શું ? રામદાસ ભીતરિયાને કેમ કહ્યું ? એ સંદેહ હોય ત્યાં કહીએ છીએ કે, શ્રીગોવર્દ્ધનનાથજી એ દિવસે શ્રીગોકુલમાં શ્રીનવનીતપ્રિયજીને ત્યાં શ્રીગિરિધરજીએ વડીભાત કરાવ્યો હતો શ્રીશોભાબેટીજીએ કર્યો હતો ત્યારે શ્રીગિરિધરજી અને શ્રીશોભાબેટીજીના મનમાં આવ્યું કે શ્રીગોવર્દ્ધનધર પોતે પધારે અને નૌતન સામગ્રી આરોગે, તેથી ત્યાં બીજા સ્વરૂપે (ભક્તોદ્ધારકરૂપે) શ્રીગિરિરાજજીથી પધારીને શ્રીગોવર્દ્ધનધર વડીભાત આરોગ્યા અને શ્રીગિરિધરજી શ્રીશોભાબેટીજીનો તો મનોરથ તેથી ભક્તોને અનુભવ કરાવે છે. તે સ્વરૂપે આરોગી પછી શ્રીગિરિરાજ પર્વતના ઉપર પધાર્યા. ત્યાં ગિરિરાજ ઉપર બધા સેવકો મહાપ્રસાદ લઇ ચૂકયા અને શ્રીગુસાંઇજી પોતે પોઢયા. તે સમયે મંદિરમાં શ્રીસ્વામિનીજીએ પૂછયું કે, કહો ! કયાં થઇ આવ્યા છો ? ત્યારે શ્રીગોવર્દ્ધનધર કહે, કે વડીભાતનો શ્રીગોકુલમાં શ્રીગિરિધરજી શ્રીશોભાબેટીજીનો મનોરથ હતો તે આરોગીને

मनोरथ कियो, जो–बड़ीभात आरोगें तो आछो सो यहाँ (तो) (राजभोग) होय चुके। तब स्वामिनीजी ने श्रीनाथजी सों कह्यो, जो–जायके रामदास सों कहो, जो–सामग्री पें गंगाबाई क्षत्राणी की दृष्टि परी है। सो काहेतें? जो–लीलासृष्टि के बचन हू सिद्ध करने हैं। सो श्रीगुसांईजी कों छै महिना को विप्रयोग है। सो यातें, जो–लीला में एक समय श्रीठाकुरजी ललिताजी सों कहे, जो–मैं तेरी निकुंज में पधारूँगो। यह बात श्रीचंद्रावली ने सुनी। सो श्रीचंद्रावलीजी ने श्रीठाकुरजी कों विविध चतुराई करि सेवा द्वारा ललिताजी के यहां छै मास तक पधारवे सों बरजे। सो ललिताजी विरह करि महा कृष होय गईं। पाछें यह बात श्रीस्वामिनीजी ने जानी, सो श्रीस्वामिनीजी ललिताजी कों संग लेके श्रीठाकुरजी के पास वाही समय आईं। और श्रीठाकुरजी सों कह्यो, जो–तुम (नें) छै महिना लों मेरी सखी कों विरह दियो, अब तुम छै महिना लों ललितासखी के बसमें रहोगे। और जाने मेरी सखी कों दुःख दियो हैं, सो छै महिना लों दुःख पावो, और वाकों तिहारो दरसन हू न होय। सो यह बात सुनिके श्रीठाकुरजी आपु चुप होय रहे। यह बात एक सखी ने श्रीचंद्रावलीजी सों कही। सो सुनिके श्रीचंद्रावलीजी कहे, जो-श्रीस्वामिनीजी श्रीठाकुरजी तो बड़े हैं। तासों इनसों तो कछू कही जाय नाहीं। परंतु ललिता सखी होय

---

આવ્યો છું. એ સાંભળીને શ્રીસ્વામિનીજીએ પણ વડીભાત આરોગવાનો મનોરથ કર્યો જે વડીભાત આરોગીએ તો સારૂં. પણ અહીં તો રાજભોગ થઇ ચૂકયા. ત્યારે શ્રીસ્વામિનીજીએ શ્રીનાથજીને કહ્યું, કે જઇને રામદાસને કહો કે સામગ્રી ઉપર ગંગાબાઇ ક્ષત્રાણીની દૃષ્ટિ પડી છે. કેમકે? લીલા સૃષ્ટિનાં વચન પણ સિદ્ધ કરવાં છે. શ્રીગુસાંઇજીને છ મહિનાનો વિપ્રયોગ છે. તે એ માટે કે લીલામાં એક સમય શ્રીઠાકુરજીએ લલિતાજીને કહ્યું, કે હું તારી નિકુંજમાં પધારીશ. એ વાત શ્રીચંદ્રાવલીજીએ સાંભળી. તેથી ચંદ્રાવલીજીએ શ્રીઠાકુરજીને વિવિધ ચતુરાઇ કરી સેવા દ્વારા લલિતાજીને ત્યાં છ મહિના સુધી પધારતાં રોકયા. તેથી લલિતાજી વિરહ કરીને મહા કૃશ થઇ ગઇ. પછી એ વાત શ્રીસ્વામિનીજીએ જાણી ત્યારે શ્રીસ્વામિનીજી લલિતાજીને સંગે લઇને શ્રીઠાકુરજીની પાસે તેજ સમયે આવ્યાં અને શ્રીઠાકુરજીને કહ્યું, કે તમે છ મહિના સુધી મારી સખીને વિરહ આપ્યો. હવે તમે છ મહિના સુધી લલિતા સખીના વશમાં રહેશો અને જેણે મારી સખીને દુઃખ દીધું છે તે છ મહીના સુધી દુઃખ પામો અને એને તમારાં દર્શન ન થાય. એ વાત સાંભળીને શ્રીઠાકુરજી આપ ચૂપ થઇ રહ્યા. એ વાત એક સખીએ શ્રીચંદ્રાવલીજીને કહી, એ સાંભળીને શ્રીચંદ્રાવલીજી કહે, કે શ્રીસ્વામિનીજી શ્રીઠાકોરજી તો મોટાં છે તેથી એમને તો કંઇ કહી શકાય નહીં. પરંતુ લલિતા સખી થઇ આવું ખોટું કામ

ऐसो खोटो कियो, जो–श्रीस्वामिनीजी की सखी, सो मेरी सखी बराबरि है। सो इन (नें) मोकों शाप दिवायो, जो–छैं महिना लों मोकों प्रभुन को दरसन हू नाहीं ! सो ललिता ने श्रीस्वामिनी–द्रोह कियो। सो काहेतें ? जो–श्रीठाकुरजी तें श्रीस्वामिनीजी प्रगटी हैं। और स्वामिनीजी के मुखचंद्रतें श्रीचंद्रावली प्रगटी। श्रीचंद्रावलीतें सगरी स्वामिनी सखी प्रगटी हैं। तासों श्रीठाकुरजी के दक्षिण भाग श्रीचंद्रावलीजी विराजत हैं। यातें, जो–सगरी सखीन के स्वामिनीरूप, श्रीचंद्रावलीजी (सो सब में) श्रेष्ठ हैं। तासों श्रीचंद्रावलीजी ने कही, जो–ललिता ने स्वामिनी–द्रोह कियो है। तासों ललिता की अकालं मृत्यु होऊ, और प्रेतयोनिकूं पावो। सो श्रीठाकुरजी हू, श्रीस्वामिनीहू रक्षा न करि सके। और काहूतें प्रेतयोनि निवृत्त न होय। जो–मोकों शाप दिवायो ताको यह फल भोगो। यह बात काहू सखी ने ललिता सों कही। सो सुनत ही ललिता महा कंपायमान होयके तत्काल दोरिके श्रीस्वामिनीजी के चरनन में आयके गिरि परी ! पाछे अपनी सब बात ललिता ने कही। तब श्रीस्वामिनीजी ने श्रीठाकुरजी कों बुलाय के कह्यो, जो–ललिताजी अपने हाथ सों गई तासों अब कछु उपाय करो। पाछें श्रीठाकुरजी श्रीस्वामिनीजी कों संग ले ललितादि समाज सहित श्रीचंद्रावलीजी के यहाँ पधारे। सो ललिताजी तत्काल उठिके श्रीठाकुरजी कों श्रीस्वामिनीजी कों नमस्कार करिके

---

કર્યું. શ્રીસ્વામિનીજીની સખી તે મારી સખી બરોબર છે. એણે મને શાપ દેવડાવ્યો ? કે છ માસ સુધી મને પ્રભુનાં દર્શન નહીં ? એ લલિતાએ સ્વામિની–દ્રોહ કર્યો. કેમકે શ્રીઠાકુરજીથી શ્રીસ્વામિનીજી પ્રકટ્યાં છે અને શ્રીસ્વામિનીજીના મુખચંદ્રથી શ્રીચંદ્રાવલી પ્રકટી. શ્રીચંદ્રાવલીજીથી બધી સ્વામિની-સખી પ્રકટી છે. તેથી શ્રીઠાકુરજીના દક્ષિણ ભાગમાં શ્રીચંદ્રાવલીજી બિરાજે છે. તે એથી કે બધી સખીઓની સ્વામિની રૂપ શ્રીચંદ્રાવલીજી તે બધામાં શ્રેષ્ઠ છે. તેથી શ્રીચંદ્રાવલીજીએ કહ્યું કે લલિતાએ સ્વામિની–દ્રોહ કર્યો છે. તેથી આ લલિતાની અકાલ મૃત્યુ થાવ અને પ્રેતયોનિને પામો. શ્રીઠાકુરજી શ્રીસ્વામિનીજી પણ રક્ષા ન કરી શકે અને કોઈથી પ્રેતયોનિ નિવૃત્ત ન થાય. મને શાપ અપાવડાવ્યો તેનું આ ફલ ભોગવો. આ વાત કોઈ સખીએ લલિતાજીને કહી. એ સાંભળતાંજ લલિતા મહા કંપાયમાન થઈને તત્કાલ દોડીને શ્રીસ્વામિનીજીના ચરણોમાં આવીને ગિર પડી. પછી પોતાની બધી વાત લલિતાએ કહી. ત્યારે શ્રીસ્વામિનીજીએ શ્રીઠાકુરજીને બોલાવીને કહ્યું. કે લલિતાજી આપણા હાથથી ગઈ તેથી હવે કંઈ ઉપાય કરો. પછી શ્રીઠાકુરજી શ્રીસ્વામિનીજીને સાથે લઈ લલિતાદિ સમાજ સહિત શ્રીચંદ્રાવલીજીને ત્યાં પધાર્યા. ત્યારે શ્રીચંદ્રાવલીજીએ તત્કાલ ઉઠીને શ્રીઠાકુરજીને શ્રીસ્વામિનીજીને નમસ્કાર કરીને ઉંચે આસને પધરાવ્યાં. પછી પરમ પ્રીતિથી

